

# પારકા ઘરની લક્ષ્મી

જયભિખ્ખુ

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધી રસ્તા, અમદાવાદ



# પારકા ઘરની લક્ષ્મી

જયભિખ્ખુ




ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ.

બહેનીના વહાલસોયા હેતથી
અમારા ગૃહજીવનમાં
પ્રકાશ પાથરનાર

શ્રી. કાન્તાબ્હેનને

[ શ્રીમતી કાન્તાબેન લાલભાઈ શેઠ ]

—જયભિખ્ખુ



" લીલાવતી પુત્રરૂપે જન્મી હોત તો સારું થાત "

સ્વ. ગોવર્ધનરામ

*

For wedded man
They know no measure
When that they find
A patient creature

Chaucer.

*

'तू' बत्ती, 'मैं' स्नेह बनू,
'वह' बन जावे चिनगारी,
इस असीम जल पथके उपर
तब फैले उजियारी ।

*

ઊગે ને આથમે વર્ષો, ઓટ ને ભરતી ભર્યાં,
સ્નેહથી સંચર્યાં સાથે, દેવી, તે દંપતી તર્યાં.

મહાકવિ નાનાલાલ

# વાર્તાઓની વાર્તા

'**બેઠા બળવા**' પછીનું આ મારું બીજું સામાજિક સર્જન છે. આ બધાં પાત્રોની, આ ભિન્ન ભિન્ન વિગતોની એક સળંગ નવલકથા સર્જવા માટે જ સૃષ્ટિ રચી હતી. પણ ધીરે ધીરે છૂટી વાર્તા રૂપે વગ પડયે એ સર્જાતી ગઈ. પછી નવલકથા લખવાના વિચારે બેઠો ત્યારે સમજ પડી કે કદાચ તેમ કરવા જતાં રસ જામશે, પણ વિગતો અડધી થઈ જશે; શણગાર આવશે, પણ દેહસૌષ્ઠવમાં ક્ષતિ થશે, એટલે આ વાર્તાસંગ્રહ જેમનો તેમ રજૂ કરું છું.

હિંદુ સંસારની સ્ત્રી માટે આપણે ત્યાં પ્રથમથી લઘુતાની ગ્રંથી સેવાઈ રહી છે. રાજકીય સ્વાતંત્ર્ય માગનારા આપણે વાણીસ્વાતંત્ર્ય ને વિચારસ્વાતંત્ર્યના પૂર્ણ હિમાયતી છીએ. નસેનસમાં પ્રસરેલો હરિજન–વિરોધ આપણે સહેજમાં ફેરવી નાખ્યો છે. ભીલ ને અનાર્ય કોમને અપનાવી લીધી છે. મુસ્લિમ પ્રશ્નમાં આપણે મહાનુભાવતા સ્વીકારી છે. માનવતાના નાતાથી ખૂબ ખૂબ ઉદાર બન્યા છીએ, પણ સ્ત્રીના પ્રશ્નમાં મોટો ભાગ હજી જ્યાંનો ત્યાં છે. સ્ત્રીના પ્રશ્નમાં સુધરેલા કે પુરાણા–શહેર કે ગામડાં લગભગ જ્યાંનાં ત્યાં છે. મૂડીવાદ ને મજૂરવાદની જેમ પુરુષ ને સ્ત્રીના પ્રશ્નનો નીવેડો આવી શક્યો નથી. સ્ત્રી તો સદા વેદનાની મૂર્તિ જ રહી છે, ભોગની સામગ્રી બની છે. મરજી પડી ત્યાં સુધી એને ઘરની રાણી રાખી છે, નહીં તો દાસી બનાવી છે. એનો હક, એનો અવાજ, એનું સ્વાતંત્ર્ય નહીંવત છે.

મારે મન જુનવાણી કે નવયુગની સ્ત્રી વચ્ચે ઝાઝો ફેર નથી. એક દાસી છે તો બીજી રાણી; પણ રાણીયે આખરે તો અંતઃપુરની ને! ચાર દીવાલોની બહાર એનું કોઈ સ્થાન નથી. સમાજે પોતાની વાસનાની તૃપ્તિ માટે સ્ત્રીને જુજવાં રૂપ આપ્યાં છે, કોઈકે સાથે લીધી છે, સભા–સોસાયટીમાં ફેરવી છે, ભાતભાતના શણગાર સજાવ્યા છે. કોઈએ ઘરને ખૂણે ગોંધી છે, લજ્જાબંધન રાખ્યાં છે, ને પાણી–દળણાં કરાવ્યાં છે. એક વિલાસમૂર્તિ બનાવી, બીજાએ વેદનામૂર્તિ! એક માથે ચઢાવી, બીજે પગ નીચેની મોજડી બનાવી! એકમાં આધુનિકતાના અનાચાર છે, બીજામાં અંધશ્રદ્ધાના અત્યાચાર છે. બંને જીવનની યોગ્ય ને ઉત્તમ અવસ્થાની બહાર છે. સ્ત્રીત્વ બંને સ્થળે અસ્મિતાવિહોણું, મિલકતરૂપ બનેલું વેડફાય છે. આત્મા, મન, હૃદય બંને ઠામે ઠોકરે મરાયું છે. બંનેએ સહધર્મિણી ઘડવા જતાં સ્ત્રીને વિકૃત કરી નાખી છે.

અને જ્યાં સ્ત્રી જેવું મહાન અંગ હીણું ત્યાં વિરાટ માનવતાનાં કુંકુમ પગલાં અસંભવિત જ બને. સો અળસિયામાંથી એક અળસિયું વર્તુલ ભેદી અજગર જેવું બને, એથી શેષ ભાગને કંઈ મહત્ત્વ લેવા જેવું નથી. ભાવના, સંસ્કૃતિ, માનવતાના નાતાથી આ સમાજનું દિન પ્રતિદિન પતન થઈ રહ્યું છે. સ્વાર્થાંધોએ એટલી વર્ણસંકરતા જન્માવી છે, કે જૂનું ચિત્ર ભૂંસીને નવું ચિત્ર કરીએ તોય તે અપૂર્ણ લાગે છે. નવું ચિત્ર ભૂંસીને જૂનું જ રાખીએ તોય સંતોષ થતો નથી. એકમાં નીતિની શીળપ નથી, બીજામાં ઉદારતાનાં અમી નથી. કારણ?

કારણ કે આપણે જીવન પ્રત્યે આદર ખોયો છે, વૃત્તિઓની તૃપ્તિમાં સુખ જોયું છે. આપણે શીલ ખોયું છે. શીલના આનુષંગિક સત્ય, સંયમ ને ઉદારતાને બદલે આખો સમાજ દંભ, વિલાસ ને સંકુચિતતા તરફ જઈ રહ્યો છે. રાજતરંગિણીના કર્તા કવિ બિલ્હણનું વાક્ય છે, કે किं नु याति विपर्ययं विगलिते शीलस्य चिंतामणेः।

શીલરૂપી ચિંતામણિનો આજે સમાજમાંથી અભાવ થયો છે, માનવી જાણે વ્યવહારની બહાર માથું મારી શકતો નથી. સમાજ એની સત્યપરાયણતા તોડી નાખે છે, એના આદર્શ ત્યાં ડગમગી જાય છે. એની ઉન્નત કલ્પનાઓ આ સમાજની સામે ધુમાડાના બાચકા બની જાય છે. એ પરંપરા એવી દુર્ભેદ્ય છે, કે માનવી મને કે કમને એ દંભ, એ દૂષણ, એ રિવાજ, એ ખર્ચા, એ જલસા ને એ સમારંભ–બાપના કુવામાં બૂડી મરવા જેવી બધી રૂઢિચુસ્તતા જાળવીને આ શ્રયતાની ચક્કરને સલામત રાખે છે. રાષ્ટ્રીય ક્રાન્તિ સમયે સામી છાતીએ ગોળીબાર ઝીલતો જુવાન ઘરનાં બંધનો સામે લાચાર બની જાય છે. એ બળવો કરે તો તેને જ પીઠ ફેરવી નાસી છૂટવું પડે છે.

જેઓ આ બંધનો તોડી જુદાં એકમોમાં વસે છે, ત્યાં પણ બીજે છેડેથી શરૂ થતાં દૂષણોવાળો નવો સમાજ ખડો થાય છે. મનુષ્ય સામાજિક પ્રાણી છે; સમાજને એ છોડી શકતો નથી. એના નવા વરણાગિયા સમાજમાં નવી રીતના એના ખર્ચા, એની દિન દિન બદલાતી ફેશનો અને એના કૃત્રિમ વિલાસ ઓર ભયંકર છે: ગાયને દોહી કૂતરાને પાવા જેવી સ્થિતિ ત્યાં છે. કારણ કે સ્થિતિના પરિવર્તનથી માણસ સુખી થતો નથી; સ્થિતિને સુધારનાર શીલની આવશ્યકતા છે.

નવા વાઘા પહેર્યે કે જૂના વાઘા છોડયે સ્થિતિમાં કંઈ પરિવર્તન આવતું નથી. જેટલી જુનવાણી સ્ત્રીઓએ દુઃખી–દરિદ્રી સંસારને સોનાનો કરીને નીભાવ્યો છે. એટલો આ નવી, શોખીન, મોજીલી નારીઓએ નથી નીભાવ્યો. સાદા સાડલાએ ગરીબ પતિના ઘરને સૌરભ-ભર્યું રાખનાર જુનવાણીની સામે કીમતી વસ્ત્રોના ગંજ પછી–ટોલેયટ ને તમાશાઓનાં લખલૂટ ખર્ચ પછી–પણ હમેશાં પતિની ગરીબીને ટોકનાર હજારો નારીઓ નીરખી છે.

ભણેલીઓએ જ–કહેવાતી સંસ્કારવંતીઓએ જ–શોક્ય બનીને, અને અભણ, ગરીબ સ્ત્રીઓના જીવનમાં આગ લગાડી વાસનાની ક્ષણિક

તૃપ્તિ મેળવી છે. કોમળતાના નામે નવા યુગની નારી ડાક્તર ને દવાની ગુલામ બની છે; આઝાદીને નામે એશ–આરામી બની છે. અને સંસારના સુપ્રજનન યજ્ઞ માટે એ ઘરની રાણી નાકામયાબ બનતી ચાલી છે.

અતિશયોક્તિ ન લાગે તો એક સત્ય હકીકત કહેવી જરૂરી લાગે છે: કેટલીય નવા યુગની નારીઓ પોતાનાં બાળકના શૌચને સાફ કરતાં ધ્રૂજે છે, ને એની ગંધે નાકે રૂમાલ દાબે છે. આયાઓ સિવાય બાળકની રખેવાળી એ કરી શકતી નથી. પોતાના વિલાસ નિર્બાધ રહે, એ માટે બાળકોને ઘરબહાર રાખવામાં એ રાચે છે.

જૂની સ્ત્રીએ ઘણું ખોયું ને થોડું જાળવ્યું ત્યારે આ સ્ત્રીઓએ તો ઘણું ખોયું ને નવી વિકૃતિનો ઔર ઉમેરો કર્યો છે.

આ રીતે ચાલ્યું તો સારી પ્રજાની આશા ઉત્તરોત્તર વ્યર્થ છે. અલબત્ત, અસ્મિતા નવી સ્ત્રીએ મેળવી છે, પણ મેળવેલી મૂડીને કામે ન લગાડી તો એ કંજૂસના ધનની જેમ વ્યર્થ જ છે.

શીલવિહોણા આવા સમાજનું હીર ચુસાઈ રહ્યું છે. દિનપ્રતિદિન જીવનધોરણ હલકું, મનોવૃત્તિઓ નિર્માલ્ય ને સૌંદર્યભર્યાં શરીરોની અછત જોવાય છે. આમ ને આમ આ રગશિયું ગાડું હાંકયે જ રાખ્યું તો પચીસ વર્ષે તંદુરસ્તી ને તેજથી છલકાતો સારો ચહેરો નજરે નિહાળવો દુસ્વાર થશે. કારણ કે સમાજદેહને સૌષ્ઠવપૂર્ણ, સૌંદર્યભર્યું રાખનાર સ્ત્રી વર્ગને જ કચડયો છે. સ્ત્રીને આપણી દીવાલોમાં જ રાખવા નાતજાતના, આપણા આશ્રયે જ રહે એ માટે લગ્નબંધન ને આહાર-વિહારના, આપણા દંભને પવિત્ર ફરમાન લેખે એ માટે શાસ્ત્રવચનના, આપણી ગુલામી અમર રહે એ માટે વૈધવ્ય ને બાલવિવાહના, ન જાણે કંઈ કેટલાં બંધનો બાંધ્યાં છે. એક મર્દ પણ એટલાં બંધનોથી અકળાઈ ઊઠે ને આત્મહત્યા કરવા તત્પર થાય: એટલાં બધાં બંધનો એક ભીરુ, કોમળ, નાનકડી, નવોઢા પર લદાયેલાં છે.

માતા, ભગિની, પુત્રી ને પત્નીની આ મહામહિમામયી સંસ્થાને નષ્ટભ્રષ્ટ કરીને, ગુલામીની જંજીરોમાં જકડીને પુરુષવર્ગે પણ કંઈ લાભ પામ્યો નથી. એણે નિર્માલ્યતા, નિસ્તેજતા ને વિચારદારિદ્ર સદાને માટે પોતાનું કર્યું છે. નિષ્કર્મણ્યતા ને સંકુચિતતા એના સદાનાં સાથી બન્યાં છે. એ પેટની ને પેટ પડયાં સિવાયનાંથી વિશેષ દુનિયા જોઈ શકતો નથી. મહામાનવતાનું એને સ્વપ્ન નથી. વિરાટ સહાનુભૂતિની એને કલ્પના નથી. લંડનની શેરીએ શેરીએ મળી શકતો એક મુક્ત આદર્શતરસ્યો ગૃહસ્થ, આપણે ત્યાં પચાસ પચાસ ગામડે પણ મળતો નથી.

સર્વત્ર વિડંબનાનું ભયંકર હાસ્ય ગાજી રહ્યું છે. ક્ષુદ્રતાની હીન કોટિએ સમાજ ઝડપથી ઊતરી રહ્યો છે. 'Sex'–જાતીયતા પોતાનું ઘર કરી રહી છે. સંયમ પ્રત્યેની શિથિલતા એ ફેશન બનતી જાય છે. અનાચાર પ્રત્યેની સૂગ ઓછી થતી ચાલી છે. વિલાસ તરફની આકાંક્ષા તીવ્ર બની રહી છે. વાસનાની વેલ પર પતંગિયાં ઊભરાઈ ઊઠયાં છે. જન્મપ્રમાણ વધ્યું છે. પ્રાણબળ ઘટે ત્યાં સંખ્યાપ્રમાણ વધે છે. અને જન્મપ્રમાણથી ય મરણ પ્રમાણ વધુ છે.

ધર્મ તો મૂએલી ઘો જેવો ખાલી જગા રોકતો પડયો છે. કાયદો તો જાણે પોથી–પાનાં શોભાવવાં સિવાય, કોઈ છેલબટાઉઓને બેએક વધુ છટકબારીઓ બતાવ્યા સિવાય કંઈ કરી શકયો નથી.

આવું આવું કંઈક કહેતી આ કથાઓ તો થોડીએક વાનગી છે. જે 'બાલવિધવા'ના જીવનની બલવતી પ્રેરણાથી આવી વાર્તાઓ લખાવ તરફ આકર્ષાયો–તેને વિષે તો આ ગ્રંથમાં અલ્પ અતિ અલ્પ છે.

આપણા સમાજના એક ઘૃણિત કોણને પ્રગટ કરતી એ કથા પણ કહી દઉં:

*

બારેક વર્ષની ઉંમરે વીસેક વર્ષની એક પડોશણ મળી. એ નાગરાણી હતી, અને નાગર સ્ત્રીઓને પ્રકૃતિથી મળતું એનું લાવણ્ય તો અદ્ભુત હતું. સંસ્કાર પણ અજબ હતા. શરદના ચંદ્ર જેવું મુખ, સરસ્વતીના જેવી નિર્મળ વાણી, ગળું કોકિલાનું ને ગતિ હરિણીના જેવી.

પણ આ સમાજ–હરિણીને વિધાતાએ જીવન–માર્ગના પ્રથમ પ્રવેશમાં ભુલવાડી; એને બાળવિધવા બનાવી. માથેથી સિંદૂર, હાથમાંથી કંકણ ને પગમાંથી ઝાંઝર ઝડપી લીધાં. પણ સિંદૂર વિનાનું એનું લલાટ જરાય ઝાંખું ન પડયું. કંકણ વિનાના હાથ મૃણાલદંડની શોભા ધરવા લાગ્યા. ઝાંઝર વિનાના પગમાં નૃત્ય તો આપમેળે ઊપજેલું હતું.

એનો ઘનસ્યામ કેશકલાપ કાતરી નાખવાનું શાસ્ત્રીય ફરમાન હતું. એ ફરમાનનો અમલ કરવાની સંપૂર્ણ તૈયારીઓ પણ થઈ ગઈ હતી, છતાં મૂઢ ઘેટું પણ ખડ્ગ ઉગામીને ઊભેલા જલ્લાદને નીરખી ભૂલેચૂકે જીવનના ક્ષુદ્ર મોહને વશ થઈ કદી ચિત્કાર કરી ઊઠે છે, એમ–નાપિતના સજાયાને જોઈ એ કમનસીબ છોકરી રડી પડી. કેમે કરી મૂંડનવિધિમાં એ પ્રવેશ ન પામી.

દૈત્યોના દિલમાં પણ દયા વસે છે, એ દયાથી એનો કેશકલાપ બચી ગયો. પણ સમાજને થોડા જ વખતમાં ખબર પડી ગઈ કે દયાએ ડાકણને ખાધી છે. શાસ્ત્રના ફરમાનમાં દયા કે ભાવનાથી કામ લેતાં કેવો અનર્થ થઈ જાય છે, એની તે સર્વને ખાતરી થઈ ગઈ.

એ કાળા ભમ્મર કેશને ઓળવા આયનો લઈને બેસતી. બેસતી એટલું જ નહીં, વાળને હોળ્યા પછી બે એક ક્ષણ પોતાની મુખછબી એમાં નિહાળી રહેતી, અને દેવસેવાનું ઉચ્છિષ્ટ એકાદ જાસૂદ ફૂલ છાની છાની વેણીએ ઘાલતી.

આ એક વાત. બીજી વાત એ કે,

ઘરનાં નવ માણસોમાંથી રાત પડતાં જ્યારે આઠેઆઠ બબ્બેની જોડીમાં ચાર ઓરડામાં લપાઈ જતાં, ત્યારે ધર્મશાસ્ત્રે યોજેલી જપમાળા આદિ પ્રક્રિયાઓની અનભિજ્ઞ ને તેમાં અલ્પ રસવાળી બાળકી એકલી ડરતી-ધ્રૂજતી દરેક ઓરડાના બારણે ફરતી. ૪૦ વર્ષની જેઠાણી ૫૦ વર્ષના જેઠનું માથું હોળતી, બીજી વાર પરણેલા સસરાજી નવપત્નીને અત્તરનાં 'પૂમડાં' ને મીઠાઈનાં પડીકાં આપી સમજાવતા ને એવું બીજું ઘણું ઘણું એ જોતી ને અંધારી રાત વિતાવતી.

ઘનઘોર રાતે ઘૂવડ બોલતું અને એને પણ ક્યાંય લપાવા ઓથાર જોઈતો. અરે, પણ આ અધર્મકથા શું કથવી ? શું એ બાળકી સમજતી નહોતી કે, બધું ભાગ્યાધીન છે. 'ભાગ્યહીન કછુ પાવત નાહીં.' આ તુલસીદાસનો સંદેશ શું એ જાણતી નહોતી ? આ નિયમોનું ઉલ્લંઘન કરવા કરતાં એણે નાસી જવું જોઈતું હતું, કૂવો-હવાડો શોધવો જોઈતો હતો. પણ જીવનના મોહ છે ને ! ન એ નાસી જઈ શકી, ન એ આત્મહત્યા કરી શકી.

મતલબ કે એ બાળકી સૌન્દર્યભરી યુવતી બની. અલબત્ત યોજના તો એવી જ હતી કે કુમારિકા અવસ્થામાંથી સીધી એને વૃદ્ધાવસ્થામાં પરિણત કરી દેવી; પણ આર્ય ઋષિઓએ એવો કોઈ પ્રયોગ યોજેલો નહીં, એટલે એ નિરુપાયે નવયૌવના બની.

સંસાર આખો વિલાસમાં મસ્ત હતો. એમાં આ બિચારી જીવનની ફૂલવાડીમાં વસન્તની બહાર લઈને આવી ઊભી.

મહાન કાદંબરીકારે એક સ્થળે પોતાનો વાણીટંકાર કરતાં કહ્યું છે કે: અરે, આ સંસારમાં કોણ એવો છે, કે જેનું યૌવન નિર્વિકાર વીત્યું છે. આ અનિવાર્ય વિકારે બાળવિધવાને ભુલવાડી.

કોઈ માર્ગદર્શક ન મળવાથી એક એ ગરીબ પણ હિંમતબાજ

યુવાનને લઈ ગામડે ગામ ઊતરી. ગામડા ગામમાં રાજાની રાણી સિવાય બીજા કોનાં એવાં રૂપ હોય. બ્રાહ્મણનાં ઘરમાં આવાં રૂપ તે સમાય ! વિધાતાએ જ જેને બાલપણથી બાળવી શરૂ કરી, એને અત્યારે કંઈ શાન્તિ મળે ? હવે તો આખા સંસારમાં આ ઘર સિવાય એનું કોઈ સ્વજન નહોતું. બાપ તો મરેલી માનતો. મા તો એનું નામ ન લેતી. સાસરિયાં તો મળે તો રાઈ રાઈ જેવડા ટુકડા કરવા તૈયાર હતાં. દયા–માયા, ઉદાર હૃદય કે સહાનુભૂતિ, સમવેદના કે સૌજન્ય, એ બધાં આ સમાજમાં દેરાંદેવળ ને પોથીપાનાં સિવાય બીજે ક્યાંય રહ્યાં નહોતાં.

બાર વર્ષના મને આ સખી મળી. ઉંમર મોટી પણ દિલ તો નાનું, નિર્દોષ, હેતાળ. બેયે સાથે ગીત ગાયાં, વાર્તાઓ વાંચી, વાદ વદ્યા. ઝાંઝરીની ઝીણી વેળુ ઉપર ચિતરામણ કાઢયાં. નદીકાંઠાનો ધોળો ફૂલ ભેગું વીણ્યો. એ કદી રડતી ત્યારે ભૂલી પડેલી વનપરીની યાદ આવતી. એ હસતી ત્યારે જાણે વનવગડામાં રૂના પોલ વેરાતા. કોકવાર તો મરેલી માનાં સંભારણાં આપતી. પણ હાસ્ય જાણે એના જીવનને અનુરૂપ નહોતું. પાછળનાં વર્ષોમાં તો એ વેદનામૂર્તિ જ બની રહી.

છએક વર્ષના સમાગમ પછી અચાનક અમે છૂટાં પડયાં. પડયાં એ પડયાં. છેલ્લા પાદરના ગંભીર વડલા હેઠળ એ મળી. હેતથી મને કહ્યું: “ ભઈલા, ભૂલી ન જા !”

આ ઉંમરે હૈયું બહુ ગંભીર થઈ શકતું નથી. સંસારની ગમે તેવી ઘટનાને પોતાના હાસ્યના ફુવારે ઉડાડે છે. હું પણ હસ્યો એ વાત તરફ. પણ એ ન હસી.

મેં વિચાર્યું, ભલા, તને તો ભૂલી શકાય !

એ વિચારતી હતી કે ભલભલા ભૂલી જાય છે. અમારા બેમાંથી

કાણુ સાચું ઠરે છે, એ જોવાનું હતું: પણ વિધાતા વળી ત્રીજી તાકમાં હતો વર્ષે દહાડે કાશી–બનારસમાં વિદ્યાર્થીજીવન ગુજારતા વિદ્યાર્થીએ સાંભળ્યું છે કે એ સખી ગુજરી ગઈ. સમાચાર આપનારે એટલું ઉમેર્યું કે એ સુખી થઈ બિચારી; છૂટી આ ભવભ્રમણામાંથી !

'સુખી થઈ!' આ શબ્દો મારા માનસપટ પર મહિનાઓ સુધી ગુંજ્યા. એણે મારા મન પર સામાજિક વિષય તરફ વેગ આપ્યો. દિલની વરાળ કાઢવાની સદા ઇચ્છા રહ્યા કરતી. કોની પાસે કાઢવી ? કેમ કાઢવી ? કોણ શા માટે સાંભળે ? આ મનોમંથનમાં એક રાતે કંઈક લખી નાખ્યું. હાજીમહમ્મદ સ્થાપિત 'વીસમીસદી'માં (એ વેળા સાપ્તાહિક હતું) એ પ્રગટ થઈ ગયું. ભારે ચમત્કાર જેવું લાગ્યું. એનું નામ 'વાર્તા.' મેં આવી સામાજિક વાર્તાઓ દ્વારા મનનું કંઈક દર્દ ગાવાનું નક્કી કર્યું.

આ એકેક કથા એવી દર્દ કહાણી છે. કેટલીકનું ઘડતર સાચા બનાવો પર જ છે, કલ્પનાના અંશ તો અતિ અલ્પ છે. સંસાર આખો એક નાટક છે. નાટકના નટને રોવાનું હોય તો પણ એ રુદન માટે પણ તાલ, પદ્ધતિ ને સૂર ગોજાય છે. એ રીતે હાથચડ્યા કસબથી આ વાર્તાઓ વણી છે.

આમાં બે ભાગ છે; જુનવાણી સમાજ ને નવીન સમાજને સ્પર્શતા. તેમાં પણ વધુ ભાગ કાઠિયાવાડને લગતો છે, કારણ કે હું એ પ્રાંતનો છું. કેટલીક વાતો જૈનોને સ્પર્શતી છે, કારણ કે હું એ ધર્મનો છું. પણ પરિસ્થિતિ પરત્વે દેશ કે ધર્મથી કંઈ ભેદ પડતો નથી. કોઈ પણ પ્રાંત કે ધર્મમાં નારીની સ્થિતિ લગભગ આવી જ છે.

અલબત્ત એટલું તો નિર્વિવાદ છે, કે સંસારમાં સ્રીને ભાગ વેદના વધુ આવી છે. એના સામાન્ય કાર્યનો, નાની એવી ભૂલનો પણ પ્રકૃતિ પડઘો પાડે છે. પણ વેદના પર જ સર્જન નિર્ભર હોય

છે. સ્ત્રીઓએ જ સમાજને જીવન્ત બનાવ્યો છે, એ જીવન્તતા સાધવા માટે—સમાજની ઈમારતને સાબૂત રાખવા માટે સ્ત્રી પાયાનો પથ્થર બની છે. એણે પોતાનું સર્વસ્વ પાયામાં ધરબ્યું છે. અજાણ્યું પણ એ અર્પણ છે; અતિમૂક પણ એ યજ્ઞ છે.

કોણ કહે છે, કે ઇમારતના સુંદર નકશીદાર ઝરૂખા કરતાં પાયાના અણઘડ પથ્થરનું મૂલ્ય અલ્પ છે ?

એ મૂંગી કુરબાનીને આપણે સમજીએ, એની કીમત કરીએ ને એનો આદર કરીએ.

ચૈત્રી પૂનમ, ૨૦૦૨
પટેલનો માઢ, માદલપુરા,
એલિસબ્રીજ : અમદાવાદ.

જયભિખ્ખુ

## અનુક્રમ

### ૬ ૧. જુનવાણી

## ખંડ ૨. નવયુગ

# ૧. પારકા ઘરની લક્ષ્મી

**જીવનની** ઘણી સમસ્યાઓ વિકટ હશે, પણ આ સંસારમાં દીકરીમાંથી વહુ બનવા જેવી એકે વિકટ સમસ્યા નહીં હોય. એમાંય શ્રીમંતાઈના દ્વારમાંથી નીકળીને આવનાર દીકરીના ભાગ્યમાં કદાચ આથી વધુ દુર્દૈવ પણ બીજું નહિ હોય.

શાણી, ભણેલી, ગણેલી, પારિજાતકના પુષ્પસમી સુંદર સુવર્ણાને આ મહાન રહસ્યનું જ્ઞાન આજે એકાએક થઈ આવ્યું.

રંગભરી રાતની એ પહેલી જ ઊઘડતી ઉષા હતી. સુવર્ણાએ મદભરી આંખે પથારીમાંથી બેઠાં થઈ બગાસું ખાધું, ત્યારે સુવર્ણ-રંગી પ્રભાત ચારે તરફ આછો પ્રકાશ વેરી રહ્યું હતું. એણે સાવધ થવા પોતાનો વિખરાયેલો ઘનશ્યામ કેશકલાપ હળવે હાથે સમાર્યો, પણ ઉજાગરે ઘેરાયેલી આંખો આપમેળે બિડાઈ ગઈ. સુવર્ણા ફરીથી તંદ્રામાં પડી. તરુણાવસ્થાની અનેક મોહક સ્વપ્નોથી શણ-ગારાયેલી એ તંદ્રા હતી!

પ્રભાતનો તપસ્વી તપતો જતો હતો, એણે તો આખું જગત પ્રકાશમય બનાવી મૂક્યું હતું.

"રાણી સૂતાં છે કે?" બારેક વર્ષની નાની નણંદનો અવાજ આવ્યો.

"હા, બા! ઊંઘણશી લાગે છે. અમે તો ક્યારનાં દેવમંદિરે

જઈ આવ્યાં." નાની નણંદીને સદા સંતોષવાની ટેવવાળાં મોટાં વહુએ સૂરમાં સૂર મિલાવ્યો.

"રસિયાં છે. રસની વાતોમાં જ રાત વિતાવી દીધી હશે." એણે ઉમેર્યું : "શ્રીમંતનાં ઘરનાં દીકરી એટલે એ તો......"

આ વાત એકાએક આટલે જ અટકી, કારણ કે ઘરના અંદરના ઓરડામાંથી–બોડમાંથી કોઈ વાઘણ ઘૂઘવાટો કરે તેવો અવાજ આવ્યો.

"શ્રીમંત થયાં એટલે શું ? પૈસો તો હાથનો મેલ છે. આજ છે ને કાલ નથી. ખાનદાની કોનું નામ ? શ્રીમંત થયાં એટલે કંઈ વિવેકમર્યાદા ભુલાય ! વહુવારુ આટલા વખત સુધી ઘોરે એ કયાંસુધી સારું દેખાય ? સરિતા, જા એમને જગાડ ! હમણાં સગાંવહાલાંને ત્યાં જવું પડશે."

આ શબ્દો એટલા કઠોર અને એટલા ભારે હતા કે ઊંઘતો માણસ પણ સફાળો જાગી ઊઠે, ત્યારે સુવર્ણા તો અર્ધનિદ્રામાં હતી. એણે સાસુજીના શબ્દો સાંભળ્યા, પણ સાંભળીને એકદમ બેઠી ન થઈ. જગાડવા આવેલી સરિતાના હાથને તરછોડી, ઓશિકામાં મોં છુપાવી, પડી રહી. એ વિચારતી હતી :

"વહુ થઈ એટલે શું ? મને પૂરી ઊંઘનોય હક્ક નહીં. આવી રીતે મારી સ્વતંત્રતા પર તરાપ પડે એ કેમ ચલાવી લેવાય ? મને અત્યારે કેટલા આરામની જરૂર છે, એ આ જડ જેવાં લોકો કયાંથી–કેમ કરીને સમજે !"

અને ખરેખર, સુવર્ણાને ઇન્સાફ આપવા ખાતર એટલું તો કહેવું જોઈએ કે એનું નાજુક બદન અત્યંત થાકેલું હતું. એના અંગ પ્રત્યંગમાં ઝીણું ઝીણું કળતર જાગ્યું હતું. એના કોમળ હાથ થાકીને લોથ હતા. એ ન ઊઠી, ન બેઠી થઈ, ન કંઈ જવાબ વાળ્યો !

એકચક્રી સામ્રાજ્યના સ્વભાવવાળાં સાસુજી આ સહન કરે એ અશક્ય જ હતું. બેસતો રાજા ને આવતી વહુ, બન્નેને સાનમાં સમજાવ્યા વગર કેમ ચાલે? સાસુએ ધીરેથી કહ્યું:

"અરે રે! લાજ મલાજો જ નહીં. શું શ્રીમંત બધાં આવાં જ હશે! પણ એમાં દોષ કોને દેવો? માબાપના શિક્ષણની જ ખામી. કૂવામાં હોય તો હવાડામાં આવે ને!"

આ શબ્દો માતાપિતાને પૂજ્ય માનનારી સુવર્ણાથી સહન ન થયા. એ સફાળી બેઠી થઈ ગઈ—ગર્જી ઊઠી:

"કેવાં વિચિત્ર! આજથી માબાપને ભાંડવાના ગણેશ માંડ્યા."

સુવર્ણાના મિજાજનો પારો ઊંચો ને ઊંચો ચડતો જોઈ સહુ ચૂપ થઈ ગયાં. કોઈએ સામો જવાબ ન દીધો. તે ઊઠીને નિત્યક્રમમાં પરોવાઈ, પણ એને ખબર ન હતી કે એણે આ રીતે આ ક્ષેત્રમાં પોતાના બે સમર્થ વિરોધીઓ ખડા કરી દીધા હતા. આ બે વિરોધીઓએ બીજા પક્ષકારો મેળવીને સુવર્ણા સામે જબરો મોરચો જમાવવાની શરૂઆત પણ કરી દીધી હતી.

તેઓએ એક નીતિ અખત્યાર કરી કે વાતવાતમાં સુવર્ણાની ખોડ કાઢવી. સવારના પહોરમાં સ્નાન કરી, તાજી વેણી ગૂંથી, એમાં બકુલ પુષ્પની વેણી ઘાલી, બહાર દેવદર્શને જતી કે વિરોધીઓનો મધપૂડો ગણગણી ઊઠતો:

"હવે તે કંઈ દીકરી છે કે સાડી માથેથી ખરી જાય તેનું ભાન ન રહે! અને રસ્તામાં કોઈ મળ્યું કે ખડખડાટ હસી પડવું, એ સારા ઘરની વહુને કેમ છાજે!"

સુવર્ણા જે ઘરમાં ગઈ હતી એ ઘરનો, અરે, એ આખી જ્ઞાતિનો રિવાજ હતો કે વહુએ ક્યાં કપડાં પહેરવાં, એની પણ

મંજૂરી જેઠાણી, નણંદ કે સાસુ પાસેથી લેવી પડે. સુવર્ણા આ રિવાજને અનુસરવા મથી, પણ એને પહેલે પગલે જ વાંકુ પડયું. એક દહાડો સાસુજીએ હુકમ કર્યો:

"આ અટલસના પોલકા પર ઘરચોળું પહેરો, નહિ તો જામનગરી બાંધણી ઓઢો!"

આછું આસમાની રંગનું પોલકું, એના પર રાતુંચોળ ઘરચોળું કે બાંધણી કેવી શોભે! સુવર્ણાએ કહ્યું: "આસમાની પોલકા સાથે આસમાની રંગની જ સાડી શોભે! આ હીરાની વીંટી, આ મોતીનાં સુંદર એરીંગ ને કંકણો સાથે તો એ જ શોભે. આજે મેં વેણી પણ મોગરાની જ ગૂંથી છે, એટલે ઘરચોળું ઓઢું તો ખાસી મારવાડણ જ લાગું."

"વહુ, જરા સંભાળીને બોલો!" સાસુજીએ વાત દમ પર લીધી: "બીજી બધી મારવાડણ નથી લાગતી ને તમો એકલાં જ લાગો છો! વાત કરતાં જરા શરમાઓ."

"શરમ તો છે કોને! મોં આખો દહાડો ઉઘાડું." નણદીએ સૂર મિલાવ્યો. "દાંત તો બહાર ને બહાર. આજ વેણી તો કાલે વળી કંઈ બીજું! ભાભી, મારા ભાઇને તમે ગમો છો; આ નખરાં નહીં કરો તો ય ચાલશે."

"નખરાં? જીભ સંભાળો!" સુવર્ણાનો મિજાજ તપી ગયો. અને એનો પારો ઊંચો ચડેલો જોઈ સહુ ચૂપ થઈ ગયાં.

પરણીને આવ્યાનું ટાણું હતું. સુવર્ણા થોડા દિવસમાં પિયર જવાની હતી. સૌએ મુસદ્દીવટનું મૌન ઉચિત માન્યું.

૨

**સુવર્ણા** થોડે દિવસે ઘેર પાછી ફરી. સુવર્ણાનાં માતાપિતા શ્રીમંત હતાં, અને સુવર્ણા એમના દાંપત્યનું પહેલું ફળ હતું,

એટલે ખૂબ લાડકોડમાં ઉછેરી હતી. દરેક વાતમાં એને પૂરી છૂટ આપી હતી. એ સ્કૂલમાં અંગ્રેજી ભણવા માટે ગઈ, તોય તેમણે વાંધો ન લીધો, ઊલટું એમાં પ્રોત્સાહન આપ્યું. જ્યારે બધો સમાજ યુવાન પુત્રીને સાપનો ભારો સમજતો, ત્યારે આ માબાપે પુત્રીને બધી છૂટ આપી હતી. એ સીનેમામાં જતી ને મોડી મોડી પાછી ફરતી; વેળા કવેળાએ બહાર ફરવા જતી, ગમે તે મિત્રો કરતી કે ગમે તેને પત્રો લખતી, પણ કોઈ વાંધો ન લેતું.

સુવર્ણા આ બધું સમજતી હતી. એને ખ્યાલ હતો કે આ સંસારની બીજી છોકરીઓ પોતાના જેટલી આઝાદી ભોગવી શકતી નથી; છતાં એક વસ્તુથી એ ભારે ત્રાસ પામી ઊઠતી.

એના જ ઘરની સામે એક સાધારણ સ્થિતિનું કુટુમ્બ રહેતું હતું. એમને ત્યાં પોતાની જ વયની લક્ષ્મી નામની પુત્રી હતી. આ લક્ષ્મી પર માતાનો જબરો ત્રાસ હતો. એ એને વહેલી ઉઠાડતી, આખો દહાડો ચાલે તેટલું કામકાજ સોંપતી, વાતવાતમાં ટોકતી, મહેણાં મારતી. લક્ષ્મી ખૂબ જ ડાહી ને સુશીલ હતી. એ બિચારી મૂંગે મોઢે આખો દહાડો કામ કર્યા કરતી, છતાંય કોક દહાડો વાંકમાં આવતી તો માતા એને વઢતી ને મારઝૂડ પણ કરતી.

સુવર્ણાથી આ સહન ન થતું. એ એકદમ મદદે દોડતી અને કહેતી :

" લક્ષ્મીની બા, બિચારીને શા માટે મારો છો ? કેવી કહ્યાગરી છોકરી છે ? લક્ષ્મી તો ખરેખર તમારા ઘરની લક્ષ્મી છે."

" સુવર્ણાબેન, દીકરી ગમે તેવી સારી હોય તોય પારકા ઘરની લક્ષ્મી ! તમે તો ભણેલાં, ગણેલાં, સુખી, શ્રીમંતઃ પણ અમારે એવું ન ચાલે ! એને તો પારકું ઘર વસાવવાનું. સાસરે એને મા ક્યાંથી મળશે ? આજથી નવરી બનાવીએ તો એની આખી જિંદગી

ધૂળ થઈ જાય. દીકરીની ને વછેરીની જાત સરખી. એ જેટલી દબાય, જેટલી કસાય એટલી સારી."

"પણ તમે તો શોકયની દીકરી જેવો ત્રાસ આપો છો."

"સ્ત્રીનો આખો ભવ ઓશિયાળો. બહેન, આજે સહન કર્યું, તો આગળ જતાં એ જ મને આશીર્વાદ આપશે. ન જાણે કેવા ઘરમાં દીકરીનાં અન્નજળ હશે! કંઈ કેટલી માથાફૂટો ને કંઈ કેવાં માણસો નસીબમાં લખાયેલાં હશે. જરા કડક સાસરી મળી ને બહેન સુંવાળાં હોય તો સુવર્ણાબહેન, ભવ આખો બગડે."

પુરાણમતની આ સ્ત્રી સાથે સુવર્ણા આથી વધુ ચર્ચા કરવા તૈયાર નહોતી. આ પછી તો સુવર્ણા જીવનના ગલીપચી કરતા વાતાવરણમાં પ્રવેશી. કેશૂડાંને ફૂલ ને રંગ બન્ને લાધ્યાં. માબાપે આખી જ્ઞાતિ તપાસી લીધી, પણ સારા શ્રીમંત ઘરનો એકે મુરતિયો ન મળ્યો. સુવર્ણા તો સૂરજમુખી ફૂલની જેમ ખીલતી જ જતી હતી. એનાં અંગપ્રત્યંગ સ્નિગ્ધ ને ભરાવદાર બન્યાં હતાં, એની ચાલમાં કોઈ નવું ડોલન આવી ભરાયું હતું, એના અવાજમાં કોકિલાના ટહુકાર હતા, એના પગમાં માછલીની ચપળતા હતી. આવી પુત્રી, એને આપવી કયાં?

મૂંઝવણ વધતી ચાલી, પણ એમાંથી એકાએક માર્ગ મળ્યો. શરદ નામનો જ્ઞાતિનો એક જુવાન સહુની નજરમાં આવ્યો; શાંત, ઠરેલ ને પ્રેમાળ. સુવર્ણાને પણ એ બતાવ્યો ને તેણે પણ સંમતિ આપી. માબાપને લાગ્યું કે મુસીબતનો એક મોટો પહાડ માથેથી ખસી ગયો. માસિક ખર્ચને માટે સારી રકમ મળવા લાગી. આમ કરવાથી થોડી રકમ બચતી, જે શરદના કુટુમ્બના ભરણપોષણમાં પણ વપરાતી.

આખરે સુવર્ણા ને શરદનાં ખૂબ ધામધૂમથી લગ્ન થયાં. લગ્નનો

તમામ ખર્ચ સુવર્ણાના પિતાએ આપ્યો હતો. બધાં ધારતાં હતાં કે આ રીતે ઉપકારના બોજ નીચે દબાયેલા નવા ઘરમાં સુવર્ણા રાજ ભોગવશે, પણ થોડા વખતમાં જ એમને ખ્યાલ આવી ગયો કે સ્થિતિ તદ્દન જુદી છે. આ ઘરમાં રાજગાદીનો વારસો-સત્તાનો ભોગવટો તો પ્રાચીન કાળના સ્થાપિત નિયમ મુજબ અબાધિત જ હતો.

આ ભોગવટા સામે સુવર્ણાએ મોરચો માંડ્યો. પોતાનામાં કયી વાતની ખામી હતી? અપાર રૂપ હતું. એક વેણી-ગૂંથનની કળાથી જ એ સ્કૂલના હજારો વિદ્યાર્થીઓને દીવાના બનાવી દેતી. પૈસો પણ હતો, શિક્ષણ પણ હતું, નવનવાં વસ્ત્રાલંકાર એના દેહ પર સ્વયં શોભી ઊઠતાં ને 'સ્ટાઈલ તો સુવર્ણાની' એમ બધાં ખુલ્લં ખુલ્લાં કબૂલ કરતાં.

બિચારા શરદને સુવર્ણા તો આકડે મધ લાધ્યા જેવી હતી. માતા જ્યારે કહેતી કે એને સારી રસોઈ નથી આવડતી, ત્યારે એ શાંતિથી માતાને કહેતોઃ 'શિખવાડજે, બધું આવડશે, હોશિયાર છે.'

બહેન ભાઈ પાસે ફરિયાદ કરતી કે, મારાં ભાભીને તો ભરત ભરતાં ય આવડતું નથી, કેવળ ઊંઘતાં ને ચિતરવાળી ચોપડીઓ વાંચતાં આવડે છે: ત્યારે ભાઈ વાતને હસી કાઢતો.

પણ આ વાતો સદા હસીને કાઢી શકાણી નહીં. સુવર્ણા ફરીથી સાસરે આવી ત્યારે છૂટથી એની સામે બોલાવા માંડ્યું. આંતરકલહ ધીરેધીરે પ્રગટવા લાગ્યો.

સુવર્ણાએ શરદને જીતેલો રાખવા માટે એની પાસે જે એક માત્ર સૌંદર્ય-શણગારની મૂડી હતી, એનો ઉપયોગ કરવા માંડ્યો. સામા પક્ષે રસોઇકળા, શિવણકળા, સ્વચ્છતાનો અજમાયશ કર્યો. આજે પૂરી રસોઈ ન રંધાય તો કાલે કાચી જ હોય. ઘરઆંગણું આજે અડધું મેલું હોય તો કાલે બધે માખીઓ બણબણતી હોય. ઘર અગવડ, આંતરકલહ ને ઈર્ષ્યાનું ધામ બની ગયું.

આખરે સુવર્ણાનો પક્ષ હાર્યો. પતિને એના ફૂલગજરા, કોમળ કદલીદલ જેવા હાથ, સુંદર ટીલડીથી ઓપતું વદન ઉત્સાહ આપી શક્યાં નહીં. સુવર્ણાનાં અમોઘ શસ્ત્રો એક પછી એક નિષ્ફળ જવા લાગ્યાં. કેટલીકવાર સુવર્ણાનો શણગાર એમ ને એમ રહી જતો ને મનક્લેશમાં રાત વીતી જતી. કેટલીકવાર શરદ શાન્તભાવે બેસી રહેતો, ઘણીવાર એની આંખો આંસુથી છલકાઈ જતી.

સુવર્ણા ને શરદ બંને રડતાં. આ સંસારગૂંચ ઉકેલવા તેમણે ઘણા ઘણા પ્રયત્નો કર્યા પણ જેમ જેમ પ્રયત્ન થતા ગયા, એમ એમ ગૂંચ વધતી ચાલી. આખું ઘર અશાન્તિનું ધામ બની ગયું. ન સારું રંધાય, ન સારાં કપડાં ધોવાય, ન ઘર બરાબર સ્વચ્છ થાય. ઘોડાના મોં પર ચઢાવેલા તોબરાની જેમ બધાનાં મોં ફૂલેલાં રહે. હાસ્યમંદિર જેવા ઘરમાં જાણે સ્મશાનીઆ ડાઘુઓએ કબજો કર્યો !

શરદ પ્રેમભાગિની સુવર્ણાને સંતોષ આપવા ઇચ્છતો હતો. માતાપિતાનો એ આજ્ઞાંકિત પુત્ર હતો. હવે શું બને ?

૩

સંસારમાં સદા બને છે એમ, પાણીપતના આ મેદાનમાંથી સદાની શાન્તિ માટે સુવર્ણા અને શરદે ખસી જવું યોગ્ય ધાર્યું. વહુદીકરો જુદાં થાય એ તો હિન્દુ સંસારના ઘરોઘરની કજિયા—કહાણી હતી, એટલે લોકટીકાનો વિશેષ સંભવ તો નહોતો જ. સુવર્ણા સ્વતંત્રતામાં માનનારી હતી. સૂકો રોટલો પણ સ્વતંત્રતાથી ખાવો એ એનું જીવનધ્યેય હતું. એને પોતાના માટે આ સુવર્ણ અવસર લાગ્યો, પણ શરદ માથે કપરી કસોટી હતી. જે નાના છોડને ઉછેરીને માળીએ ઘટાદાર વૃક્ષ બનાવ્યું, ને એની છાયામાં બેસવાનો જ્યારે વારો આવ્યો; ત્યારે જ વૃક્ષે ઘટા સંકેલી લીધી ! માતાએ ખાનગી

ભરતકામ કરી એને ભણાવ્યો હતો, પિતાએ ઘરના ખર્ચાને પહોંચી વળવા વૃદ્ધાવસ્થાના દ્વાર સુધી લાકડીના ટેકે ફેઠની નોકરી ખેંચી હતી.

શરદના જુદા થવાના સમાચાર પિતાને મળ્યા.

પિતાના હાથમાંથી એ દહાડે ધ્રુજતી લાકડી પડી ગઈ. ઓશરી પર બે હાથના ટેકે બેસી જતાં એણે કહ્યું: "અરેરે! તમે બેઉએ મારી જિંદગીનાં દશ વર્ષ ઓછાં કરી નાખ્યાં. વહુ તો શ્રીમંતના ત્યાંનાં ને બિનઅનુભવી હતાં, પણ શું તમારાં બધાં વર્ષ પાણીમાં ગયાં?"

સાસુજી સમાધાન માટે લેશપણ તૈયાર નહોતાં. કાં વહુ, કાં પોતે. તડ ને ફડ. ડોસાએ કપાળ કૂટયું. હશે, જેવી પ્રભુની મરજી! લાકડી ફરીથી મજબૂત ટેકવીને પિતાએ નોકરી ચાલુ રાખી. શરદને આ સમાચાર મળ્યા ત્યારે છાનો છાનો રડી પડયો. સુવર્ણાને તો નવા ઘરની ધમાલમાં બીજી કશી સૂઝ જ નહોતી. શરદ અને સુવર્ણાએ નવું ઘર વસાવ્યાના સમાચારથી જૂના મિત્રો ફરીથી આવજા કરવા લાગ્યા. ફરીથી સુવર્ણાની સ્ટાઇલની, એની વેણીની, એના ભુલાયેલા કંઠની કદર થવા લાગી. પાર્ટીઓ, જલસા, મેળાવડા યોજાવા લાગ્યા. જાણે નવું દાંપત્ય આરંભાયું.

આ બધી ધમાલમાં ગમે તેમ પણ શરદ ભુલાતો હતો. સુવર્ણા શરદ તરફ બેદરકાર બનતી હતી. એને માટે મૂકવાનું ઊનું પાણી કામ કરનારી મોડી આવે તો ન મુકાય. શરદ ઠંડા પાણીએ સ્નાન કરી ઑફિસે ચાલ્યો જાય. ચામાં ખાંડ દૂધ તો વધતાં ઓછાં ચાલુ જ હોય. રસોઈમાં નવીનતા કે મિષ્ઠતા ભાગ્યે જ જોવા મળે. કેટલીકવાર હોટલ, લૉજ કે રેસ્ટોરાંથી પણ લાવીને બંને ચલાવી લે. છતાં શરદની ન દાદ ન ફરિયાદ! માથું દુ:ખે તો રૂમાલ બાંધીને

પડયો રહે. પગ દુઃખે તો કદી કદી દોરી બાંધી લે ! એ મનમાં ને મનમાં વિચારતોઃ

"હું તો ગમે તેમ ચલાવું, પણ સુવર્ણા શ્રીમંતનું સંતાન. એ સુખી હોય એટલે પત્યું." પણ જે વાતને એ પતેલી માનતો હતો એ વાત એમ ન પતી. એનું શરીર દિવસે દિવસે ઘસાતું ચાલ્યું. કંઈક થાક, સળેખમ, ઉધરસ વરતાવા લાગ્યાં. ઝીણો તાવ અવારનવાર આવજા કરવા લાગ્યો. દવાનાં થીગડાં ચાલુ રહ્યાં, એટલે નભતું રહ્યું.

સુવર્ણાનો સુવર્ણ સંસાર વેણી, અલંકાર, સીનેમા ને પાર્ટીઓથી ભરેલો ચાલતો રહ્યો. આનંદ, હાસ્ય ને કિલ્લોલની એ દુનિયા !

૪

**આનં**દભર્યા સંસારમાં આજ એક વિશેષ આનંદ ઉમેરાયો. સુવર્ણાના પિતાના ઘરની પડોશમાં રહેતી લખમી પરણીને આ જ ગામમાં આવી હતી, ને તેના પતિએ સુવર્ણાના ઘરની સામે જ ઘર લીધું હતું. શંભુમેળા જેવું એનું કુટુંબ. બિચારી લખમી કદી નવરી જ ન પડે. ઉપરથી સાસુનાં મહેણાં, નણંદની ટીકા ચાલુ જ હોય. વધુ દુઃખ તો બિચારીને પતિ પણ એવો મળેલો કે વાતવાતમાં ધમકાવે.

કોઈક દહાડો દેવદર્શને જતી લખમી એને મળતી. સુવર્ણા તરત કહેતીઃ "અરેરે લખમી ! તારે તો ઘેર પણ વૈતરું ને અહીં પણ વૈતરું !"

"બહેન, ઘર હોય તો કામ કરવું જ પડે ને! પુરુષ બિચારા આઠ આઠ કલાક પારકા શેઠની નોકરી કરે, ત્યારે આપણે તો આપણાં ઘરનાં માણસની ચાકરી કરવી છે ને!"

"એ તો ઠીક, પણ ભલા કામ કરવા છતાં ઉપરથી મેણાં ? મારું તો માથું ફરી જાય !"

"ચાલતા ઘોડાને સહુ ચાબૂક મારે. એ તો ધીરે ધીરે સહુ સમજશે. સહન કર્યા વગર બહેન, સુખ ક્યાંથી ?"

સુવર્ણાને આ જવાબ ન ગમતો. એને સહન કરવાની આ ફિલસૂફીમાં શ્રદ્ધા નહોતી.

આનંદના આવા દિવસો પસાર થતાં વાર નથી લાગતી. આખો દહાડો ધમાલ ! નવનવા મિત્રોનો રાફડો ! આજ અહીં જવાનું તો કાલે બીજે. ધણી–ધણિયાણીના જીવનમાં નિરાંતની બે વાતો પણ ન થતી. થતી તો ફિલસૂફી, સિદ્ધાંત કે માન્યતાની મોંકાણ ઊભી થઈ જતી.

શરદના સાસરિયામાં લગ્નપ્રસંગ આવતાં સુવર્ણાને થોડા દિવસ માટે પિયર જવાનું થયું. શરદને વધુ રજા મળે તેમ નહોતું. એ છેલ્લા દિવસોમાં ત્યાં જઈને પાછો આવ્યો. ઘણા દિવસે આવેલી સુવર્ણાને પિતાએ થોડા દિવસ વધુ રોકી.

શરદે આ બાબતમાં વાંધો ન લીધો. એને સુવર્ણાથી જેટલી સગવડ મળતી, એનાથી વધુ અગવડ નહીં મળે, એની ખાતરી હતી. વળી શહેરમાં લોજના ક્યાં તોટા છે ? શરીરમાં કંઈક નરમાગરમી અવશ્ય રહેતી, પણ સાથે આવીને શ્રીમંતનું સંતાન સેવા પણ શું કરી શકે ? એ અહીં હોય કે ત્યાં, એને મન સરખું હતું.

દવા ચાલુ રાખ્યા છતાં આજ રાતે તો શરદને ખૂબ ઉધરસ આવી. કંઈક તાવ જેવું પણ લાગ્યું. આખી રાત પથારીમાં બેસી રહ્યો. સવારે ધીરે ધીરે ઊઠીને ચા કરવા પ્રાયમસ ચેતાવવા જાય છે, ત્યાં બારણે કોઈએ ટકોરા માર્યા. જોયું તો લખમીની સાસુ !

"શરદભાઈ, આખી રાત ઉધરસ આવી? વહુ અમારાં બહુ દયાળુ છે. સવારમાં જ મને કહ્યું કે બાઈજી, શરદભાઈના ત્યાં કોઈ નથી, તો તમે જઈ આવો ને! બિચારાને અગવડ પડતી હશે. પડોશીધર્મ તો બજાવવો જોઈએને."

"લક્ષ્મીબેન કેમ ન આવ્યાં?"

"મેં તો કહ્યું કે તમે જાઓ, પણ કહે કે ઘરમાં કોઈ આઈ માણસ નહીં, એટલે મારાથી ન જવાય."

આટલી મર્યાદા! સુવર્ણા કદી આવી વાતને લક્ષમાં પણ ન લે. શરદને એ વિચાર પણ ન આવે. આખરમાં લખમી અજ્ઞાન ખરીને!

"લખમી બહેન બહુ ડાહ્યાં લાગે છે."

"હા ભાઈ, લખમી તો અમારા ઘરની લખમી છે. પહેલાં તો ભાઈ, એમનું ઘર સામાન્ય ને વહુનું ભણતર ઓછું એટલે અમારું મન જરા પાછું પડતું. વાતવાતમાં અમે તપી જતાં, પણ સામો અક્ષર કેવો? શરદભાઈ, મારા નાના દીકરાને કંઈ દમનું નાનપણથી પાસું. પણ શું શેક, તાપ ને ઓસડિયાં વહુએ કર્યાં, કે સારો થઈ ગયો. મારી એક દીકરીને હાથની ખોડ. દીકરીની જાત ને વળી ખોડખાંપણઃ મારો તો જીવ બળી જતો. પણ વહુએ રોજ ભાતભાતનાં તેલ ચોપડયાં ને ખોડ જતી રહી. એના સસરાને તો વહુના હાથની જ રસોઈ ફાવે. મને ને મારા પશવાને પહેલાં વહુ નહોતી ગમતી. હવે તો પશવો કહે છેઃ 'બા, દેવી છે દેવી!'. વહુ મને તો ફૂલની જેમ જાળવે. કંઈ કામ કરવા ન દે. હું તપી જાઉં, પણ એ તો જાણે ઠંડા પાણીની માટલી."

શરદ સાંભળી રહ્યો. એ પોતાનું દર્દ ભૂલી ગયો. કંઈ ઊંડા વિચારમાં ઊતરી ગયો.

"ભાઈ, વહુ કહેતાં'તાં કે સુવર્ણાને જલદી તેડાવી લેજો. આટલી ઉધરસ ને કંઈ દવાદારૂ જ નહીં ? પીટયા શહેરના દાક્તર તો એમનાં ખિસાં ભરે છે. બાકી શરદભાઈ, ઘરના માણસ જેવું કોઈ ઓસડ જ નહીં."

"એ ખરું, પણ બહેન ! થાકીને ગઈ છે તો ભલે થોડા દહાડા રહે. આજે કોઈ સારા દાક્તરની દવા લાવીશ એટલે મટી જશે."

જે દર્દ એ મટવાનું માનતો હતો, એ દર્દ વધતું જ ગયું. પણ લખમી અને એનાં સાસુએ સેવા કરવામાં કંઈ બાકી ન રાખી. રોજ લક્ષ્મી સુવર્ણાને તેડાવવા માટે કાગળ લખવાનું કહે. શરદ તેમની સામે કાગળ લખે, ને નાખવાના બહાને પોસ્ટની પેટી પાસે જઈ ફાડી નાખે.

"આટઆટલા કાગળ છતાં વહુ ન આવ્યાં ?"

"આજકાલમાં આવવાનું લખે છે." શરદ જવાબ દેતો.

સહુ રોજ રાહ જોતાં. લખમી અને એનાં સાસુએ શરદના માતાપિતાને પણ ખબર આપ્યા. પિતા દોડી આવ્યો. બાપદીકરો આંસુની નદીઓ વહેવડાવવા સિવાય કંઈ ન કરી શક્યા. ઘર તો ગૃહિણીઓનું હતું ને !

મોડી મોડી માતા આવી. કટાણું મોં ને મેણાં મારતી આવી. શરદે માતાને નમસ્કાર કર્યા. મા કંઈ જવાબ આપ્યા વગર ચારેબાજુ જોતી બેઠી. એની જીભ કંઈ વેણ કાઢવા સળવળી રહી હતી. શરદે માતાને પાસે બોલાવીને કહ્યું :

"મા, હવે બહુ ચિંતા કરીશ નહીં. હું તો થોડા દહાડામાં આ કાળા પાણીની સજામાંથી છૂટીશ. દાકતરે ચોક્કસ કહ્યું છે. પણ મા, લોકો કહે છે કે, સ્ત્રી તો પારકા ઘરની લક્ષ્મી છે. તું અને

સુવર્ણા; બંનેને જોઈને એ વાત કદી સાચી ન માનત. પુત્રને ભરખનાર તારા જેવી માતાઓ જ્યાં હોય, પતિને ભરખનાર સુવર્ણા જેવી સુંદરીઓ જ્યાં હોય, ત્યાં લક્ષ્મીદેવીનો વાસ કેમ સંભવે? આ તો ડાકણો શાકણો, ચૂડેલોનો સંસાર છે." શરદને ખાંસી ચઢી આવી. થોડીવારે શાન્ત થતાં ફરીથી એણે ચલાવ્યું:

"મા, મેં કદી ગુસ્સો નથી કર્યો. પણ વગર વાંકે મને કાળા પાણીની સજા કરનારાં તમને બંને જણાંને શું કહું? એક તરફ સગી જનેતા, બીજી તરફ જીવનસંગિની. બંનેમાંથી એકેને મારા પર દયા ન આવી, એકેને નમતું આપવાનું ન સૂઝ્યું? અરેરે, મને ઘરથી બહાર કાઢ્યો, છતે માબાપે રઝળતો કર્યો. સુવર્ણાને શું કહું? એને લાવતાં તમને કેવા ઓરતા થતા હતા! લાવીને નભાવી પણ ન શક્યાં? મા અને પત્ની, બંનેએ મારી નાવ ડુબાડી." શરદને ઉધરસ ચઢી આવી.

"મા, આ લખમીબેનને ન જોયાં હોત તો હું નારીને નરકની ખાણ માનત! ખરેખર, પારકા ઘરની લક્ષ્મી તે આનું નામ. મા, હું ચાલ્યો. મોટી પોકે સંસારને બતાવવા હવે રડજો. સુવર્ણાને સંદેશો મોકલજો કે તારા સિદ્ધાંત, તારી સ્વતંત્રતા હવે અખંડ બની છે. સહુ આનંદો! મારા આનંદનો દિવસ પણ હવે નજીક છે."

જીવનમાં કદી ક્રોધી ન બનેલો શરદ છેલ્લી ઘડીએ ક્રોધી બની ગયો. એના શ્વાસમાં કફ ભરાઈ ગયો. એ કાઢવા બહુ મહેનત કરી, પણ ન નીકળ્યો. એનું પ્રાણપંખેરું ઊડી ગયું હતું.

સહુએ આકાશને ગજવી નાખે તેવું કલ્પાંત કરી મૂક્યું.

## ૨. દીકરીનો બાપ

દુનિયામાં ઘણુંય પાપ હશેઃ અને એની વધતી ઓછી સજાઓ પણ હશેઃ છતાં હિંદુ સંસારમાં દીકરીના અવતાર જેવું પાપ અને એ પાપના બાપ બનવા જેવી બીજી કોઈ સજા વિદ્યમાન નથી.

ચોંકશો મા ! નારાજ થશો મા ! આ અભિપ્રાય મારો, તમારો કે કોઈ બીનઅનુભવીનો નથી. સવિતા, કાન્તા, સમજુ અને સરસ્વતી એવી ચાર ચાર દીકરીઓના બાપ બનવાનું સૌભાગ્ય કે દુર્ભાગ્ય વરનાર અમારા ગામના મલુકચંદ શેઠનો આ અભિપ્રાય છે.

મલુકચંદ શેઠ એટલે આખા ગામનો બેતાજ બાદશાહ ! આખા મલકમાં એની ફેં ફાટે ! સંઘ, મહાજન, ને નાતમાં એ આગેવાન. ગામમાં કોની મગદૂર છે કે એક નાના પારેવાને પણ ઈજા કરી શકે, એટલો દયાવાન અને એવો ભડ આદમી ! પણ આવા ભડ મલુકચંદ શેઠની સામે જ એની પારેવા જેવી મોટી દીકરી રિબાઈ રિબાઈને મરી ગઈ; ત્યારે આખો એક મહિનો એની આંખમાંથી આંસુ નહિ સુકાયેલાં.

સવિતા કેવી ગરવી અને ગરીબ છોકરી ! એના મોંમાં જીભ છે કે નહિ, એય કોઈ ન જાણે. સવિતાની મા રોજ મલુકચંદ શેઠને કહે : ' જુઓ ! મારી સવિતાને જરા સુંવાળાં સાસરિયાં જોજો ! કુટુંબ પણ ટાંચુ જોજો, જેથી કામના ભચડિયામાં દીકરી કટાઈ ન મરે. નહિ તો એ નમાલમૂંડી એવી છે કે કોઈ એને સાત દહાડા ખાવા નહિ આપે તોય ચૂંકારો કરશે નહિ.'

ભલા મલુકચંદ શેઠને શિખામણ આપવાની જરૂર નહોતી. પોતાની દીકરી માટે જોવામાં કોઈ કંઈ મણા રાખે ! એમણે તો કાઠિયાવાડનું નાક ગણાય એવા શહેરમાં મોટા વભાવાળું કુટુંબ જોયું, નમણો એવો મુરતિયો જોયો, ભર્યુંભાદર્યું ઘર જોયું, ને મોટી મોટી લાગવગ લગાવી. સત્તર સત્તર ઘરનાં સગપણનાં નારિયેળ પાછાં ઠેલાવી સવિતાનું નક્કી કર્યું. સામાવાળા મોંઘા થયા તો પહેરામણી આખા કાઠિયાવાડમાં પંકાય તેવી આપવાનું વચન આપ્યું.

પાઈ પાઈથી એકઠી કરેલી દોલત, મલુકચંદ શેઠે પાણીની માફક વાપરી. પહેરામણી એવી કરી કે સહુ દંગ થઈ ગયાં. વાજાં-ગાજાંના શોર મચ્યા ને સવિતા પરણી સાસરે સિધાવી. પાંચ પાંચ કોથળીને ઝાપટીને ખંખેરતાં મલુકચંદ શેઠે એટલું જ કહ્યું: 'હશે ! ખર્ચો તો ગજા ઉપરાંત થયો, પણ સવિતાનું સુખી મોં જોઈએ એટલે બસ. દીકરી ઘેર રોતી ન આવે એટલે ગંગ નાહ્યા.'

સવિતાને પરણીને ગયે બેએક વર્ષ વીત્યાં હશે, ત્યાં તો કાન્તાએ ખૂબ ગજું કરી લીધું. એમાંય એણે તો હાથણી જેવું રૂપ કાઢ્યું. ભરાવદાર ચહેરો, લાંબા સુંડલો જેટલા વાળ, ધરતી ધમધમાવતી ચાલ અને કોયલ જેવો કંઠ. કાન્તાની મા તો એને ખડકીની બહાર જ નીકળવા ન દે. દેરે ઉપાસરે પણ સાથે જ લઈ જાય : અને રોજ મલુકચંદ શેઠને હવે મુરતિયો શોધવા જવા કહ્યા કરે.

મલુકચંદ શેઠ બિચારા હજી પાંચ હજારનો ઘસારો પૂરો કરી ચૂક્યા નહોતા; વળી વાર તહેવારે દીકરીને કંઈ ને કંઈ આણુ-પરિયાણું કરવાનું ચાલુ રહ્યા જ કરતું : એમાં નવો ખર્ચો ને એટલી નવરાશ ક્યાંથી મેળવવાં; એ માટે એ મૂંઝાતા હતા. રૂના ભાવ બેસતા જતા. ખેડૂતો પર દર વર્ષે હિમ કે અતિવૃષ્ટિ—અનાવૃષ્ટિ ચાલ્યા જ કરતી હતી. અને ખેડૂતોનાં ઘરમાં જ કોઠીએ કાણાં હોય તો મલુકચંદ શેઠનાં ઘરમાં ક્યાંથી આવે ? છતાં તેઓ ઘણી વાર કહેતા : 'હું

બધુંય સમજું છું કાન્તાની બા ! દીકરીની જાત તો ઉકરડી જેવી ! ઉકરડાને વધતાં વાર લાગે તો એને લાગે ! રંગેસંગે દીકરીની જાત ઠેકાણે પડે તેમાં સારું, પણ શું કરું ? એકાદ વર્ષ જરા ઠીક આવે તો બધો ઘાટ ઘડી નાખું.'

બીજું વરસ ઠીક આવ્યું કે ન આવ્યું એ તો ખબર નથી, પણ મલુકચંદ શેઠ મુરતિયો શોધવા બહાર નીકળ્યા. બધાંય ગામ ફરી આવ્યા. જેનાં નામ લેતાં પણ અપશુકન થાય, એવા પાસે પણ ખુશામત કરી આવ્યા, છતાં કંઈ મનમાન્યું ન મળ્યું. ઘર સારું તો વર ઠીક નહિ ! વર સારો તો ઘર ઠીક નહિ ! વર અને ઘર સારું તો સગાંસંબંધીઓમાં સાર નહિ ! પચાસ સોનો ટિકિટભાડાનો ખર્ચો કરી મલુકચંદ નિરાશ વદને ઘેર પાછા ફર્યા.

૨

**બે દિવસથી** સવિતાની મા કંઈક ઉદાસ હતી. સવિતાના સાસરેથી એની એક બેનપણી આવી હતી, અને કંઈક વાતચીત કરી ગઈ હતી; ત્યારથી એના દિલને ચેન નહોતું. એ બે દિવસથી સવિતાના બાપને આગ્રહ કરી રહી હતી કે જરા એક આંટો સવિતાને ત્યાં જઈ આવોને ! કહે છે કે દીકરી તદ્દન લેવાઈ ગઈ છે. ગઈ વખતે કસુવાવડ થઈ ત્યારથી એનું શરીર ઓગળતું જ ગયું છે. સો સુવાવડ સારી પણ એક કસુવાવડ ખરાબ, એમ સહુ કહે છે, પણ કોઈએ એને અહીં રહેવા ન દીધી. ત્યાં લઈ જઈ દવા પણ ન કરાવી. અને મોટું ઘર એટલે કામકાજનું તો ભલું પૂછો !'

'હશે ત્યારે, એક આંટો જઈ આવું.' એમ કહી મલુકચંદ શેઠ સવિતાના સાસરે જવા રવાના થયા. આઠેક કલાકનો રસ્તો હતો, બપોરના ત્યાં પહોંચી ગયા. કંઈ કહેવરાવ્યું-કર્યું નહોતું અને અચાનક મલુકચંદ શેઠ આવેલા, એટલે બધું રમઝ-ભમડ પડેલું.

પણ એમનું ધ્યાન એ તરફ નહોતું. એમની આંખો સવિતાને શોધતી હતી.

દૂર દૂર, પાણી જવાની મોરી પાસે સવિતા, વાસણોના ગંજ વચ્ચે બેઠી હતી. એના શરીર પર સાત થીંગડાંવાળો સાડલો હતો. એ સાડલામાં કાયા સંતાડી કોઈ માનવીનું માળખું બેઠું હતું. એ એમની સવિતા હતી. એના મોંની લાલાશ કોઈ ચૂસી ગયું હતું. ઊંડી ઊંડી આંખોમાં નિરાશા ચમકી રહી હતી. પાસે રમતાં છોકરાં ધૂળ ઉડાડતાં એની પાસે આવતાં હતાં, ને સવિતા તેમને ધીરેથી કહ્યા કરતી; 'જો જો ! અડશો તો નાહવું પડશે.'

શરદીનો વખત હતો. અડશું તો ઠંડા પાણીએ નાહવું પડશે, એ બીકે છોકરાં થોડી વાર દૂર ખસી જતાં. મલુકચંદ શેઠે જાણ્યું કે સવિતા રજસ્વલા છે, ને રજસ્વલા ઘરકામને અડી ન શકે, એટલે વાસણ ઉટકવાનું કામ એને સોંપાયું છે. પણ આટલી ઠંડી, એમાં આ ગંદો પોશાક ને એની વચ્ચે એક મજૂર પણ ન કરી શકે એટલું વૈતરું !

આખરે બાપનું દિલ હતું. મલુકચંદ શેઠ પાસે ગયા ને સવિતા તરફ જોઈ કહ્યું: 'બેટા ! અત્યારે તો તારે ઠંડીથી બચવું જોઈએ. આટલું બધું કામ લઈ બેઠી છે, તે માંદી નહિ પડે ? તારા શરીર સામે તો જો !'

સવિતા હસી, પણ એ હાસ્ય હતું કે રુદન એ ન સમજાયું. એ કંઈ બોલે ત્યાં તો અંદરથી અવાજ આવ્યો: 'અહો હો ! કોણ વેવાઈ! આવો ! આવો ! શું બાપ–દીકરીનાં હેત ! વાતો કરવાનો ઘણો વખત છે. એ તો આ જમાનો જુદો આવ્યો છે, નહિ તો અમારા વખતમાં તો આમ એકદમ પિયરિયાં સાથે બોલાય જ નહિ !'

મલુકચંદ શરમાઈ ગયા, ને વેવાણ પાસે પહોંચ્યા. સવિતાનાં

સાસુ વનમાં પ્રવેશ્યાં હતાં, છતાંય એમનો ઠસ્સો ઓર હતો. એમની જીભ પર અજબ જોર હતું. ઘરમાં સાત દીકરાની સાત વહુઓ હતી, પણ મજાલ છે કે કોઈ ઊંચી આંખ કરી શકે! સવારે પાંચ વાગે પથારીમાંથી ઊઠે તે રાતના અગિયારે જ્યારે તેમના પગ દાબી રહે ત્યારે તેમને મુક્તિ મળતી. નવરી વહુઓ ફાટી જાય, એ કારણે એમણે એકાદ બે નોકરોને પણ ઓછા કર્યા હતા, ને બેચાર ગાય-ભેંસ વધાર્યાં હતાં. જે દિવસે કોઈ વહુએ સહેજ પણ ગુનો કર્યો ને સાસુજીના ફરમાનનો ભંગ કર્યો, એ દહાડે આખા ઘરમાં પાણીપત જામી રહેતું, અને વહુનો વાંસો ખોખરો ન થાય ત્યાંસુધી એ યુદ્ધ શાંત ન પડતું.

‘તમારી દીકરી ભારે હોશિયાર છે. આજ તમને બતાવવા જુઓને વેશ કાઢ્યો છે!’ વેવાણે આદરસત્કારમાં જ રામાયણ શરૂ કર્યું.

‘પણ હું આવવાનો છું, એવા સમાચાર મેં કોઈને નથી આપ્યા, પછી વેશ કાઢવાની વાત જ ક્યાંથી?’ મલુકચંદ શેઠે ખુલાસો કર્યો.

સાસુજી છોભીલાં પડી ગયાં, પણ એ કાચી માટીનાં નહોતાં. એ જાણતાં હતાં કે આપણે દીકરી દીધી નથી કે કોઈનું સાંખી લઈએ. આ તો દીકરી લીધી છે. એકના બદલામાં બે જ ચોપડવાની હોય.

વેવાણે તડાકો કર્યો: ‘હવે બેસો, શેઠ! દીકરીનું ઉપરાણું લેવા નીકળ્યા છો તે! દીકરીની જાતને તો કામ કરવું જ પડેને? અને એવી બહુ સુંવાળી હોય તો પછી ઘેર રાખવી’તીને? બળ્યું બાઈ! અમારા ઘેર આમ ન ચાલે! આ તો વભાવાળાનું ઘર! રોજ એક પંગતે પચાસ ભાણાં મંડાય!’

'પણ, મારી કામ કરવાની ક્યાં ના છે ? આ તો અભડાયેલી છે, માટે શરદીમાં ન બેસે તો સારું.' મલુકચંદ શેઠે નમ્રતાથી જવાબ વાળ્યો.

'અરે, તમે ભાયડા, અમારાં બૈરાંનાં ચરિતર ન સમજો ! તમારાં લાડીલાં દીકરી શું મોટું કામ કરી નાખે છે ? આ આજ માથું દુઃખે છે તો કાલે કમર તૂટે છે. આજે પગે કળતર થાય છે તો કાલે દાંત ઝલાઈ જાય છે. એ તો અત્યારના છોકરા નમાલા પાકયા છે, નહિ તો ચોટલે ઝાલીને ચાર દીધી હોય તો બધા ઢોંગ નીકળી જાય.'

સવિતાના પતિદેવ ઘરમાં પધારતા હતા, એમને ઉદ્દેશીને વેવાણે પાછળનાં વાકયો ઉચ્ચાર્યાં. માતાનાં આ વાકયોએ તેમની માતૃ-ભક્તિને ઉશ્કેરી મૂકી, પણ સસરાને જોતાં શાન્ત પડ્યા, અને રાત્રે સવિતાને કેવા પ્રકારની શિક્ષા કરવી કે બધી ખોડ ભૂલી જાય; એના વિચારમાં પડયા.

મલુકચંદ શેઠ બીજો આખો દિવસ રહ્યા, પણ એક ચૂંકારો પણ ન કર્યો. સવિતાને મળ્યા પણ નહિ. એમની દશા એવા અપંગ માનવી જેવી હતી કે જે પોતાના મકાનમાં આગ લાગેલી નીરખી શકે, પણ બુઝાવવા ત્યાં પહોંચી ન શકે !

૩

મલુકચંદ શેઠ ઘેર આવ્યા, અને સવિતાની માના હેતાળ હૈયાને આઘાત ન પહોંચે તે માટે વેવાઈની મેમાનગતિનાં વખાણ કર્યાં, જમાઈની આવડતને વખાણી; સવિતા માટે પણ બેચાર શબ્દો સુખ ઉપજે તેવા કહ્યા. સવિતાની માના દિલને શાન્તિ વળી.

પણ એ શાન્તિ ટૂંક સમય માટે જ રહી. ત્રણેક મહિને એક

દહાડો કાગળ આવ્યો કે, ' સવિતા માંદી છે, મોટા દાક્તર કહે છે, કે હવાફેરની જરૂર છે, તો દેખત કાગળે તેડવા આવશો. '

મલુકચંદ શેઠ તરત જઈ પહોંચ્યા. વળતે દહાડે સવિતાને લઈ રવાના થયા, ત્યારે વેવાણે હસતે મુખડે સૂચના કરી : ' જુઓ શેઠ ! તમારી દીકરીને જરા સમજાવજો. એમને નબળાઈ રહે છે ને ખાવાનું ભાવતું નથી; પણ કામ કરીએ તો ભૂખ લાગે ને ખાવાનું ભાવે ! અને ખવાય તો નબળાઈ રહે ક્યાંથી ? ધહુરીને કામ કરીએ તો કશુંય ન થાય ! બઈ, એ તો અમારા જમાના ! ' વેવાણને પોતાનો જમાનો યાદ કરવો બહુ ગમતો. દોઢ હાથનો ઘૂમટો, દસ દહાડે સ્નાન, દિવસે શૌચ જવા પણ બહાર ન નીકળવું, ગાંસડો કપડાં ધોઈ નાખવાં; વગેરે વાતો તેઓ ખૂબ છટાથી રજૂ કરતાં.

મલુકચંદ શેઠે શાન્તિથી સાંભળી લીધું. પકડાયેલા ગુનેગાર જેવી એમની દશા હતી. દિલ કકળતું હતું. પારેવડા જેવી દીકરીના શરીર પર લોહીનો છાંટો દેખાતો નહોતો. ચાલતાંય એ લથડિયાં ખાતી હતી. એવી દીકરી ઉપર આ સિતમ !

સવિતા ઘેર આવી. એની માથી સવિતાના દેદાર ન જોઈ શકાયા. એણે જોરથી રડી દીધું. મલુકચંદ શેઠે સુખદુઃખ જોયાં હતાં. સહુને સાંત્વન આપી દવા શરૂ કરી, વૈદ્યે એને લોહીવા બતાવ્યો.

દવા શરૂ થઈ ને સવિતા કંઈ ચાલતી-ફરતી થઈ ત્યાં તો તેના સાસરેથી તેડું આવ્યું. સવિતાની નણંદનાં લગ્ન લેવાયાં હતાં. કામકાજ માટે બધી વહુઓને તેડાવી હતી, સવિતાને પણ તેડું હતું. મલુકચંદ શેઠે સવિતાની તબિયત બરાબર નથી, માટે હમણાં ઘેર રાખવા માટે માગણી કરી, પણ તેનો ખૂબ તોછડાઈભર્યો જવાબ આવ્યો.

સવિતા સાસરે ગઈ, પણ એ મોતને લેવા જ સીધાવી ! તેર

તાલુકામાં ડંકો દેવાય એવાં નણંદનાં લગ્ન થઈ ગયાં ને થોડા દહાડા વીત્યા, ત્યાં સવિતા હાડચામ સાથે ફરી ઘેર આવી !

સાંજ પારેવાંને રોજ ચણ આપનાર, પાણી ને પરબડી બાંધી આશ્રય આપનાર મલુકચંદ શેઠ પેટની રુગ્ણ દીકરીને રક્ષણ આપી શકવામાં અસમર્થ નીવડ્યા. એમનું દિલ વેદનાથી તરફડી ઊઠ્યું.

પૈસા સામે તો એમણે જોયું નહોતું. વારપરબે દીકરીને ઓછું ન થઈ જાય અને સમોવડિયામાં સાંભળવું ન પડે એ માટે પોતે કરકસર કરીને દીકરીને મોકલ્યા કર્યું હતું. અનંત વેદનાની ઝાળે દીકરીને બળતી જોઈને પણ એ ચૂપ રહ્યા હતા. છાતી પર ધગધગતા અંગારા ધરીને પણ એમણે હસવાની કોશિશ કરી હતી. પોતાનું અપમાન પણ ઉદાર દિલે ખમી લીધું હતું, છતાં આ પરિણામ !

પોતે હીર–ચીર ભરેલા પટારા આપ્યા છતાં દીકરીએ સાડીના ચૂંથા જ ઓઢ્યા. ટાણે–ટચકે સોનારૂપાના દાગીના આપ્યા છતાં એને એક પાઈ પણ દવા માટે વાપરવા ન મળી. અને નિરાધાર દીકરી પર થતો આ બધો અત્યાચાર એ દયાધર્મના પાળકે સાંખી લીધો !

વેદનાનો આતશ ઉગ્ર થતો જતો હતો; ત્યાં તો સવિતાની માની ચીસ સંભળાણી. સમજુ મલુકચંદે જાણી લીધું કે પારેવડા જેવી સવિતા દુઃખમાંથી છૂટી ગઈ ! ત્રણ લોકમાં નર અને નારીને સરખે ત્રાજવે તોળનાર કોઈ ન્યાયાધીશ હોય તો ત્યાં ન્યાય કરાવવા એ ઉપડી ગઈ. ટૂંકામાં સવિતા ગુજરી ગઈ.

૪

**સવિતા** જે દહાડે ગુજરી ગઈ, એ દહાડે એના સાસરે રોકકળ થઈ. પણ સદા સુહાગી રહેવા સરજાયેલા એના પતિદેવે તો જરી

ભરેલો સાફો બાંધ્યો ને ગોળ ખાધો. સ્મશાન જવા જેટલુંય સગપણ એને રહ્યું નહોતું.

અને બીજે જ દિવસે સવિતાની જગાએ એની બેનનું માગું કરવા ઘરના ગલઢેરા(વૃદ્ધ) મલુકચંદ શેઠ પાસે જવા ગાડીએ બેઠા.

સવિતાની ચેહ પૂરી બુઝાઈ નહોતી, ત્યાં તો પેલા આવી પહોંચ્યા. મલુકચંદ શેઠનું દુઃખી હૃદય આજે કાબૂ બહાર ગયું. એમણે મોંમાં જે શબ્દો આવ્યા તે કહી નાખ્યા, છતાં પેલા તો હસતા હતા. સમજતા હતા કે દીકરીનો બાપ રાંકમાનો રાંક છે. ઘડી પછી ફાંસીની દોરીએ લટકનાર ગુનેગાર અગર બે શબ્દો ઉતાવળા કે આકરા બોલી દે તો ખુદ જેલર અને ન્યાયાધીશ પણ સાંભળી લે છે, તો પછી બીજા કોણ?

મલુકચંદ શેઠ પોતાની હાયવરાળ કાઢી રહ્યા હતા; ત્યાં ધીમે પગલે કાન્તા આવી પહોંચી ને બાપના પડખામાં ભરાઈ પૂછવા લાગી:

'પિતાજી! સવિતાનાં સાસરિયાં બહુ ખરાબ છે. એમણે બેનને કમોતે મારી નાખી!'

સામે સૂરજનારાયણ અસ્તાચળમાં ડૂબી રહ્યા હતા. કાન્તાનું માગું કરવા આવેલા મહેમાનો હસતા હસતા ભોજન લઈ રહ્યા હતા. માથે એકાએક વીજળી પડી હોય તેમ મહેમાનો ચોંક્યા. ઉમરલાયક છતાં બહારનાંઓનો સંકોચ ન રાખતી, પિતાના પડખામાં ભરાતી, હૈયા સોંસરવું નગ્નસત્ય રજૂ કરતી આખા બોલી કાન્તાને મહેમાનો આંખ ફાડીને જોઈ રહ્યા. શું આ કાન્તા કમર તૂટી જાય તેટલી કળતર વચ્ચેય શબ્દોચ્ચાર નહિ કરતી અને નોકરચાકરો સામેય એક હાથ ઘૂંઘટ ખેંચનારી રાંક સવિતાની માજણી બેન હતી.?

'પિતાજી! તમે બેનને કેમ તેડાવી ન લીધી?'

'બેટા! મેં તેડાવી તો હતી પણ એમણે ન મોકલી.' મલુકચંદ શેઠે ટૂંકામાં પતાવ્યું.

કાન્તા ખીજવાઈ પડી. એણે ઉતાવળથી કહ્યું: 'તો પિતા! દીકરી તમારી કે એની? દીકરીનો બાપ કોણ?'

મહેમાનો વિશેષ અસ્વસ્થ બન્યા.

'બેટા! હું જ દીકરીનો બાપ, પણ આપણા સમાજમાં દીકરીના બાપનો દીકરીને પરણાવ્યા પછી તેના પર કોઈ હક દાવો રહેતો નથી! દીકરીનો બાપ તો મોટામાં મોટો ગુલામ!'

'ત્યારે તો હું પરણીશ જ નહિ, પિતા! હું તો તમારી જ રહેવાની!' કાન્તા લાડ કરતી દોડી ગઈ.

મહેમાનોના હાથમાં કોળીઆ થંભી ગયા.

મલુકચંદ શેઠ હસ્યા: 'ગાંડી છોકરી!'

## ૩. ટોપીવાળો

**ભાવનગર** રેલ્વેનું એંજિન ભાભા જેવું પાવો વગાડતું ઝાલાવાડની ભૂમિ પર માર્ગ કાપતું હતું. મધરાતનો શીળો પવન હમણાં જ છૂટયો હતો. કાઠિયાવાડનો દિવસ ભલે એના માનવીઓ જેવો કંગાલ હોય, પણ ત્યાંની રાત તો કોઈ કાઠિયાણીની જોબન છટા લઈને ઊઘડે છે. ખુલ્લા વનવગડાને માથે નિરભ્ર આકાશ નવ લાખ તારાની ફૂલગુંથણી કરીને ખડું હતું.

વતનથી વિખૂટેલો ઘણે દિવસે વતન જઈ રહ્યો હતો. ખગોળના અભ્યાસમાં કંઈક રસ, ને નીલમરેલા જેવું વ્યોમમંડળ નિહાળ્યું. એટલે એ ઝગમગતા તારાઓની સામે મેં પણ મીટ માંડી.

હરણી મધ્ય આકાશમાં હતી. ને વ્યાધનો તારો છટકી ગયેલા શિકારની રાહમાં સ્થિર નયને જાણે ખડો હતો. વાલ્મિકી જાણે હજી તાજો જ રાફડા (વાલ્મિક)માંથી નીકળ્યો હોય તેવો ચોખ્ખો હતો, ને શુક્રનો તારો—અરેરે એનું ને ધ્રુવના તારાનું બંનેનું ભવિષ્ય સરખું. ન રમવું, ન હરવું, ન ફરવું! કોઈ ઘરડાની જેમ એક ઠેકાણે બેસી ટગર ટગર જોયા કરવું.

"એ મિસ્ટર, જરા બારી તો બંધ કરો! જોતા નથી, હવા કેવી ઠંડી છે!"

સામા પાટિયે બેઠેલ એક ભાઈએ મારા સ્વાધ્યાયમાં દખલ કરી. એને મારા પાંડિત્યની શી કદર હોય! રે બેકદર હિંદીઓ! આ

અજ્ઞાની વર્ગ તરફ મારો ક્રોધ ભભૂકી ઊઠવાની તૈયારી કરી ગયો, પણ બીજી ક્ષણે મારી સમજશક્તિએ ચૂંટી ખણી !

" અલ્યા વેદિયા ! તારા પાંડિત્યમાં જોતો નથી, કે બધાંને કેવી હેરાનગતિ પડે છે ? જોને બિચારા કોકડું વળી ગયા છે. "

મેં બારી બંધ કરી. ડબ્બો ભરચક્ક હતો. મધરાતનો પહોર હતો. કેટલાકે બેઠા બેઠા જ માથું ઢાળી દીધું હતું. કેટલાંક ઊભાં ઊભાં ઊંઘના નશામાં ' રીંગણાં તોળતા ' હતા. નિર્જન વેરાન પ્રદેશની બોર્ડિંગમાં ભણેલ મને આકાશ કે પાતાળ સિવાય—સ્વર્ગનરકાદિ સિવાય બીજા કશામાં રસ નહોતો.

મેં પણ ધીરે ધીરે ઝોકાં ખાવાં શરૂ કર્યાં.

ગાડી વેગથી આગળ વધતી હતી. ઊંઘ તો આવતી નહોતી. તંદ્રામાં પડ્યો હતો. શાંકુતલનો એકાદ શ્લોક મનમાં રટતો હતો: ત્યાં મારે કાને શબ્દો અથડાયા.

" ના રે મા ! વઢવાણની સાસરી ને દીકરીની કાચરી ! ગામડું મળે તો ગામડું, માત્ર ખાધેપીધે સુખી મળે તેવા એકલ દોકલને મારી દીકરી આપીશ, પણ ત્યાં તો નહિ આપું ! "

વઢવાણની સાસરી ને દીકરીની કાચરી ! કેવું સુંદર લક્ષણ ! ' યત્ર યત્ર ધૂમસ્તત્ર તત્ર વહ્નિઃ ! ' મેં ન્યાયની પરિભાષા સાથે એનું સામ્ય કર્યું, પણ તરત જ મને ખ્યાલ આવ્યો કે વઢવાણ એ તો ગામ છે. અરે ભલા ! આ લોકો તે કેવી વાત કરતા હશે ? એ તે કોઈ માનવભક્ષી સમાજ હશે કે જે કાકડીની જેમ કાપી, ચિરિયાં કરી, મીઠામાં બોળી, સૂકવીને દીકરીની કાચરી (અથાણું) કરતા હશે ?

મને આ વાતમાં રસ આવ્યો. મેં કાન માંડ્યા. આંખો બંધ રાખી હતી, કારણ કે આ કામ શ્રવણેંન્દ્રિયનું હતું—ચક્ષુરેન્દ્રિયનું નહીં.

"હવે તો હું થાક્યો. પૈસાનું પાણી કર્યું, પણ ક્યાંય મેળ ખાતો નથી. સાવ માણસાઈ મૂકી સામે પગલે કન્યા બતાવવા ગયા, તો મારા બેટા કહે છે, કન્યા શ્યામ છે! એમને તો કોઈ રૂપનગરની રંભા જોઈએ!" પુરુષના શબ્દોની પાછળ વડવાનલ હતો. એણે વાત આગળ ચલાવતાં કહ્યું: "અમૃતની બા, તમારી વાત સાવ સાચી, વઢવાણ–લીંમડીની સાસરી આકરી, પણ શું થાય? ડોસો કુંવારો રહે, એ બને, પણ કોઈ દી ડોશી કુંવારી દેખી? સાપના ભારાને ઘરમાં ક્યાં સુધી રાખશું?" એ તો પછી જેવું એનું ભાગ્ય!

મને આ વાતમાં રસ પડ્યો. સામે બેઠેલી આ શ્યામ છોકરી નાપસંદ થઈ. મેં અર્ધમીંચેલ આંખે માબાપની પડખે બેઠેલ પંદર વર્ષની કન્યાના ચહેરા સામે જોયું. છોકરી શ્યામ તો અવશ્ય હતી, પણ ઘાટ કેવો સુંદર! આછી આછી યૌવનની રેખાઓ એના શ્યામ દેહ પર ભભક પેદા કરતી હતી. શું આ સંસારની સૌંદર્યપરખ!

હું ધીરેથી સળવળ્યો. માર્ગ કાપવા માટે મેં પણ આ વાતમાં રસ લેવાનો નિર્ણય કર્યો. આસ્તેથી બેઠક ઉપર સ્વસ્થ થઈ પેલા ગૃહસ્થને મેં પ્રશ્ન કર્યો:

"કાકા, પેલી તમે વઢવાણની સાસરીની શી વાત કરતા હતા?"

"ભાઈ, એ તો અમારી દીકરીઓવાળાની કર્મકથની! આ દેશમાં ભલે લાખ રૂપિયા પાસે હોય, પણ બે દીકરીઓ ઘેર હોય તો પછી નિરાંતે ઊંઘ નહીં ને જિંદગીમાં સુખનો શ્વાસ નહીં!"

મને એ વાત ન સમજાણી. આ ભૂમિને અને દીકરીઓને એવું શું અલોણું હશે? મેં તો મારો પ્રશ્ન ફરી પૂછ્યો:

"એ તો ખરું, પણ આ 'વઢવાણની સાસરી ને દીકરીની કાચરી' એ સૂત્ર ન સમજાયું."

પુરુષે કંઈ જવાબ ન આપ્યો. એના ચહેરા પર વાત કરવાની શરમને બદલે વાત કરવાનો કંટાળો હતો. પણ સ્ત્રીએ મારો પ્રશ્ન તરત ઝડપી લીધો. સામા માણસને આત્મીય બનાવવાની કળા સ્ત્રીને સહજ હોય છે.

"ભાઈ, તમે ભણેલા છો, ભણેલાઓને દુનિયાદારીની ગતાગમ ઓછી હોય છે, એટલે આ વાત તમને નવી લાગશે." સ્ત્રીએ વાતની પ્રસ્તાવના બાંધતાં કહ્યું; સાથે સાથે એણે ભણેલાંઓ પ્રત્યેનો પોતાનો નિખાલસ અભિપ્રાય જાહેર કર્યો. મેં પણ પ્રતિવાદને બદલે મૌન ઉચિત માન્યું, નહિ તો વાતનો રસ બગડવાનો સંભવ હતો.

"ભાઈ, વાત એવી છે, કે અમારા પડખે સાખ–પાડોશમાં કલકત્તામાં વેપાર કરતા એક ભાઈ રહે છે. થોડા દહાડા પહેલાંની વાત છે. એમને દીકરી મોટી થયેલી. તાકડે વઢવાણમાં એક નાનો સુરતીઓ સાંભળ્યો. ભાઈ, ઘાયલનો જેમ ડબલ પગાર, એમ રાંડેલા સુરતીઆની આ દેશમાં બમણી કીમત!"

સ્ત્રી વાત કરતાં થોડી વાર થોભી. મને લાગ્યું કે આ દેશમાં ઘણું ઘણું નવું જાણવાનું છે. વાત આગળ ચાલી:

"બિચારે ચાર લાગવગવાળા માણસોને વચ્ચે નાખ્યા. ખૂબ દોડધામ કરી. દીકરાના બાપને કોઈએ કંઈ ને કોઈએ કંઈ મોટી વાતો કરી લલચાવ્યો. ચોવીસ શ્રીફળમાંથી એનું શ્રીફળ લેવાયું. લગ્ન થયું. પેલા પરદેશીએ બિચારે બન્યો એટલો કરકરિયાવર પણ કર્યો: લોહીનું પાણી કરી રળેલી કમાણી વિવાહમાં ખર્ચી. કન્યા જુઓ તો ભાઈ, રાંકના ઘેર રતન! દીકરી સાસરે ગઈ, ને પહેલે જ પગલે કરિયાવર જોઈ સાસુ ભડકી:

"મારો શેઠ વાતો તો મોટી કરી ગયો, ને આ તો નરશી મે'તાવાળું નીકળ્યું! હજાર નાળિયેર હતાં. આ ન આવી હોત તો મારો

છોકરો વાંઢો ન રહેત ! એક કહેતાં એકવીશ હાજર !" ને દીકરીને માથે ત્યારથી માછલાં ધોવાં શરૂ થયાં. દીકરીની જાત, વળી કંઈક ડાહી એટલે બધું સહન કરીને બેસી રહી. માવતરને દુઃખનો એક અક્ષરે ન કહ્યો. ભાઈ, એમાં માવતર પણ શું કરે ? ત્યાં સરકાર જેવી સરકારનું પણ કંઈ ન હાલે !"

સ્ત્રી વાત કરતાં થોડી વાર થોભી. ગાડી કોઈ સ્ટેશને કોલસા–પાણી લેતી હતી. મેં બધા માટે ચા મંગાવ્યો. મારા ચાના સત્કારથી બધાં ખુશ થયાં. વાત આગળ ચાલી:

"થોડા દહાડા પછીની વાત છે. પેલી વહુ નદીએ ધોવા ગઈ હશે. ધોબીની ધોણ જેટલાં કપડાં ને ખાવાપીવાનું વહુ જાતને તો એવું જ ને ! પાણી જેવી ચા ને બે શેકેલી રોટલી ખાઈને ભર-ભાંખળામાં ગયેલી. બપોરના ચારે પાછી આવી, એટલે પેટમાં ભૂખની આગ લાગેલી.

"કપડાંનો પોટલો મૂકી અંદર જઈ રોટલો ને છાશ લઈ ખાવા બેઠી, ત્યાં તો સાસુ ધમધમતી આવી: 'રાંડ, પૂછતી–ગાછતી નથી, ને ગળચવા બેસી ગઈ ? લૂગડાંય પૂરાં સૂકવ્યાં નથી.' ને બિચારીને ચોટલે ઝાલી ઘસડી જઈને અંદર ઓરડીમાં પૂરી. થોડી-વારમાં તો એનો વર પણ આવી પહોંચ્યો.

"બંનેના હાથમાં કંઈક હતું. સાસુએ ચડપ લઈને પેલી વહુને ભોંય પર નાખી ને મોંમાં ડૂચો દીધો. પતિએ ધાંસલેટ છાંટયું ને દિવાસળી ચાંપી. ભડકો થયો. બાઈએ છૂટવા તરફડિયાં મારતાં મોંમાંથી ડૂચો નીકળી ગયો. એનાથી બૂમ પડાઈ ગઈ. જીવતાં તો એણે જોરથી જીભ પણ હલાવેલી નહીં, પણ મરતાં એનો સાદ દૂરદૂર સંભળાયો. પાડોશી દોડી આવ્યાં. સાસુએ કલ્પાંત કરવા માંડયું : "અરેરે, મારી વહુ ! ચિતભ્રમમાં સળગી મૂઈ. કોઈક બચાવો !"

"ઘણું દોડયાં, પણ મોડું થયું હતું. માંસના લોચાબહાર નીકળી આવ્યા હતા. છતાં એ તરત મરી ન ગઈ. લોકના કહેવાથી મા–બાપને તેડાવ્યાં. એમને ગંધ આવી હતી: તેમણે મરતી દીકરીને પૂછ્યું: 'બેટા, આ કોણે કર્યું!'

'પેલા ટોપીવાળાએ!' દીકરીએ એટલા શબ્દો કહી આંખ મીંચી!

"લોહીની ધારે રોતાં માબાપ પાછાં આવ્યાં. ભાઈ, સંતાનની માયા બાપ ન જાણે. એ તો નવ મહિના પેટમાં સેવનારી જાણે! એ ઘામાં તો મારી પાડોશણ ઝૂરીઝૂરીને મરી ગઈ. તમેજ કહો ભાઈ, હવે કેમ કરીને દીકરીને ત્યાં આપતાં જીવ હાલે!"

"પણ ત્યાં બધાય આવા થોડા હશે?"

"મારા ભાઈ, તમારી વાત સાચી. એ ગામમાં એવાંય છે, કે જેના પેટ અવતાર લઈએ તોય પુણ્યમાં પડીએ. પણ માનો ન માનો, દર વર્ષે આવી કંઈ ને કંઈ હોહા થાય જ છે. એકાદબે વહુઆરુ તો સળગી જ મરે છે. ડાહ્યાનો નિયમ છે, કે ભય હોય ત્યાંથી દૂર ભાગવું!"

વાત કરનાર સ્ત્રીની આંખોમાં આંસુ હતાં. વાત સાંભળનાર કન્યાની કાળી કાજળઘેરી આંખોમાં નિરાધારતા હતી. પુરુષના મોં પર શું હતું, તે સહેજે કળાતું નહોતું. એણે એકાએક મૌન તોડયું.

"અને ભાઈ, અમૃતની બાને આ વાતનું દુઃખ થાય છે, મને તો એનું એટલું દુઃખ નથી થતું. દીકરીને પરણાવી એટલે આપણી મટી પારકી થઈ. એ આબરૂસર મરે, બાપના કુળની લાજ રાખીને જાય; એટલે ગંગ નાહ્યા. પણ રાજકોટમાં એક ઘટના બનેલી, એ સાંભળીને તો મારાં રોમરોમ ખૂબ ઊઠેલાં.' પુરુષ જરા ટટાર થયો. મેં તેની વાત તરફ લક્ષ આપ્યું. તેણે આગળ ચલાવ્યું.

"વાત એવી બની કે સાસુ અને પતિએ મળીને વહુને ઠેકાણે પાડી, ને ઘરની પાસેના અવાવરુ ટાંકામાં મડદું નાખી દીધું. ગામમાં વાત ફેલાવી કે વહુ કજાત હતી, કોક બાવા સાથે લગવાડ હતો, અંધારી રાતે નાસી ગઈ.

"ભાઈ, માબાપને તો જીવતર ભારે થઈ ગયું. દીકરી ગમે તેવા મોતે મરી ગઈ હોત તો તેમને એટલું દુઃખ ન થાત. આ તો દીકરી એમની સાત પેઢી પર કલંક આપતી ગઈ. પણ બાપને પહેલેથી વહેમ કે દીકરી મારી રાંક અને સુશીલ હતી. આવું કામ કદી ન કરે. પણ હવે શું થાય? દીકરીના નાસવાની વાતોને દિવસે દિવસે કલ્પનાના ઘોડા જોડાવા લાગ્યા. કોકનું ઘસાતું બોલવામાં ન જાણે આ સમાજને ભારે સ્વાદ આવે છે. માબાપને ચારે તરફથી ફિટકાર પડવા લાગ્યો. એના મોં પર કાળી મેશ ઢળી ગઈ. ઘરમાંથી બહાર નીકળવું મુશ્કેલ થઈ પડયું. અરેરે, દીકરી કરતાં પેટે પથરો પડયો હોત તો સારું થાત.

"ત્યાં પાપ પીંપળે ચઢીને પોકારવાનું હશે. ચોપડાના હિસાબે રાજની જપ્તી એ ઘરમાં આવી. તપાસતાં તપાસતાં ટાંકામાં નજર કરી, તો કોઈ મડદુ પાણીમાં તરે. ગંધગંધના ગોટા નાક ફાડી નાખે. પોલિસે મડદું બહાર કાઢયું. દાક્તરી તપાસ થઈ, તેમાં જણાયું કે કોઈએ બાઈને ગુંગળાવીને મારી નાખી છે. દીકરીના બાપને આ સમાચાર મળ્યા ને એ તો રાજીનો રેડ થયો. એણે લાગવગ લગાવી પોલિસ પાસે ચાંપતી તપાસ કરાવી. ચૌદમા રત્નની પાસે સાસુ માની ગઈ. એણે કબૂલ કર્યું કે "વહુ જરા 'દાધારીંગી' હતી. મારા દીકરાને આંખના કણાની જેમ હતી. એ વારે વારે કહેતો; "મા, દેશમાં આટઆટલી કન્યાઓનો સુકાળ ને મારે ગળે આ મડુ કાં વળગાડયું." છોકરાનો જીવ ઘર પરથી ઊડી ગયો. એ બહાર રખડવા લાગ્યો. એની કમાણી પણ જ્યાં ત્યાં ખરચાવા લાગી. અને

અહીં તો કન્યાઓ કીડિયારુની જેમ ઊભરાતી હતી. એકના ભાગમાં દશદશ આવે તોય વધી પડે. ઘણા દીકરીઓવાળા કન્યા આપવા તૈયાર હતા, પણ જીવતી શોકય પર આપવા કોઈની હિંમત નહોતી. આખરે અમે મા–દીકરાએ ન છૂટકે, કઠણ મને આ રસ્તો લીધો." વાત કરનારનો શ્વાસ ભારે થઈ ગયો. એ થોડી વાર થોભ્યો, ને છેલ્લે ઘણો ભારે થાક લાગ્યો હોય તેમ કહેવા લાગ્યો.

" ભાઈ, કોર્ટકચેરીમાં તો પૈસાવાળા ને લાગવગવાળા ફાવે. એ હત્યારાં મા–દીકરાને થોડા દહાડા મૂંઝવણ રહી, પણ ધીરે ધીરે બધું થાળે પડી ગયું. દીકરાને બીજી કન્યા પણ મળી. પણ સહુથી વધુ મોટી વાત તો એ થઈ કે દીકરીનાં માબાપની ઇકોતેર પેઢી કલંકથી બચી ગઈ. દીકરી દુઃખની મારી અફીણ ઘોળે, કૂવો પૂરે, આત્મહત્યા કરે, એનો વાંધો નહીં, પણ એ દુઃખમાંથી જીવતા જીવે નાસી છૂટવા યત્ન કરે એ કદી ન બને. ન જાણે આપણાં ઘરોની ચાર દીવાલો વચ્ચે આવી કેટલીય પારેવડીઓ મરવાની તક મળવાના અભાવે જીવતરના દસરડા ખેંચી રહી હશે." વાત કરનારે એક શૂન્ય નિઃશ્વાસે દિગંત તરફ નજર ફેરવી.

સ્ટેશન આવી ગયું હતું. મેં હાથ જોડીને સહુની વિદાય લીધી. સ્ત્રીએ કહ્યું: " ભાઈ, અમે હેબતપરનાં. નીકળો તો એ તરફ જરૂર આવજો."

મેં ડોકું ધુણાવી હા કહી.

થેલી બિસ્તરો લઈ હું બહાર નીકળ્યો. ઘણે દિવસે વતન પાછો ફરતો હતો, પણ અરેરે, મન કંઈ મજામાં નહોતું.

સવારમાં જૂના મિત્રો આવી પહોંચ્યા. " ટોપાવાળાનાં ટોળાં ઊતર્યાં !" નું સુંદર સ્વરાજ્ય–ગીત તેઓ લલકારતા હતા.

"દોસ્ત, તારું નામ સ્વયંસેવક તરીકે લખવાનું છે."

"કેમ?"

"અલ્યા, એમાં પૂછે છે શું? સ્વરાજ્ય નથી લેવું!"

મન તો થઈ ગયું કે કહી દઉં કે આવો સમાજ જ્યાં હોય ત્યાં તો નહીં જ. છતાંય ન રહેવાયું, બોલી દીધું:

"આવો સમાજ સ્વરાજ ભોગવી શકશે?"

"આ સમાજનો પ્રશ્ન નથી, રાષ્ટ્રનો પ્રશ્ન છે."

"રાષ્ટ્ર પણ સમાજમાંથી જ જન્મે છે ને?"

સહુ હસી પડયા. એમને હું ગાંડો લાગ્યો. તેઓ ઉતાવળમાં હતા એટલે થોડી વાર પછી આવવાનું કહી 'ટોપાવાળાનાં ટોળાં ઊતર્યાં!' ગાતા ગાતા ચાલ્યા ગયા.

"ટોપાવાળાની વાત પછી, પહેલાં આ ટોપીવાળાની જમાતની ખબર લેવી પડશે." મેં ક્રોધમાં ને ક્રોધમાં કહ્યું.

એક મચ્છરે જાણે હાથીને પછાડવાનો નિર્ણય કર્યો.

## ૪. પાઘડીએ મંગળ

**કાઠિયાવાડમાં** તો કાંપ મોટું શહેર છે. એ કાંપશહેરના નાક સમા ઓતમચંદ શેઠનાં ત્રીજી વારનાં પત્ની જ્યારે આજે સવારે ગુજરી ગયાં, ત્યારે તો આખા ગામમાં હાહાકાર વર્તી ગયો. એ દહાડે આખું ગામ નાહવા ઊતર્યું. શેઠને મોટી ઉંમરે ખોટ આવી.

'ભાઈ, આ કળજુગમાં દીકરા–દીકરી કોનાં? દીકરીઉં કાલે સવારે સાસરે જશે ને દીકરાના ઘરમાં વહુ આવી એટલે તમે સમજો જ છો ને!' ગામના પટેલ ગણાતા ઉકાશેઠે આંખમાં કૃત્રિમ આંસુ લાવતાં કહ્યું.

'હવે તો દહેરું ભલું ને થાનક ભલું. ઘરમાં તો કોઈ સાથે બોલાય એવું રહ્યું નહિ. બે ટંક ઘેર જમવાનું. આ તો વનવાસ મળ્યો!' બીજા એક સ્મશાનિયાએ માથે ધોતિયું બરાબર ઓઢતાં કહ્યું.

પણ આ ચર્ચા વિપરીત દિશા તરફ જતી જોઈ ઓતમચંદ શેઠનાં રોજના ચા–પાણીના સાથી ખેમાશેઠ તાડુકી ઊઠ્યા.

'બેસો, બેસો, મારા ભાઈ! આવી વાતું શું કરો છો? શેઠને ક્યાં મોટી ઉંમર થઈ છે? ચાલીસ વરસે વિલાયતમાં તો પહેલી વાર લગ્ન થાય છે. અત્યારથી અમારે એમનું જીવતર કંઈ બાળી નથી નાખવું. પેલા મફાશેઠ ને માણુકાશેઠની સ્થિતિ તો જાણો છો ને!' ખેમાશેઠે મફાશેઠ અને માણુકાશેઠનું નામ બોલતાં એક વિચિત્ર પ્રકારનો ચાળો કર્યો.

આ ચાળાની પાછળ–આ કટાક્ષની ભીતર એક ગંભીર ચર્ચા છુપાયેલી હતી. આ જ ગામના મફાશેઠ અને માણુકશેઠ બરાબર બેંતાલીસ વર્ષની ઉંમરે રાંડ્યા હતા. તાકડે ધંધામાં ખોટ આવી, એટલે બૈરાંનો જોગ જામ્યો નહિ. પછી તો ઘરમાં મોટા દીકરા ને મોટા દીકરાની વહુઓ. લાજ–મલાજાવાળું ઘર એટલે બન્ને જણાએ સવારનો સમય ઉપાશ્રયે, બપોરે જમીને તરત દુકાને અને રાતના ન જાણે કોના ત્યાં, કોના ઘરે, કેટલીય ભલી–નરસી વાતો એમને માટે થતી હતી.

'પણ કન્યા કોણ આપશે?' એક જુવાનથી ન રહેવાયું.

'અરે, શહેરની બજારમાં બેસનારને કન્યાની ક્યાં ખોટ છે? કેટલાય ગામડાવાળા બિચારા રોજ આંટા ખાય છે. એમને શહેરની ચકલીનાં પાણી ને ચક્કીના લોટની રઢ લાગી છે; અમે ઘરમાં હાથણિયું જેવી દીકરીઉં હવે ઊંધવા દેતી નથી.' ખેમાશેઠે જરા ઘસાતા શબ્દોમાં સાચી સ્થિતિનો તાગ આપ્યો.

'હા ભાઈ હા, હેમના ઢગલા પાસે કયો આંધળો ન માગે? પણ અલ્યા જરા દયા–ધર્મ મનમાં રાખજો! ઓતમચંદ શેઠનેય સુધારજો. પારકાની છોડીના ભવ બગાડશો મા.' લાડકાશેઠ ગામમાં ધર્મી તરીકે પંકાતા હતા, એમણે ઉપરના શબ્દો ઉચ્ચારી પોતાનું ધર્મીપણું સિદ્ધ કર્યું.

'લાડકાશેઠ, તમે તો મા'તમા ગાંધીના આશ્રમમાં જઈ બેસો. વ્યવહારનાં કામ તો એમ જ હાલે!'

ખેમા શેઠના પડકારાથી હાલ તરત માટે આ વાદવિવાદનો અંત આવ્યો. અને હેમી શેઠાણીને પૂરતા લાકડે બાળી સહુ મોટી પોક મૂકતા ઘેર આવ્યા.

એ દહાડે ગામમાં પાખી પાળી અને ધંધાપાણીના આ નવરાશને વખતે ઓતમચંદ શેઠે અને ખેમાશેઠે ભવિષ્યનો કાર્યક્રમ નક્કી કરી લીધો. ઉપયોગી માણસોની નોંધ લઈ લીધી. આખરે છૂટા પડતાં, બે વાક્યમાં ઓતમચંદ શેઠે સાર બધો કહી દીધોઃ

'ભાઈ ખેમા, એમ સમજશું કે બે વર્ષ કમાણા નહોતા. બાકી પૈસા સામું જોઈને જીવતર બગાડી નંખાશે ! કોનાં છોરું ને કોનાં વાછરું ! આ તો કળજુગનો જમાનો ! ઘડપણમાં ચાકરી કરનાર તો જોઈશેને ?"

૨

**હેમી** શેઠાણીની ઉતરક્રિયા પૂરતી રીતે પતી ગયા પછી, ખેમા શેઠે કેડ ભીડી. બજારમાં જ્યાં ત્યાં વાત છેડી બેસતા.

'ભાઈ, શું કહું ! ઓતમચંદ શેઠ તો પૂરા વેદિયા. ચાર દહાડા પહેલાં લીલાપુરના બે જણ આવ્યા હતા. હેબતપરવાળા બિચારા રોજ આંટા ખાય છે. બૈરી પાછળ શેઠ તો બિચારા અડધા થઈ ગયા, પણ એમ રોયે-ધોયે કંઈ મરેલાં સજીવન થાય. એ તો મન વાળવું રહ્યું. ભાઈ, સાચી વાત તો પાઘડિયે મંગળ એટલે કોઈની શી કારી ચાલે !'

'પાઘડિયે મંગળ !' બધા આશ્ચર્યમાં ડૂબી ગયા. હેમી શેઠાણીના ગુજરવાનો મહાન ભેદ, અદૃશ્ય રહસ્ય હવે દૃષ્ટિગોચર થયું. મહાન વિજ્ઞાનશાસ્ત્રી એડીસને જ્યારે વીજળીના દીવાની શોધ કરી હશે ને એક ચાંપ દાબતાં આખું ગામ દીવાથી ઝળાંહળાં થઈ ગયું હશે, ત્યારે પણ આટલું આશ્ચર્ય નહિ થયું હોય; એટલું 'પાઘડિયે મંગળ' સાંભળી થયું.

'ખરી શોધ કરી તમે, ખેમા શેઠ ? ભાઈ, ગ્રહ—નક્ષત્ર પાસે વસિષ્ઠ જેવા બ્રહ્મજ્ઞાનીનું પણ ન ચાલ્યું તો પછી બીજાનું શું ગજું ?

આ તો પાઘડિયે મંગળ, એટલે શું થાય? એમાં બિચારા દાક્તર વૈદ્યનું ય શું ચાલે?'

'પણ હવે બેફિકર રહેજો. ખાસ મુંબઈથી ભૂલેશ્વર પરના મહારાજ તેડાવ્યા છે. પૂજા–પાઠ, હોમ–હવન! મંગળને પાઘડિયેથી ફેરવવાનો જ! અને એ ફેરવાણો એટલે પછી દરિયામાં દોટ મૂકો તોય મોત ન આવે. જૂનાં શાસ્ત્ર અમસ્થાં લોકો પૂજતાં હશે!' ખેમા શેઠે વાતને મજબૂત કરી.

'ભાઈ ખેમા, એક વાત દોસ્તીને દાવે પૂછું છું હો? લોકો કહે છે કે શેઠને શરીરમાં જ એવો રોગ છે કે બૈરીને ભરખી જાય છે.' એક જણાએ ધીરેથી પૂછયું.

'વાત કરો મા ભાઈ, એ તો શેઠના ઈર્ષ્યાળુ લોકોએ વાતો ફેલાવી છે. શેઠનું શરીર તો જુઓ, કેટલી અભ્રક ને કેટલી ભસ્મ! જ્યોતિષી કહે છે કે પૂરી ચાર વીશીનું આવખું છે!'

આ વાતો ભલે બીજાને હાસ્યાસ્પદ કે નગણ્ય લાગે, પણ જે દુનિયામાં ખેમા શેઠ જીવતા હતા એ દુનિયામાં આ વાતોનું ખૂબ મહત્ત્વ હતું. આજ દુનિયાની એકાદ વહુ પરણીને જે દહાડે ઘેર આવી, એ દહાડે એકાદ બાળક માંદું પડે કે મરી જાય તો આવનાર વહુ જિંદગીભર અપશુકનિયાળ મનાય, એનું સ્થાન અછૂત જેવું બની જાય. આ જગતમાં પપૈયાની ચીર ખાતાં ભૂત વળગતું, ને સારો સાડલો પહેરતાં વાઘરણ વળગતી.

ધીરે ધીરે આ વાતો હવાની માફક પ્રસરવા લાગી. ભુલેશ્વરના મહારાજ અને કોઈ મોટા મહંત પણ આવી આવીને આઠ દહાડા રહી ગયા. ખેમા શેઠ ગામડાંઓ તરફ ચાલ્યા. ઉઘરાણીનું તો બહાનું પણ ગામેગામથી કન્યાઓનું લિસ્ટ કરી લાવ્યા.

પણ આ તો કાઠિયાવાડને? ગાડરિયાં ટોળા જેવી આદત! એકાદ જણ કન્યા આપવા તૈયાર થયો એટલે બધા ઊલટી પડવાના. ખેમા શેઠે એનો પણ વેંત કાઢ્યો.

૩

**લીલાપુરવાળા** શેઠની દીકરી લગભગ ૨૨ વર્ષની થઈ ચૂકી હતી. મોઢે શીળીનાં ચાઠાં, રંગે શ્યામ અને જરા અક્કલ હોશિયારી પણ ઓછી. નાટક સીનેમાના જમાનામાં આવી કન્યા કયો જુવાન લે! બિચારા શેઠ પૂરા મૂંઝાયેલા; અને ખાટી છાશ જેવી આ કન્યાને હવે તેઓ ગમે તે ઉકરડે ઢોળી દેવા તૈયાર હતા. ખેમા શેઠે તેમને સાધ્યા. ખૂબ આશા આપીને કહેણ મૂકવા વઢવાણ બોલાવ્યા.

આખા ગામમાં સવારથી જાહેરાત થઈ રહી હતી કે લીલા-પુરવાળા આવી રહ્યા છે. ગાડીવાળાને વરધી અપાતી હતી, કંદોઈના ત્યાં ધમાલ હતી, વારે વારે સહુ કહેતાઃ 'ભાઈ, મેમાન આવવાના છે.' ગામમાં સમાચાર ફેલાયા કે ઝટ બીજી કન્યાઓવાળા સાબદા થયા. સાંજ સુધીમાં તો લગભગ બારેક કહેણ આવી ચૂક્યાં. ખેમા શેઠે વાણિયાવિદ્યા વાપરી, લીલાપુરવાળા શેઠને સ્પષ્ટ કહી દીધું કે અમારાથી બધાના મોં તોડી ન લેવાય. વ્યવહારનાં કામ વ્યવહારની રીતે જ થાય. એક વાર કન્યાઓ જોઈ આવવા દો! તમે નિશ્ચિંત રહેજો.'

બીજે દહાડે કન્યા જોવા ખેમા શેઠ નીકળ્યા. ખેમા શેઠને ખાનગીમાં બોલાવીને ઓતમચંદ શેઠે છબી બતાવી કંઈક કહ્યું. ખેમા શેઠ ગેલમાં બોલ્યાઃ 'મૂંઝાશો મા! રૂપ રૂપની રંભા.'

અને ખરેખર એમ જ કર્યું. લખતર ગામની કન્યા એમના મનમાં વસી ગઈ. ગૌર વર્ણ, લાંબું અણિયાળું નાક, મોટો ભરાવદાર

અંબોડો, ચાલમાં જાણે કોઈ હાથણી ચાલી ! ઉંમર પણ વર્ષ વીસની. અંગ્રેજી બે ચોપડી ભણેલી. નામ પણ સરિતા ! આવતાં વેંત ઘરનો ભાર ઉપાડી લે એવી !

લખતરના શેઠ પોતાની સૌંદર્યવતી પુત્રીને આપતાં કચવાતા હતા, પણ મુરતિયાની અછતે તેમને મૂંઝવ્યા હતા. શેઠની ઉંમર ૩૫ની નક્કી કરીને બીજે દિવસે કંકુના કર્યાં. થોડા દહાડામાં તો ટોપલો એક ભરીને ઘરેણાં આવ્યાં. જે લોકોના મનમાં સહેજ વસવસો હતો એ ઘરેણાં જોઈ નીકળી ગયો. સરિતા પણ એક વાર તો થનગની ઊઠી.

શુભ મુહૂર્તે લગ્ન પતાવી દેવાની પણ ઉતાવળ હતી. બન્ને જણા એ જ ભાંજગડમાં હતા. ત્યાં તો સરિતાનો એક ભાઈ રંગૂન રહેતો હતો, તેનો તાર આવ્યો. એણે લખ્યું હતું કે 'ઓતમચંદ શેઠની શરીરપરીક્ષા કર્યા વગર લગ્ન ન કરશો, નહિ તો હું વિરોધ કરીશ.' આ વિરોધનો અર્થ ખેમા શેઠ જાણતા હતા. આજના વાંદરાં જેવાં અટકચાળાં છોકરાંનો તેમને પોતાને પણ અનુભવ હતો.

સાંજે કન્યાના બાપે દીકરાના તારની વાત કરી એટલે ખેમા શેઠ ભડભડી ઊઠયા. 'શેઠ, દીકરીના બાપ છો. બહુ ફેલ કરશો તો અહીં તો એક કહેતાં અગિયાર હાજર છે. લીલાપુરવાળા શેઠ તો બિચારા લાંઘવા બેઠા છે. મારો વિચાર તો હવે ઝટ પતાવવાનો છે.' ખેમા શેઠે આંખ ઊંચી કરીને કહ્યું, અને ઉપસંહાર કર્યો કે 'ઓતમચંદ શેઠ કહેતા હતા કે તમારા દીકરાને પેઢી પર મૂકી દેવો. તમારી બીજી દીકરી માટે પણ એક સારું ઘર એમની નજરમાં છે. શેઠ, તમેય હવે લખતર છોડી કાંપમાં આવોને ? એ તો વાડ વગર વેલો ન ચઢે.'

ભલા, આટઆટલી લાલચો પાસે કોણ ન ચળે ? દાક્તરની વાત ભુલાઈ ગઈ, અને સૌ હાએ હા ભણવા લાગ્યા.

'ઝટ પતાવો!' ઓતમચંદ શેઠે ટૂંકાણમાં સૂચના આપી દીધી. ઝટ લગન લેવાયાં. સવારે જ્યારે ગામલોકોએ સાંભળ્યું ને કન્યાને જોઈ ત્યારે બધાએ એક જ અભિપ્રાય આપ્યો: 'કાગડો દહીંથરું લઈ ગયો.'

લગ્ન પછી તો શેઠ નવી પત્ની પાછળ એટલા ઘેલા બન્યા કે દુકાન પર એમની હાજરી ઓછી રહેવા લાગી. આ લગ્નને ગુમાસ્તા આશીર્વાદ પાઠવતા હતા.

૪

**દિવસો** ને મહિનાઓ વીતતાં કંઈ વાર લાગે છે! વસંત, શિશિર ને હેમંતના ચક્રાવા ચાલ્યા જ કરે છે. પણ સરિતાના દેહ પરથી વસંત જાણે વિદાય લેતી હતી. થાક એના દેહ પરથી ઊતરતો નહોતો. મોટી ઉંમરે શેઠ જ્યારે રસિક બનતા જતા હતા, ત્યારે સરિતા નીરસ બનતી જતી હતી. એને જાણે દુનિયામાં કશુંય મનગમતું નહોતું.

છતાં સરિતા આજ્ઞાંકિત હતી. 'દીકરી ને ગાય દોરે ત્યાં જાય' એ સૂત્ર એને નાનપણથી પઢાવવામાં આવ્યું હતું. કેટલીક વાર દેહમાં અસહ્ય કાળી બળતરા ઊઠતી ત્યારે એ છાની છાની રડી લેતી. રંગુનવાળો એનો ભાઈ એ દહાડે મોડો પડયો હતો. પરણેલી બ્હેનને પાતાળ પણ ન સંઘરે. એ નિરાશ હૃદયે પાછો ગયો. પણ ત્યાં બ્હેનના સમાચાર મળ્યા. ક્રમને ઘણે દહાડે એ બ્હેનને મળવા આવ્યો, ત્યારે રૂપરૂપના અંબાર સમી સરિતાને રૂપહીન બનતી જોઈ વ્યાકુળ બની ગયો.

'બ્હેન, બાપાએ કાળું કૃત્ય કર્યું.'

ાઈ, હવે બોલીને બગાડીશ મા! કોઈનો દોષ શા માટે કાઢવો? મારું જ ભાગ્ય! પણ ભાઈ! કેટલીક વાર એવી કાળી વેદના થાય છે કે ધીરજ ગુમાવી બેસું છું.'

'ભાગ્ય?' ભાઈ ધીરજ ગુમાવી બેઠો, "ભાગ્યની વાતો કરનારા મોટા ધર્મિષ્ઠો ન જોયા હોય તો. અરે, ભાગ્યની ફિલસૂફી છાંટનારા આ તારા સાધુબાવાઓ કંદમૂળની બાધા કરાવશે, રાત્રિ-ભોજનની બાધા કરાવશે, પણ આવાને વૈરી પર વૈરી લાવવાની બાધા નહીં કરાવે. ચાર ચાર વૈરીની ગરદન મારનાર પાંચસો હજાર ખર્ચી એક મહોત્સવ કરશે તો સમાજ બધું ભૂલી એની વાહવાહ કરશે."

'અમારો વૈરીનો અવતાર જ એવો, આખી જિંદગી જીવત-મૂએલા જેવી જ કાઢવાની.'

"કોણે કહ્યું કે વૈરીનો અવતાર એવો? એ તો કોઈ બદમાશોની ચાલબાજી છે."

"બદમાશ કહે કે ગમે તે કહે ભાઈ, આ સમાજની દીવાલો એવી અભેદ્ય છે, કે તારા જેવા હજાર નવલોહિયા માથાં પટકી પટકીને મરી ગયા, એક કાંકરી પણ ખેરવી શકાણી નથી. માથાં પટકનાર કાં તો ધીરે ધીરે એ જૂના રંગમાં રંગાઈ જાય, નહિ તો હડધૂત થઈ જીવતો જાય. ભાઈ, કોઈ મુસદ્દી સમાજશાસ્ત્રીએ નર ને નારનાં બે પલ્લાંને પહેલેથી પાસંગમાં જ ખોટાં જોખવા માંડયાં છે. નરનું પલ્લું સદા નમતું રહે એ માટે ન જાણે કંઈ કેવી છૂટછાટો, સ્ત્રીનું પલ્લું સદા હળવું રહે એ માટે ન જાણે કંઈ કેવાં બંધનો. આ ગગનચુંબી દેવાલયો, આ જોગી જતીઓ, આ થાનક અપા-સરાઓ, આ સમાજસેવકો ને લોકસેવકો; અમારે માટે આ ભવને અર્થે નકામાં. શાન્તિ રાખ, ભાઈ! આ દેશની દરિદ્રતા તો નીરખ! ઘેર ઘેર રાંડીરાંડો, કજિયાકંકાસ, એમની સંપત્તિ પણ એમની

વિપત્તિ જેવી. બાળમરણુનો પાર નહીં, પારકાની દીકરીને ઝબે કરનારની પેટની દીકરી શું રાજ માણુશે? શાન્તિ રાખીને જજે, ભાઈ! હવે તારી બેન થોડા દહાડાની મહેમાન છે. એને તું હવે નહીં બચાવી શકે!"

"જરૂર બચાવીશ, આકાશપાતાળ એક કરીને પણ બચાવીશ."

"ભાઈ, નહીં બચાવી શકે. આ સમાજ ભોરીંગનો ભરડો તારા જેવાથી નહીં તૂટી શકે. તોડવા જઈશ તો નાહકનો તું તૂટી જઈશ."

"ભલે તૂટી જાઉં, પણ તને અહીંથી છોડાવી જઈશ. આ કસાઈખાનામાં જ્યાં પશુને છરાથી ખોતરી ખોતરીને મારી નાખવામાં આવે છે, ત્યાંથી બચાવીને લઈ જઈશ."

"ગાંડો મારો ભઈલો. મને તું છોડાવીને લઈ જઈશ, તો પણ તું મને જાળવી નહીં શકે, એવી આ સંસારની વ્યવસ્થા છે. મારા માથે એટલી મોટી લાંછના આવશે કે ગંગાનાં નીર પણ મારાં પાપ ધોઈ શકશે નહીં, કોઈ તીરથ મને પવિત્ર કરી શકશે નહીં, કોઈ ઘર મને સંઘરીને શુદ્ધ રહી શકશે નહીં. પરણેલી સ્ત્રીની મુક્તિ એક જ રીતે અને તે યમરાજને હાથે. એને પરણાવી ચોરીના અગ્નિને સોંપી એટલે એ બાપની નહીં, માની નહીં, ભાઈની નહીં, પતિ જીવાડે તો તેની ને યમ તેને મારવાની મહેરબાની કરે ત્યારે તેની. પણ મારું એક કામ કરીશ?"

'શું?' નિરાશ ભાઈને કંઈક આશા આવી.

'હું એક જ તારી બેન નથી. આ સમાજની પ્રત્યેક બેન-દીકરીને તું મારા સરખી જ ગણજે, ને મારા જેવું ભાગ્ય કોઈ બીજી અબળાના લલાટે ન લખાય તેટલું કરજે. હું તો હવે મડદું બની ગઈ છું. આ ધમણ ચાલતી બંધ થઈ એટલે આ દેહનો ભાર પણ

ઓછો થશે. છેલ્લું છેલ્લું એટલું ઇચ્છું છું, કે કોઈ મારા જેવી કન્યા આ વેદનામાં, આ સતત જલતી ચિતામાં ન ઝંપલાય એટલું જોજે!"

ભાઈ ચૂપ રહયો, કંઈ ન બોલ્યો. પણ એના તપાવેલા તાંબા જેવા મુખ પર દૃઢ નિશ્ચયની રેખાઓ તણાઇ રહી હતી.

"મારો બનેવી છે, નહિ તો આજે જ!" ભાઈએ કમીજની બાંહ્ય ચડાવી.

"જો, એવું ન બોલીશ, ગમે તેમ તોય મારા દેવ છે. એ તો આપણું ભાગ્ય!" ને શાણી બેન ભાઈને સાંત્વન આપવા નજીક સરી, અને એને શાંત પાડતાં કહ્યું: 'જો આમ આવ, ખરું કારણ તો એમને પાઘડિયે મંગળ છે. ખૂબ જપ-તપ કર્યાં, પણ મંગળ ન ખસ્યો એનું શું થાય?' એમા શેઠે ભણાવેલા પાઠ સરિતા ભણતી હતી.

'તો પછી શા માટે પરણે?' ભાઈ આટલું બોલીને ચાલી નીકળ્યો. એને કાઠિયાવાડનો સૂકો પ્રદેશ જાકારો દઈ રહ્યો હતો. એ પણ જાણે કહી રહ્યો હતો કે મારો શાપ છે, જ્યાં સુધી આ દેશમાં દીકરીઉં સુખી ન થાય ત્યાં સુધી એક લીલું ઝાડ પાંગરશો નહિ; એકે સરિતા સદાકાળ વહેશો નહિ! ધોમધખતો મધ્યાહ્ન અહીં લાવા રસ વરસાવજો! સંપત્તિ તમને સંતાપજો!

પણ આ તો લાગણીવેડા! આવાઓના વિચાર ઉપર કંઈ દુનિયા ચાલે છે? હજી તો એ રંગુન પહોંચી ઠરી ઠામ થતો હતો, ત્યાં દેશમાંથી તાર આવ્યો.

'સરિતા ઝંખે છે. જલદી આવ.'

સગો બાપ માંદો હોત તો એ પાછો ન ફરત, પણ ગરીબ

ગાય જેવી સરિતાને કેમ દુઃખ અપાય? એ ઝડપી ગાડીઓમાં મુસાફરી કરતો કાંપ આવ્યો ત્યારે ખેલ ખલાસ થઈ ગયો હતો. મોટે રસ્તેથી એક શબ સ્મશાન તરફ જઈ રહ્યું હતું. શબની પાછળ રહેલા ખેમા શેઠે ભાઈને જોયો. ઈશારો કરી સાથે લીધો.

ભાઈની બે આંખોમાં જાણે દાવાનળ સળગ્યો હતો. એના દિલમાં તો મેઘગર્જનાનાં પ્રચંડ તાંડવ જામ્યાં હતાં. શબ ગોઠવાયું ને અગ્નિ ભભૂકી ઊઠ્યો. ઓતરાદો પવન સુસવાટા મારવા લાગ્યો.

ચેહ બરાબર સળગી રહી હતી. પાસે જ ટોળે વળેલા ડાઘુઓની વચ્ચે સ્થાન લેતાં ખેમા શેઠે ધીમેથી કહ્યું.

'ભાઈ, દવા–દારૂમાં શેઠે કંઈ પાછું જોયું છે? પણ કર્મની બલિહારી, ઘણાં ઘણાં જપ–તપ કર્યાં, પણ પાવડિયે મંગળ આખરે નડયા વિના ન રહ્યો! ભોગવનારીનું ભાગ્ય ઓછું, બીજું શું?

'પાવડિયે નહિ, તારી છાતીએ મંગળ બેસાડું છું. સાલા ડામીજ!' ભાઈ કકળી ઊઠ્યો. મરેલી બેનની નિંદા! એણે મનનું સમતોલપણું ગુમાવ્યું, ખેમા શેઠની છાતીમાં એક લાત લગાવી દીધી. 'સાલા દલાલ! કાળા રોગથી ભરેલા છો ને દોષ મંગળનો!'

બધા ડાઘુઓએ ભાઈને પકડી લીધો, અને શાન્ત પાડ્યો. કોઈના મનમાં આ બનાવનું દુઃખ નહોતું. સહુ સમજતા હતા કે એમો શેઠ આ જ લાગનો છે.

'કહી દેજો તમારા શેઠને! ફરીથી કોઈની દીકરીનું જીવતર બગાડયું તો ગળું જ પીસી નાખીશ. ભલે સરકાર ફાંસી દે!'

આ સમાચાર ઘેર લાલ પાઘડી ને કંકુનો ચાલ્લો કરી બેઠેલા શેઠે સાંભળ્યા, ત્યારે એમના હોશકોશ ઊડી ગયા. આ પહેલાં તો

આ સંસારમાં વરલાડો ઘેર જઈ કંસાર જમતો. આજે વખત ફર્યો ને વરલાડો કેવળ ગોળની કાંકરી ચાખી શુભ શુકન કરે છે! ઓતમચંદ શેઠ ગોળનું દડબુ મોમાં નાખવા જતા હતા ત્યાં આ સમાચાર સાંભળી દડબું હાથમાંથી પડી ગયું ને મોં ફાટયું રહયું. ત્યાં ને ત્યાં તેમણે જણાવી દીધું 'કાલે ઉપાશ્રયે જઈને ચોથા વ્રતની બ્રહ્મચર્યની, બાધા લઈશ, હવે તો સંસારથી ધરાઈ ગયો.'

શેઠે વ્રત લીધું. આ વાત પર કાળનો પડદો વીંટાયો, પણ પેલા ભાઈના દિલમાં પ્રગટેલી ચિનગારી હજી બુઝાઈ નહોતી.

# ૫. રાંડેલો મુરતિયો

**મોરબી**શહેરની ઊભી બજારે આજે એક જ સમાચાર ચર્ચાઈ રહ્યા હતા. કાશીરામ ટપાલીઆએ હમણાં જ જુદી જુદી દુકાનોએ લગભગ દશેક કાગળો વેર્યા હતા; અને એ કાગળો જ આ સાર્વજનિક ચર્ચાનું નિમિત્ત બન્યા હતા.

કાગળોનો મુદ્દો એવો હતો, કે લખા શેઠના સીંગાપોર રહેતા પ્રેમાની વહુ ઘડી બે ઘડીની મહેમાન છે ને કહેણનાં નાળિયેર આવવાં શરૂ થઈ ગયાં છે, માટે ઝટ ચેતજો !

લખો શેઠ એટલે કોણ ? ભલે આજે વેળા-કવેળા જેવું ચાલતું હોય, પણ લખાશેઠનું ઘર એટલે શું ? એક વાર તો સાત વહુઓ એક સાથે પાણી ભરવા નીકળતી ને એ વખતે ભરબજારે એ નાનકડી નવેલીઓનાં સોનારૂપાનાં ઘરેણાંનો ઠાઠ જોઈ કયો દીકરીનો બાપ ઓશિયાળો નહિ થયેલો ? ખુદ લખાશેઠ જ ચાર વાર પરણેલા ! ચોથી વારના લગ્ને પણ પંદર નાળિયેર આવેલાં. એ ઘોડાની ફેટીનના દાબલા આજે પણ હજી ઘરડાં-બૂઢાં યાદ કરે છે !

પણ ગામમાં કેટલાક ચોખલિયા લોકોનું કહેવું એવું પણ હતું કે ભાઈ, લખાશેઠને ત્યાં હતું ત્યારે બધું હતું, પણ અત્યારે શું ? આજે તો જીવ વિનાનો દેહ છે ને ! આ ગયા પરમ રોજની વાત છે. ભર મળસ્કે લખાશેઠ કંઈ ચીજ-વસ્તુ બગલમાં દબાવી શરાફને ત્યાં ગયા હતા ને શરાફે રોકડું પરખાવી દીધું હતું કે "લખાભાઈ ! પીચગુલના દાગીના સોનાના ભાવે વેચતાં સરકારની વગર ભાડાની

કોટડીના મહેમાન થવું પડશે." અને મુરતિયાને વળી કોણે જોયો છે? ત્રણ ત્રણ વરસે મહિનો માસ આવે! શું કમાય છે, શું વાપરે છે એ કોણ જાણે? એ તો ડુંગરા દૂરથી રળિયામણા!

પણ વ્યવહારશાસ્ત્રના નિષ્ણાતોનો અભિપ્રાય સહુથી જુદો પડતો હતો. "ગાંડા થયા, ગાંડા! નાની ઉંમરે રાંડેલો મુરતિયો મળે ક્યાંથી? નવેનવા મુરતિયામાં તો કેટલું જોવાનું હોય? ઘર કેવું છે, કુળ કેવું છે; પૈસોટકો કેવો છે, સગાંસંબંધી કેવાં છે; ત્યારે રાંડેલા મુરતિયામાં આવું કશુંય જોવાનું નહિ! ત્યાં તો બધું જોવાઈ ગયેલું. જઈને ઝટ નાળિયેર મૂકી દેવાનું!" પંચ્યાશીએક વર્ષના લાલજીભાઈ ચૌદશિયાએ પ્રાચીન લગ્નશાસ્ત્રનો સોનેરી નિયમ સહુને કહી સંભળાવ્યો.

"અને લાલજી કાકા! એના ઘેર કેવા કેવા વભાવાળાએ કન્યાયું ઉતારી છે, એ જાણો છો? પેલા ધાંગધ્રાના ચિકાણીની; પેલા બોટાદના બગડિયાની; પેલા લીંમડીના શેઠ કુટુમ્બવાળાની! અને આ ડાહ્યાઓ હવે ઘર, બાર ને કુટુમ્બ જોવા નીકળ્યા છે!" માણુકાશેઠે લાલજી શેઠની વાતને સબળ ટેકો આપ્યો.

ગમે તેમ, પણ આ વાત સાંભળી ગામના પોપટ શેઠ તો ઊકળી પડ્યા: "આંધળા થાઓ મા આંધળા! ગઈ કાલે તો ગમે તેમ હતું; આજની લખા શેઠની સ્થિતિ તો જુઓ! એ તો બાંધી મૂઠી લાખકી, ઔર ઉઘાડી વા ખાય. બીજા મુરતિયા ન મળતા હોય તો દીકરીઓને અંધારે કૂવે દોરી જનઓને!"

ઘેર સાત સાત પુત્રીઓ કુંવારી હોવા છતાં પોપટ શેઠની આ વાત સાંભળી સહુ દિંગ થઈ ગયા. એમની જબાનમાં એવું શહૂર હતું કે ઘરડા લાલજી કાકા પણ પોતાની વાતને ફેરવી તોળવા લાગ્યા, "ભાઈ! પોપટ સાચું કહે છે. અમારે તો સાઠે બુદ્ધિ નાઠા જેવું કહેવાય બાપા!"

"ના રે લાલજી કાકા, ભઈસાબ એવું બોલી મને શરમાવશો મા ! આખા ગામમાં પૂછવા ઠેકાણું તમારા સિવાય અમારે બીજું કયું છે !" પોપટે વાણિયા વિદ્યા અજમાવી અને આગળ કહ્યું: "પણ મારું તો કહેવું એમ હતું કે મેં સીંગાપોર એક કાગળ લખ્યો છે. મારા કાકાની દીકરીનો ભત્રીજો ત્યાં રહે છે. બધી વિગત પુછાવી છે. બેચાર દહાડામાં જવાબ આવી જશે. પછી કહેણ કયાં નથી મુકાતાં ! બાઈ કંઈ હમણાં જ ગુજરી જાય તેમ થોડી છે ! ક્ષયરોગ છે. બીજાય આડ કાઢે !"

પોપટ શેઠની જબાન સામે આડીજીભ કરી શકે એવો માડી-જાયો એ શહેરની બજારમાં તો નહોતો ! દબાતા–ચંપાતા સહુ પોતપોતાની દુકાને પહોંચી ગયા.

૨

**લખા શેઠ** અત્યારે મોરબીમાં રહેતા હતા. મૂળ તો ઘરનાં ઘર હતાં, પણ હમણાં બહાર પરામાં એક ભાડાના મકાનમાં રહેતા હતા. લોકોને એ વાત કરતા કે "ઘર આપણે ત્યાં ગીરો છે. નવાં મકાન ચણાવવાનું પેમો ઘણી વાર લખે છે, પણ હવે એવા આરંભ-સમારંભ મારે નથી કરવા. કર્યા ત્યારે ખૂબ કર્યા. હવે મેં તો પેમાને લખી દીધું છે કે તું અહીં આવે ત્યારે તને સૂઝે તેમ કરજે !"

લખા શેઠના ઘરમાં કુલ આઠેક માણસ હતાં. પેમાની વહુ રૂખી એક માસથી બિમાર હતી. દાક્તર કહેતા કે એને ક્ષયરોગ જેવું છે. ઘરનાં માણસ વાત કરતાં કે મૂળ હાડ નબળું ને માબાપને ત્યાં પૂરી કેળવણી નહિ મળેલી એટલે આમ થાય છે.

વહુની બિમારી વધતી ચાલી. થોડા દહાડા પ્રચાર ચાલ્યો કે વહુ પાકી છે. કામકાજ ન કરવાના આ બધા ઢોંગ છે.

એ ઢોંગ નહોતા, એ વાતની ખાતરી રૂખી સવારથી સાંજ સુધી કામ કરીને, દળીને, ખાંડીને, કપડાં ધોઈને આપતી. પણ પહાડની જેમ એ ઓગળતી હાલી હતી. ઉધરસ તો રાતે ઊંઘવા ન દે!

સાસુએ મોંમાં મીઠું રાખવા, મીઠાની રાબ પીવા ખૂબ ખૂબ કહ્યું ત્યારે વહુ માની! દશ દહાડા પહેલાં ચોખાનું ઓસામણ પોતાના હાથે પાયું, પણ વહુ દાધારંગી. ગલટી કરીને કાઢી નાખ્યું!

એક રાતે ઉધરસ એવી ચઢી કે લખાશેઠની ઊંઘ બગડી. સવારે એમણે કહ્યું:

"વહુ માટે દવા લાવજે; ઉધરસ બહુ લાગે છે."

"છે જ તો," ગૃહિણીએ મોં ચઢાવતાં કહ્યું. "પણ ઉપગાર કરે તોને! કોઈનું કહ્યું ક્યાં માનવું છે? જરા ચોખાનું ઓસામણ પિવાડયું ત્યાં તો કાઢી નાખ્યું. દાક્તરની વખ જેવી દવા એ શી રીતે પીવાની?"

ગૃહિણીની વાતની મજા એ હતી કે તેઓ જેને માટે વાત કરી રહ્યાં હતાં, જેને વિષે દોષારોપણ કરી રહ્યાં હતાં, તે માનવ ગુનેગાર હાજર હતું, છતાં જવાબ દઈ શકતું નહોતું. ઘરનાં અધિપતિ પાસે દાદ ફરિયાદના—બચાવના એ શબ્દ કહેવાનો હક્ક એ વહુ બની ત્યારથી છીનવી લેવાયો હતો.

વાત ત્યાંથી થોભી, પણ વહુની બિમારી ન થોભી. ઉધરસ વધી, તાવ આવવા લાગ્યો. સાસુજીનાં કડુ કરિયાતાં વહુએ આરોગ્યાં, પણ કંઈ ફાયદો ન દેખાયો. એક દહાડો વહુ સૂતી, સાસુએ મહેણાં ઘણાં માર્યાં, પણ કામના બોજાથી થાકેલી વહુમાં, સતત આરના ઘોચાવાથી નિસ્તેજ બનેલા બળદની જેમ નવું જોમ ન આવ્યું.

એ દહાડે દાક્તર આવ્યો. એણે જે વાત કરી એથી લખા શેઠ ને તેમનાં ગૃહિણી ચમકી ઊઠયાં.

"હાય, હાય, વહુ જશે ?"

"જનારને કાણુ રોકી શકશે ? પણ હવે તમે સમજો તો સારું. તમારા આ વર્તાવમાં કદી પેમાનું ભવિષ્ય ન બગાડો." પતિએ આંખ કાઢીને કહ્યું.

તેજી ઘોડાને આટલી ટકોરની જ જરૂર હતી. સાસુજીએ વહુની સારવાર માટે કેડ બીડી, દિવસરાત એક કરી દીધાં. અમદાવાદના પાદરથી મોસંબીનો કરંડિયો, ભાવનગરથી દાડમ; અરે, વહુને ભાવા થયા તો મુંબઈથી હલવાનાં પડીકાં આવ્યાં.

ગઈ કાલે વાત નીકળી કે વહુ હવે ઘડી–બે ઘડીની મહેમાન છે; એટલે તો કન્યાવાળાઓનો દરોડો શરૂ થયો. વહુની ખબર પૂછવાને બહાને લગભગ ગામપરગામના બાવીસેક કન્યાવાળાઓ આવી ગયા. લખાશેઠને આડી–અવળી વાતોમાં પોતાની ઇચ્છાઓ પણ રજૂ કરતા ગયા. જૂનું પુરાણું સગપણ સંભારી આપ્યું.

"ભાઈ, જે થશે તે જલદી જ થશે ! સારા ઘરના મુરતિયાના તો સ્મશાનમાં જ ચાંલ્લા થાય ! અને એમાં જ સારા ઘરનું પ્રમાણ ગણાય ને ?" લખાશેઠના મળતીઆ આમ આડકતરી રીતે ઉતાવળનું સૂચન કરી રહ્યા હતા.

પણ વહુ ખબડદાર નીકળી ! જમ સાથે પણ ખૂબ બાખડી ! દાકતર કહેતો હતો કે સાંજ ન ભાળે; અને એણે તો રાત પણ કાઢી નાખી ! કન્યાનાં કહેણ કહેવા આવેલાઓની મૂંઝવણ વધતી જતી હતી. ઘેર ખાતાં ખાતાં પણ તેઓ બૈરાંઓને સૂચના આપતા કે "જુઓ ! પ્રાણપોક સંભળાય કે તરત નાના ચીકાને ખબર આપવા દુકાને મોકલજો ! વહુ ઘડી–બે–ઘડીની છે. કંઈ કામકાજમાં ભૂલ ન થાય ! નહિ તો બાજી બગડી જશે !"

"પણ આટલી ઉતાવળ શા માટે ? મુરતિયો તો જોવો હતો

ને ?" માતૃસ્વભાવની આ ચિંતાનો જવાબ બહુ જ અધ્યાત્મથી ભરેલો મળી રહેતો !

"ગાંડી લાગે છે ! આટલી પડાપડીમાં મુરતિયો જોવા રહીએ તો સમૂળગા રહી જઈએ. આટલા બધા ભેગા થયા છે, તે કોઈએ તપાસ જ નહિ કરી હોય ? અને વળી કરમમાં લખેલું કોણ મિથ્યા કરનાર છે ? આપણી સમજુનું ભાગ્ય સારું હશે તો ખારાપાટમાં પણ પાણીની શેરો ફૂટશે, ને ફૂટેલું હશે તો તું કે હું શું કરીશું ? માબાપ તો દલાલ છે."

કર્મની આટલી ફિલસૂફી પછી ખુદ કોઈ તત્ત્વવેત્તા જ જો શાસ્ત્રાર્થ કરવા તૈયાર ન થાય તો બિચારી અણઘડ–અભણ સમજુની બાની શી તાકાત !

૩

"અરે, આ શાની બૂમ ? વહુ છૂટી !" સમજુની બાએ બૂમ મારી.

"હેં હેં, લાવ મારો ખેસ, લાવ." સમજુના બાપાએ ખૂબ ઉતાવળ આદરી ને ઝટ ખડકીએ આવ્યા. પણ હાય રે ! નસીબ બે ડગલાં આગળ ને આગળ ! એ પ્રાણપોક તો લખાશેઠની પછવાડેની શેરીમાંથી આવતી હતી !

સમજુના બાપાએ ઊંડો નિસાસો નાખ્યો ને લાકડી લઈ લખાશેઠની ડેલીએ ખબર–અંતર પૂછવા ચાલ્યા. લખાશેઠનું આખું ઘર અત્યારે એક જ ઉત્સુકતામાં હતું કે નવાં કહેણ કેટલાં આવે છે !

લખા શેઠ ડેલીએ બેઠા હતા. મોઢા પર કૃત્રિમ શોકની ઘેરી રેખાઓ પથરાઈ રહી હતી. આવનાર–જનારનું આદરસન્માન કરતી

એમની કુહાડા જેવી જીભમાંથી અમૃત વરસતું હતું! સમજુના બાપાએ કહ્યું :

"કેમ, વહુને ઠીક તો છે ને?"

"શાનું ઠીક, શિવલાલ શેઠ? વેદનીય વેદી રહી છે!"

"ભગવાન છુટકારો કરે તો ઠીક, હવે તો એવું લાગે છે, કેમ શેઠ?" શિવલાલ શેઠે લખા શેઠના દિલની વાતને વાચા આપી.

"એમ જ તો. ગઈ કાલ બપોરનાં દવાદારૂ બંધ કર્યાં છે. મેં કીધું કે ભાઈ, હવે વહુના આત્માને અભડાવશો મા! દાક્તરનું તો તમે સમજો જ છો ને, પૈસાની જ વાત! કહે કે "એક ઇંજેકશન આપું : કદાચ ઠેઠ સુધી શુદ્ધિ રહેશે." પણ મેં તો એવા સોયા ઘોંચવાની ના કહી! સાંજથી તો એને ભોંયે પણ લીધી છે: પણ કંઈ આત્મા અને દેહની લેણાદેણી એકદમ છૂટે છે?"

"શેઠ, આવું ભર્યું—ભાદર્યું ઘર છોડતાં જીવ પણ કેમ હાલે? અરેરે! બિચારી ઓછા કર્મી! વખત આવ્યો ત્યારે ભોગવવા ન રહી!" શિવલાલ શેઠે વાતનો મોઢાશથી તાર મેળવી લીધો; અને ધીરેથી પેટની વાત કહી દીધી. "જુઓને, એના પછી તમારે બીજે શોધવા જવાનું જ નહિ : મેં તો અત્યારથી આપણી સમજુ આપી જ દીધી સમજો!"

"ઠીક, ઠીક, એ વાતને હવે અત્યારે શું છે? બધું ઠીક જ થશે. આપણો સંબંધ અત્યારે ક્યાં નવો છે? હાં. હાં, પણ પેલું કોણ આવે છે?" લખા શેઠે રસ્તા પર નજર કરી.

"અરે, પોપટ શેઠ; બિચારા બહુ મુંઝાયેલા છે. જમ જેવી સાત છોડીઓ ઘેર છે. મલક આખો ફરી વળ્યો, પણ કોઈ ઠેકાણે તાકડો જ બાઝતો નથી; મને તો દીકરીમાં જ કંઈ 'કેવા' જેવું લાગે છે. કેટલાંય જોવા આવી ગયા, પણ કોઈએ કંકુના ના કર્યાં." શિવલાલ શેઠે પાણી પહેલાં પાળ બાંધી.

"આવો ! આવો, પોપટશેઠ ! અને પેલું કોણ આવે છે ?"

"અરે, વઢવાણવાળા દલીચંદ શેઠ ને પરસોતમ શેઠ !"

"સાડાબારની ફાસ્ટમાં આવ્યા લાગે છે ?"

"હા, હા, પાછળ બીજા ચાર જણ પણ આવે છે." ગાડીથી ઊતરીને આવતા એક પાડોશીએ વાત કરી.

"હેં" પોપટ શેઠનું મોઢું ફાટી રહ્યું.

"પોપટશેઠ, તમે ક્યાંથી ?" બીજા આવનારાઓએ આશ્ચર્ય સાથે પ્રશ્ન કર્યો.

"હેં હેં હેં !" પોપટશેઠે વાણિયાશાહી હાસ્યમાં ઉત્તર આપ્યો. મહાપ્રાણ ગણાતો હકાર હેં હેં નું રૂપ ધરીને જ્યારે વણિકશ્રેષ્ઠના કંઠમાંથી નીકળે, ત્યારે તેનું સામર્થ્ય ભલભલા પ્રશ્નકારને નિરુત્તર કરી દે છે.

શહેરની ભર બજારે લખા શેઠને ત્યાં તરતમાં ન જવું એવો નિર્ણય કરનાર વાણિયાઓ, જ્યારે એકબીજાને છેતરી પહેલાં પહોંચી જવાની રમત રમતાં આ રીતે છેતરાઈ ગયા ત્યારે તેમનાં મુખકમલ જોવા જેવાં હતાં !

ચતુર કાગડો એક વાર ઠગાયો હતો એવી વાર્તા હિતોપદેશમાં છે; પણ ચતુર વાણિયા આમ સહેજ સહેજમાં ઠગાઈ ગયા એ બનાવ પહેલવહેલો હતો. છતાં ફેરવી તોળતાં ન આવડે એનો વણિકજન્મ શા કામનો ? આ વણિકશ્રેષ્ઠોએ 'તેરી બી ચૂપ ને મેરી બી ચૂપ' ને ન્યાયે એકબીજાના પોતનો પ્રકાશ ન કરતાં કામ આગળ ચલાવ્યું.

"દલીચંદ શેઠ, સાચી વાત કહું છું. આ આખા તેર તાલુકામાં

લખા શેઠ જેવો નરમ કો ક્યાં ભાળ્યો ? એની રાખરખાપત કેવી ? એના ઘેર સાજું માંદું એ આપણા ઘેર સાજું માંદું !" પોપટશેઠે એક અજબ મુસદ્દીને છાજે એવી છટાથી પ્રસ્તાવના બાંધી અને છેવટે કહ્યું: "શેઠ, કેમ વહુને શાતા છે ને ?"

"રામ રામ કરો મારા શેઠ !" લખા શેઠે લાંબો મૂંઝવણનો નિશ્વાસ નાખતાં કહ્યું. "પોપટ શેઠ ! શાતા-બાતાની વાતો કેવી ! શ્વાસોશ્વાસ પૂરા થાય છે. જીવ ભારે કર્મી ખરો ! ખોળિયું છોડતો જ નથી. બાકી ભગવાન માથે રાખીને કહું છું કે શેઠ, દવા કરાવવામાં પાછું વાળી જોયું નથી હો ! કીધી એટલી કરી. તમ જેવાએ બતાવ્યાં એટલાં ઓસડિયાં કર્યાં; વૈદ્ય, દાક્તર ને જતિનો તો તૂટો રાખ્યો નથી. તમને વાત કરું કે ભૂવા ને ડાકલાં પણ કર્યાં. દોરા ધાગા પણ કર્યા. પૈસો પાણીની જેમ વાપર્યો, પણ કંઈ કારી જ ન ફાવી !" લખા શેઠની આંખોના ખૂણામાં અશ્રુનાં બે ચાર બિંદુ હતાં. એ આંસુ વહુની બિમારી પર શોક દર્શાવવા નિમિત્તનાં હતાં, કે પૈસો પૂરપાટ વાપરી દીધો એ માટેના પશ્ચાત્તાપ અંગેનાં હતાં; તે કળી શકાય તેમ નહોતું. પણ આટલા હૃદયભેદક વિવેચન પછી એ આંસુઓ પૂરતી અસર પાડવા માટે જરૂરી હતાં; એ વાત તો નક્કી હતી.

"લખા શેઠ ! ભાવિભાવ ! બનવાનું હોય એને મિથ્યા કોણ કરી શકે ? બાકી દેનારે તો દીકરી દેવના ઘરમાં દીધી છે ! આટલું હેત ! સસરાની આંખમાંથી વહુ માટે આંસુ ! ક્યા અભાગીઆએ જોયાં !" પરસોતમ શેઠે ગળગળે સાદે કહ્યું.

"સાચી વાત છે પરસોતમ શેઠની ! નહિ તો લખાશેઠ જેવાને કન્યાનો ક્યાં તોટો હતો ? આપણા ગામમાં તો કન્યાઓ ઊભરાઈ પડી છે. મા-બાપો મૂંઝાઈ પડ્યાં છે. મોટી મોટી સાપના ભારા જેવી દીકરીઉં ઘરમાં રાખી હવે તો મા-બાપથી બહાર ઊંચા

સાદે બોલાય તેમ રહ્યું નથી.” લખાશેઠના મળતિયા એક ભાઈએ આવેલા શેઠિયાઓને શરમાવે તેવો ટોણો માર્યો.

પોપટ શેઠ જેવો ચતુર વણિકનર આ ટોણો ખમી ખાય તેમ નહોતો. એ જવાબ આપવા જતો હતો ત્યાં એને આત્મભાન થઈ આવ્યું. પોતે કોણ છે? સાત દીકરીઓનો બાપ! દીકરીના બાપને વળી સવાલ–જવાબ શા! દીકરીના બાપને તો દુનિયાની ઓશિયાળ!

અને એમાંય આ મુરતિયાની અછતવાળા જમાનાને જોયો! સારો મુરતિયો કે સારું ઘર મહામહેનતે મળે! તેમાંય વળી ગામડું ન જોઈએ. ગાંધીજીએ ભલે ગ્રામ્યોદ્ધાર પ્રવૃત્તિ શરૂ કરી, પણ આ વણિકો તો ગામડાં છોડતાં જાય છે. દીકરી ગામડામાં ન હોય! શહેરમાં ભલે ખભે ઝોળી કરી ખાતો હોય, પણ એ મુરતિયો સારો! પરિણામ એ આવ્યું કે ગામડામાં કુંવારા પુરુષોની સંખ્યા ને કન્યાવિક્રયો વધતા ચાલ્યા. બીજી તરફ શહેરી મુરતિયાઓની અછત ઊભી થવા માંડી.

પોપટ શેઠની જ વાત કરીએ. એમનો ભાણેજ જ સેજકપરમાં રહેતો હતો. ઘેર બે ખેતર, દશેક ભેંસો, નાનકડી શરાફી દુકાન, બાર મહિને ખાધા ખરચી ઉપરાંત પાંચસો–સાતસોનો બચાવ. પણ એવા ભાણેજને કોઈ કન્યા જ ન આપે. સહુ કહે: “ભાઈ! ગામડામાં મજૂરી કરી દીકરી તૂટી મરે ને શ્વાસ ખાવાનો વખત ન મળે!” પોપટ શેઠે કેટલાકને તો ખાનગીમાં પૈસા આપવાની પણ વાત કરેલી. પણ મુંબઈનું પાણી લાગી દીકરી ગુજરી જાય એ હા, પણ ગામડું તો નહિ. આખરે એ ભાણેજને અમદાવાદ શહેરમાં મીલમાં નોકરી રખાવ્યો અને ઘરનો ધંધોધાપો છોડાવ્યો કે તરત જ સગપણનાં બેચાર નાળીએર હાજર થયાં.

એટલે આ બધી મૂંઝવણોને કારણે એકને બદલે બે ચોપડાવનાર પોપટ શેઠ ખમી ખાઈ ગયા. વખતની બલિહારી છે ને?

૪

**કાઠિયાવાડના** આ નામીચા વણિકશ્રેષ્ઠોની પાર્લામેન્ટ ડેલીએ બેઠી બેઠી રૂખીના મૃત્યુની કાગના ડોળે રાહ જોઈ રહી હતી, ત્યારે ત્યાંથી થોડે દૂર એક જુદી પાર્લામેન્ટ રચાઈ રહી હતી.

ઓછામાં ઓછા અજવાશવાળી એક ઓરડી, જાતજાતના અવાજોથી સજીવ બની ગઈ હતી. 'બફા સો નફા'માં માનનારા વડીલોએ ઘર બાંધતી વખતે બારી માટે ખૂબ વિરોધ રાખ્યો હતો. લાજમલાજા માટે પણ બહુ બારીબારણાંવાળાં ઘર ઠીક ન ગણાતાં. ચોરચકારથી પણ એ ઠીક રક્ષણ આપતાં.

આવા ઓરડામાં ધોળી દૂધ જેવી ચાદર પાથરેલી પથારીમાં એક હાડપિંજર જીવનના છેલ્લા શ્વાસ ખેંચતું હતું. કપડાં આટલાં જલદી એણે કદી ન બદલેલાં. અને આજે તો રોજ નવાં...જાણે સાસુના પ્રેમનો સ્રોત વહી નીકળ્યો હતો.

એની પાસે કફ નાખવાની કફદાની હતી; પણ ચારેક દહાડાથી સાફ થયેલી હોય તેમ જોવાતું નહિ. એક અર્ધ ઉટકયા વાટકામાં થોડું પાણી પડયું હતું.

કપડામાં લપટાયેલી વસ્તુ થોડીવારે સહેજ હાલતી–ચાલતી હતી, પણ શકિત હવે વહી ગઈ જણાતી હતી. એની પથારી પાસે જ બેઠેલું આ સ્ત્રીઓનું ટોળું ઊંચે સાદે વાતચીત ચલાવી રહ્યું હતું. અને એ સહુની સામે એક જ અવાજ બોલી રહ્યો હતો.

એ હતાં રૂખીનાં સાસુજી! રૂખીના શરીર કરતાં, એના ગુણ કરતાં એ પોતાનાં દવા–દારૂને બહુ યાદ કરતાં. કયો દાકતર આવ્યો ને કેટલા રૂપિયા લઈ ગયો; કયો વૈદ્ય આવ્યો ને શું આપ્યું; એની જ વાત હતી. વધારામાં તેઓ ગણી રહ્યાં હતાં, કે રૂખીની તબિયત જોવા કોણ બાઈ કેટલી વાર આવી ને કેટલી વાર કોણ ન આવી!

તેમાં પણ મોસંબીનાં પારસલ, દાડમના કરંડિયા ને પેમાના તારની ધમાધમ : આ વર્ણનો અદ્‌ભુત હતાં.

નાનો ઓરડો આટલા શ્વાસોચ્છ્વાસથી ગંધાઈ ઊઠયો હતો. એમાં પણ ગાજતા છીંકણીના સડાકા ને તેનાં ઊડતાં રજકણો ઘણાના નાકને ઉત્તેજિત કરી મૂકતાં હતાં, અને અપશુકન થવાની બીકે પણ જ્યારે આવતી છીંક રોકવાને મહેનત થતી ત્યારે મુખકમળ જોવા જેવાં બની રહેતાં. સ્વચ્છતાને અહીંથી હંકારી કાઢવામાં આવી હતી, શાન્તિને દેશવટો અપાયો હતો. મરનારનું મોત ગમે તેમ થાઓ, પણ જીવનારની આબરૂની જાડાઈ અહીં જોવાઈ રહી હતી.

૫

**આખરે** રામે રાવણ માર્યો. રૂખીના આત્માએ આ નશ્વર દેહની માયા છોડી, ઘીના દીવાના ઝાંખા પ્રકાશમાં, ધર્માદાના ગાજતા સૂરોમાં છેલ્લી વિદાય લીધી.

વિધિવિધાન શરૂ થયાં. લાલ લાલ ચૂંદડી ઓઢીને રૂખીનો દેહ ઊપડવા તૈયાર થયો.

"અરે, ચૂંદડીનો છેડો ફાડયો કે નહીં ?"

"અરે, એમ અમે કંઈ ભૂલીએ. આંખમાં પણ મેશ લગાડી દીધી. ઘરડાંની જરૂર તો આવી વેળાએ જ ને !" એક વૃદ્ધાએ પોતાની ઉપયોગિતા પ્રગટ કરી દીધી.

સ્મશાન પર જ કેવળ સોળ કહેણ ખાનગીમાં આવ્યાં. એમ તો સ્મશાન પર જ ચાંલ્લાનું નક્કી થઈ જાત, પણ લખાશેઠનાં માતુશ્રીનું સ્પષ્ટ ફરમાન હતું કે હવે એવું ઘર જોવું કે જેથી મારા પેમાને પરદેશ ન રહેવું પડે ! એના સસરાના વેપારવણજમાં જ જોડાઈ જાય.

સોળ વધતાં બે, વધતાં ત્રણ, વધતાં બે, કુલ ત્રેવીશ કહેણ ઘેર આવતાં હાજર થયાં. સહુ સહુની લાગવગો પણ શરૂ થઈ ચૂકી. રૂખી તો ભસ્મ થઈ ગઈ. રોતી હશે એની જણનારી મા! બાકી અહીં તો લગ્નની શરૂઆત જેવી ધમાલ ચાલુ થઈ. કન્યા જોવા જનારાઓએ લાપસી ને ઘી પર હાથ મારવા માંડ્યા. વહુ ગઈ ને જાણે ઘરમાંથી ઊંદરડી ગઈ: એમ બધું ભુલાઈ ગયું.

ખરેખર! લાગવગ અને ઓળખાણે લખા શેઠને મૂંઝવી દીધા. પણ સહુની તડામારનો લખાશેઠે એક જ જવાબ દીધો.

“ જુઓ! આ વળાવાવાળાનું ઘર છે! તડામાર કરશો એ નહિ ચાલે! તેરમા પહેલાં નક્કી કરશું એ વાત તો કંઈ કહેવાની ન હોય! બાકી ઉપર પડતા ન આવો! અમને જરા ઘરબાર તો જોવા દો!”

“ એક તો છોકરી લેવી ને આ તુમાખી!” પોપટ શેઠનું દિલ બળવો કરી ઊઠયું.

“ પણ ભાઈ! રાંડેલો મુરતિયો ક્યાંથી ? આ તો પરખેલું પેખેલું ને નીવડેલું સો ટચનું સોનું!” બારણામાં બે-પાંચ કહેણ લઈને આવતા સદ્‌ગૃહસ્થોએ જરા ઉતાવળમાં વાત કરી.

પોપટે એ જ વાતની પુનરાવૃત્તિ કરી!

“ સાચી વાત ભાઈ! રાંડેલો મુરતિયો ક્યાંથી ?”

## ૬. વાંઢાઓનું ગામ

**વસંતના** લાંબા ને સુંદર દિવસો હતા. આંબાવાડીએ કેરીઓ પાકી ગઈ હતી, અને વૃક્ષઘટાઓમાં બેસીને કોયલ આખો દિવસ ટહુકાર કરતી હતી. દિવસો જ અતિ સુંદર, એમાં લગ્નના યોગ; એટલે ગામડે ગામડે અને શહેરે શહેરે ઢોલ, ત્રાંસા ને શરણાઈઓના મીઠા સૂર સંભળાતા હતા. ઘૂઘરિયાળી વેલો ઘમઘમતી દેખાતી હતી. અને પીઠી ચોળેલાં વરવધુ સેકન્ડ ક્લાસની સવારી કરીને અથવા વેલોમાં બેસીને જતાંઆવતાં જોવાતાં હતાં.

ઊભરાતા યૌવનવાળા નવયુવાનો અને કુસુમકળી જેવી કુમારિકાઓ લજ્જા અને શરમનાં બંધનો ફગાવી કંઇ છૂટા મૂકી ગાઈ રહી હતી. સ્ટેશને સ્ટેશને જલસાઓ જામતા, વેવાઈ ને સગાંવહાલાંનો સંઘ જામતો. વર્ષો પહેલાં તો સાસરે જતી કન્યા પિયરિયાંના વિયોગે છાતીફાટ રડતી સંભળાતી. અજાણ્યા ઘર વિષે, પિછાન વગરના પતિ બનતા પુરુષ વિષે અનેક કલ્પનાઓ કરતી એ ધ્રૂજતી. આજે તો ટપાલવાળાએ સુખ કરી આપ્યું. કુંવારાં જ પ્રેમપત્રોથી ને છૂપાં રસભર્યાં મિલનોથી લજ્જા દૂર કરી બેઠેલી કન્યાઓની આંખોમાં આજે આંસુ નહોતાં. એ સખીઓ સાથે રેશમી રૂમાલ, અત્તરની શીશી ને ગુંદિયા કંકુની કંઈક ગલીપચીવાળી ચર્ચામાં મસ્ત હતી.

કોક દેવું કરીને, કોઈ ઘરબાર ગીરો મૂકીને, કોઈ માગીભીખીને આ લગ્નના ઉત્સવમાં ભાગીદાર બન્યું હતું. બેકારી, ભૂખમરો, દુષ્કાળ જાણે જગતમાં કદી હતાં પણ નહિ ને હશે પણ નહિ. અને એમાં પણ દીકરીઓનાં માબાપ ! તેઓએ તો કેડ બાંધીને સાત પેઢી ઉજાળવા માંડી હતી.

હું અને મારો ઓળખીતો દામોદર પણ આવી એક જાનના સભાસદ બન્યા હતા. અમેય નવાં ઈસ્ત્રીબંધ કપડાં ચઢાવી, ચશ્મા ઉપર પણ રોલ્ડગોલ્ડની સોનેરી ફ્રેમ મઢાવી, હાલી નીકળ્યા હતા ! ગાડીના ડબ્બામાં જાતજાતનાં માણસો હતાં. એકે ધીરેથી કહ્યું:

'ભાઈ, વખત એવો આવવાનો છે, કે એક એક મુરતિયાને દશ દશ કન્યાઓ પરણાવવી પડશે. શું મુરતિયાની અછત !'

'વાહવાહ, ત્યારે તો ઓર મઝા આવશે. કોઈ ઇશિની કવિ કહે છે તેમ એક રાંધવા માટે, એક સાંધવા માટે, એક પાણી ભરવા માટે, એક પગચંપી માટે, એક પથારી માટે, એક મારવા-ઝૂડવા માટે, એમ જુદાં જુદાં ખાતાં ખોલી શકાશે.' મેં જરા ધીમેથી મશ્કરી કરી.

પણ મારી આ મશ્કરી પેલા સદ્‌ગૃહસ્થને ભારે પડી હોય તેમ જણાયું. મેં તરત વાત ફેરવી:

'ભલા, આ નાતવાળાઓ મુરતિયાઓનું લિસ્ટ શા માટે નહિ રાખતા હોય ? કન્યાવાળાઓને પણ સમજણ પડે !'

'હા, હા, એ વાત સાચી છે.' મારા પડખે બેઠેલા દામોદરે ચાલતી વાતમાં એકદમ ટહુકો પૂર્યો. 'મુરતિયાઓનું લિસ્ટ ખરેખર જરૂરી છે. આ તો વરસ્યા ત્યાં મુશળધાર, નહિ તો પાણીનું ટીપું ય નહિ.'

'પણ એનું બીડું કોણ ઝડપે ?' પેલા ગૃહસ્થે કહ્યું.

'હું તૈયાર છું. બોર્ડિંગો ને છાત્રાલયોમાં ટીચાતા ફરવું એના કરતાં આ શું ખોટું ?' દામોદરે સ્વયંસેવક તરીકે નામ નોંધાવી દીધું.

'હં હં, હં. વાંઢા લાગો છો ? કયું ગામ ?'

'અમરાપર.' દામોદરે જરા છોભીલા પડી જવાબ વાળ્યો.

'અમરાપરમાં એક જ વાણિયો પરણેલો.' પેલાએ જરા કટાક્ષમાં કહ્યું.

આ વાક્યનો ગૂઢ અર્થ કંઈ સમજાયો નહિ, અને તે માટે આગળ કંઈ પ્રશ્નોત્તરી ચાલે તે પહેલાં તો અમારું સ્ટેશન આવ્યું. પગ સુધી ઘસડાતા ખેશવાળા ને ખૂબ ખૂબ આંટાવાળી કસૂંબલ પાઘડીઓવાળા વેવાઈ દેખાયા. 'પધારો શેઠિયા, પધારો શેઠિયા' ના આદરમાન સાથે અમને નીચે ઉતાર્યાં.

અને પછી તો એ જાન, એ વેલ, એ ગાણાં ફટાણાં, એ જમણ ને એ રમણ, એ તાણ ને એ મતાણ: બધામાં ત્રણ દિવસ તો જાણે સુંદર સ્વપ્નની જેમ સરી ગયા.

અને અમને વિદાય મળી. સરખે સરખી સાહેલીઓએ સુંદર ગીતથી 'પરદેશી પોપટા'નું ઉપનામ આપી વિદાય આપી.

ત્રણ દિવસની શેઠાઈ પૂરી થઈ. હવે તો પાછી નોકરીની વેઠ કરાવવા રેલગાડી અમને ઉપાડી શહેર તરફ દોડવા લાગી.

## ૨

**અમરાપર** વચ્ચે આવતું હતું. સ્ટેશનથી ચારેક ગાઉનું છેટું હતું. દામોદરે એકાદ રાત ઊતરવા ખાસ આગ્રહ કર્યો. દામોદરનો અને મારો લાંબોયે નહિ તેમ ટૂંકાયે નહિ એવો પરિચય હતો. ઉંમરમાં એ મારાથી મોટો હતો; પણ એનું એક લક્ષણ મેં પારખી કાઢ્યું હતું. એ સ્ત્રીઓ પાછળ ઘેલો હતો. એની વાતોમાં એકદમ લગ્ન, ઘોળ, મુરતિયા અને કન્યાના પ્રશ્નો ઉભરાઈ આવતા. ગરબાઓનો એ ખાસ રસિયો હતો. નાચ–ગાનના જલસામાં એ ભારે ટિકિટ ખરચીને પણ જતો. કોઈ ચાલી જતી સ્ત્રીનો કેશ-કલાપ નિહાળી રહેવામાં ચાલતાં ચાલતાં કેટલીય વાર ઠોકર ખાઈ

બેસતો. કોઈ રસભર્યાં પતિપત્નીને સાથે ચાલતાં જોઈ એને કંઈ કંઈ થઈ જતું. છતાં દામોદરનો પરિચય આટલેથી પૂરો કરું, તો જાણ્યે-અજાણ્યે પણ તેને અન્યાય થઈ બેસે.

પ્રથમ મને લાગેલું કે દામોદર નીતિનો ઢીલો હશે, આ બધાં લક્ષણ લંપટતાના હશે. પણ આ મારી ભૂલ થોડે દહાડે મને આપોઆપ સમજાઇ ગઈ. એ કુંવારો હતો, પણ વૈરાગી નહોતો. ભૂખ્યાને અન્ન તરફ ભાવ થાય તો, એ અપરાધ તો નથી. અને એ વખતથી મને એનો પરિચય સારો લાગતો.

દામોદર જે ચાલીમાં રહેતો, એની પડખે જ એક ગૃહસ્થ પોતાના કુટુંબ સાથે રહેતો હતો. કુટુંબ સામાન્ય રીતે ગરીબ. જોકે દામોદર પણ ગરીબ તો હતો જ, છતાં એકલો, એટલે પાસે રકમ ઠીક ઠીક બચે. પેલા ગૃહસ્થને યોગ્ય ઉંમરની એક કન્યા હતી. શહેરનું જીવન એટલે એક ઘરમાં બનતું બીજાની નજર બહાર ન જાય.

કન્યા સહેજ દેખાવડી હતી. એ રવેશમાં બેસી વાળ ઓળતી ત્યારે દામોદર તાકીને એની સામે જોઈ રહેતો. એ ત્યાંથી નીકળે એટલે દામોદર અચુક તેની સાથે કંઈ ને કંઈ વાતો કરે. ધીરે ધીરે બેની ઓળખાણ વધી. પૈસા રૂમાલોની આપ લે પણ થઈ. પરિચય વધતો ગયો. માબાપે વિરોધ ન કર્યો. દામોદરને લાગ્યું કે નક્કી પોતાનો બેડો પાર થશે. એણે પોતે એકઠા કરેલા એક હજાર રૂપિયાની વાત પણ કન્યાના બાપને કરી.

બધું નક્કી જેવું જ હતું. કન્યા ને દામોદર પણ જાણતાં હતાં. ત્યાં એકાએક બધી બાજી પલટાણી ને આ ગૃહસ્થ ઘર છોડીને બીજે રહેવા ગયા. કન્યાનાં લગ્ન પણ બીજે થઈ ગયાં. આ વેળા દામોદરના જીવને ખૂબ જ દુઃખ થયેલું. બિચારી કન્યાને કૂવે નાખી હતી. લાગવગના જોરમાં ને પૈસાના લોભમાં એક વ્યસની સાથે એને પરણાવી હતી.

એક દહાડો દામોદરને એ કન્યાનો પત્ર મળ્યો. એ પત્ર એ જ ચાલીની એક કામ કરનારી લાવી હતી. પત્રમાં કન્યાએ દામોદરને પત્ર લખવા તેમજ અમાસે અમુક સ્થળે મળવા સૂચવ્યું હતું.

દામોદરે એ પત્રનો જવાબ વાળેલો. એણે જણાવેલું કે હવે તું પરસ્ત્રી થઈ કહેવાય. અને શાસ્ત્રમાં પરસ્ત્રી માતા સમાન કહી છે, માટે બીજું કામકાજ હોય તો ખુશીથી કહેવરાવજે.

સંસારમાં જેમ ચાલે છે તેમ, દામોદર પણ એ કન્યાના પરિચયનો ખોટો લાભ ઉઠાવી શકત. અને એની સ્ત્રી–વિષયક આટલી આસક્તિ જોતાં તેમજ એની ઉછળતી યુવાની જોતાં એ બનવું સંભવિત હતું. કેટલાંયે એવાં દષ્ટાંતો જાણમાં હતાં, છતાં દામોદર એ રીતે નીતિવાન હતો.

રસ્તે જતી સ્ત્રીનો મનોમુગ્ધ કરનાર કેશકલાપ, પૂર્ણચંદ્ર જેવું મોં, સાગના સોટા જેવી દેહયષ્ટિ ટીકી ટીકીને જોનાર દામોદરની, એ સ્ત્રીઓ તરફ કામદષ્ટિ નહોતી; પોતાના વિચારોમાં રમી રહેલ, પોતાની અણઘડ કલ્પનાએ દોરેલ પોતાની પ્રિયતમા પત્નીનું એમાં એ પ્રતિબિમ્બ નિહાળતો હતો. મને પણ લાગતું હતું કે આપણે પ્રજાના દરેક વર્ગને સરખું ખાવા–પીવા મળે તે માટે ચળવળ ચલાવીએ છીએ, તેમ જો સંસારમાં બધાનો પરણવાનો જ અભરખો હોય તો સહુ પોતપોતાને યોગ્ય પ્રિયપાત્ર મેળવી શકે તેવી ચળવળ પણ શા માટે ન ચલાવવી ?

## ૩

**આપણે સહેજ** આડા રસ્તે ફંટાયા. અમારે દામોદરના ગામ અમરાપર જવાનું હતું. સ્ટેશન પર ઊતરી એક ગાડામાં ત્યાં જઈ પહોંચ્યા. હિંદના કંગાલ ગામડાઓ જેવું એ ગામડું હતું: કેવળ ખેતી પર જ નભનારું. વાણિયાઓ વ્યાજવટાવ પર નભતા.

અહીં વાણિયાઓનાં પંદરેક ઘર હશે. દામોદર એક પછી એક પોતાનાં સગાંને ત્યાં લઈ ગયો. ઘર બધાં સાફસૂફ, સ્વચ્છતાના નમૂના જેવાં. માણસો પણ બહુ મીઠા, ખડતલ ને મહેનતુ. ધૂળ, માટી ને ઢેફાં જોતાં ગામમાં તો એકાદ દહાડો પણ રહેવું ગમે તેવું નહીં; છતાં આ ભોળા લોકોનાં દિલમાં એવી મમતા ભરી હતી કે તેમને છોડતાં દુઃખ થાય.

વાતવાતમાં એક વૃદ્ધ પુરુષને હું પૂછી બેઠો, 'કાકા, તમારે સંતાન કેટલાં?'

'એક પણ નહિ.'

મને આ વૃદ્ધના શબ્દો પર દિલદર્દનો ભાર લાગ્યો. એ ભાર હળવો કરવા મેં આગળ પ્રશ્ન કર્યો:

'કાકા, એ તો જેવી વિધાતાની મરજી. પણ સંતાન થયાં જ નહિ કે જીવ્યાં જ નહિ?'

મારો પ્રશ્ન સાંભળી કાકાને જરા સંકોચ થતો લાગ્યો. તે બોલ્યા: 'ભાઈ, હું પરણ્યો જ નથી, પછી સંતાનની વાત કેવી?'

અચાનક પેલા સદ્‌ગૃહસ્થવાળી વાત મને યાદ આવી: 'અમરાપરમાં એક જ વાણિયો પરણેલો.' મેં તરત જ વાત ફેરવી નાંખી. અમે બીજી વાતોએ ચઢી ગયા.

દિવસ તો પૂરો કરવો રહ્યો. દામોદર અને હું સમી સાંજના ગામને પાદરે આવેલી વાડીઓમાં ફરવા ગયા. સૂર્યદેવતા પશ્ચિમ આકાશમાં ઢળતા હતા. ગોધણ ગામ તરફ ધસતું હતું. પંખીઓ કલરવ કરતાં માળા ભણી જતાં હતાં.

'આ વસ્તાભાઈની વાડી. આમ તો એ અમારા કાકા થાય. વાડીમાં જમરૂખી ને દાડમડી ખૂબ વાવી છે.'

અને ખરેખર દાડમડીનાં લાલચોળ ફૂલોથી આખી વાડી ખીલી ઊઠી હતી. વસ્તાભાઈ વાડીએ જ હતા. એમણે અમારું સ્વાગત કર્યું, અને હોંશપૂર્વક પાકાં ગર્ભ જેવાં જમરૂખ ને દાડમના રસનો આસ્વાદ કરાવ્યો. મીઠાશમાં વસ્તાભાઈની વાતો કે દાડમનો રસ; આ બેમાંથી કોણ ચડે, એનો નિર્ણય કરતાં મુશ્કેલી પડે તેમ હતું.

જામફળની મિજબાની માણ્યા પછી વસ્તાભાઈએ પાણીનો ગ્લાસ હાથ ધોવા આપ્યો. હાથ ધોઈ થોડું પાણી પીવા જતો હતો ત્યાં તો દામોદરે દોડી આવી ઝપટ મારી પ્યાલો છીનવી લીધો. એ ક્રોધમાં ધ્રૂજતો ધ્રૂજતો બોલતો હતો:

'વસ્તાભાઈ, તમે મારા કાકા, મારા મુરબ્બીયે ખરા; તમારા પર મને હેત છે, એટલે તો મહેમાનને તમારી વાડીએ સહુથી પહેલાં લાવ્યો. પછી તમારે સમજવું જોઈએ. તમે જાણો છો કે આ તો નાતજાતનાં કામ.'

વસ્તાભાઈ શિયાવિયા જેવા થઈ ગયા. તેમણે કહ્યું: 'મેં પાણી હાથ ધોવા આપ્યું હતું, પીવા નહોતું આપ્યું. મારો શો ગુનો?'

'પણ કૂવાનો કોશ ક્યાં નહોતાં ચાલતો? એમાંથી જ લાવવું'તું ને! કાકા, આ તો નાતજાતનાં બંધન.'

આ બેની વચ્ચે મારી દશા તો તદ્દન વિચિત્ર થઈ પડી. વસ્તાભાઈ દામોદરના કાકા થાય ને કાકાભત્રીજા વચ્ચે આટલો,—પાણી પણ ન પીવા જેવા ગંભીર વિખવાદ શાનો? પણ થોડી જ વારમાં આગન્તુક બાઈથી વાતનો પ્રવાહ બદલાયો.

જાડાં, લાલ હિંગળોક કપડાં પહેરેલી ત્રીસેક વર્ષની બાઈ બે વાછરડીઓ દોરતી ત્યાં આવી પહોંચી. આપણા કુટુમ્બની સ્ત્રી આટલી ઉંમરે તો ઘરડી ડોશી લાગવા માંડે, દાંત પડી ગયા હોય, અને માથાના ઝટિયાં પણ સુગરીના માળાની જેમ ઝરી ગયાં હોય, પણ

આ બાઈ પૂર્ણ તંદુરસ્ત હતી. જરા ઊજળું સ્નાન કરી, ઊજળાં કપડાં પહેરે તો રૂપમાં ભલી ભલી શેઠાણીઓય પાણી ભરે. એણે વિશાળ કપાળમાં મોટો ચાંલ્લો કર્યો હતો, હાથ પર રાતા ચૂડા પહેર્યા હતા, ગોરવર્ણી ચામડી પર છુંદણાં હતાં ને સુંદર હડપચી પર એક નાનું શું છુંદણું જોનારને કવિ બનાવતું હતું.

'કેમ છો રાધા કાકી!' દામોદરે મોં પર કૃત્રિમ હાસ્ય લાવતાં કહ્યું. પણ રાધા કાકીના કાન પર અમારો સંવાદ અથડાઈ ગયો હતો. રાધા કાકીએ ભ્રકુટિ ચઢાવતાં કહ્યું,

'દામોદર, યાદ રાખજે કે થોડાંક વર્ષમાં ગામમાં એકે વાણિયો જોવા નહિ મળે. પચાસ ઘરનાં પચીસ, ને પચીસનાં પંદર ઘર તો કર્યાં. હજી તમારી નાતજાત ન જાણે કેટલાનું નખ્ખોદ કાઢશે!'

સાળાના કોઈ આકરા પ્રિન્સીપાલને જવાબ દેવો સહેલો હતો, શહેરના પોલિસ અમલદાર સામે બાકરી બાંધવી સુગમ હતી, પણ રાધા કાકી સામે જવાબ દેવા, એ જેવા તેવાનું ગજું નહોતું.

'ભનુભાઈ, જરા તમે જ ન્યાય કરજો.' રાધા કાકીએ વગર પૂછયેગાછયે મારું નામ ઉપજાવી કાઢયું. 'સાંભળ્યું છે, કે તમે છાપામાં લખો છો તો તમે બધું સમજી શકશો.'

અને છાપામાં જેની લખેલી બે ચાર બેરીબાબડી લીટીઓ છપાય તેને મહાન પુરુષ માની લેનાર આ વર્ગે મને કોઈ મોટો માણસ લેખી લીધો. શહેરમાં દાદરા વસતા થાકીએ તોય કોઈ છાપામાં લખવા તો શું, છાપાં વાળવા પણ ન રાખે; એને ગામડા ગામમાં કેટલો માનમરતબો. દિવાળી વખતે કોઈ પત્રના સંપાદકે મારી એક વાર્તા છાપી નાખેલી ને એમાં મારો ફોટો મૂકેલો. દામોદરના હાથમાં એ છાપું આવેલું, ત્યારથી મારા પર એને ભાવ થયેલો. દામોદરે મારી લાયકાતના વર્ણનમાં અહીં એમ જ કહેલું.

'જબરા લેખક છે. છાપામાં પણ એમની છબીઓ આવે છે.'

અને આનું જ કારણ હતું કે જગતના મશહૂર લેખક 'જોન ગંથર' ને એના દેશમાં જેટલું માન મળતું હશે, એટલું જ માન મને આ ગામડું આપતું હતું. ગમે તેમ પણ રાધા કાકીની સાથે વાત કરવામાં મને આનંદ આવતો જણાયો.

'ભનુભાઈ, હું તો પટલાણીના પેટની છું, પણ મારો બાપ વાણિયો હતો.' વાત કરવાની એની પદ્ધતિ નિખાલસ લાગી.

'શું આંતરજ્ઞાતીય લગ્નો અહીં પણ થવા લાગ્યાં?'

'એ તમારી આંતર કે બાંતરની વાત હું નથી સમજતી. આટલામાં કોઈ પરાયું નથી એટલે કહું છું હો કે ભનુભાઈ, આટલા વાણિયાના ઘેર તમો ફર્યા પણ કોઈના ત્યાં સ્ત્રી જોઈ? અને એક વાણિયાની શેરીમાં કેટલાં કેટલાં વાણિયાનાં ઘર ખંડેર જેવાં ઊભાં છે, તે જોયાં? આ ગામમાં વીસ વર્ષથી લઈને એંશી વર્ષના બૂઢા કુંવારા છે, હાથે રોટલા ટીપતા ધુમાડાથી આંધળા થયા છે, ઘરનું વાશીદું ને કૂવે પાણી ભરતા ઘરડા થયા છે. આખા અમરાપરમાં એક જ વાણિયો પરણેલો.'

'કાકી, હવે જીભ મોંમાં નાખશો. પારકાને મોંએ ફજેતી શું કામ કરો છો?' દામોદર વચ્ચે તાડુકી ઊઠ્યો. એને પોતાનું સ્વમાન ઘસાતું લાગ્યું.

'દામોદર, મને પારકા ગણે છે? અને આમાં ફજેતી શી? મેં તો નિશ્ચય કર્યો છે, કે મારાથી બનશે ત્યાં સુધી તમારાં દુઃખ દૂર કરવામાં મદદ કરીશ. રાધા કાકી, મને પરાયો ન લેખશો.' હું આપમેળે તેમનો બની ગયો. આ વાતોમાં મને મોટી ઇંતેજારી ઊપજી હતી.

'ના, મારા વીરા, એ તો ખાનદાનનું મોં જ કહી આપે. દામોદર, આમ ને આમ આબરૂ અને નાતજાત લઈને ફર્યાં કરશો તો મસાણમાંય ચૂંદડી નહિ ભાળો. મારા બાપની પણ એ દશા થયેલી. આ ગામનાં પચાસ ઘરમાં એનું ઘર ઉજળું. એણે નિશ્ચય કર્યો કે મારે તો ઘર વસાવવું, પણ આ તરફ કન્યા કોણ ઉતારે? અમારા ધંધા ખેતરોના. અમારા કૂવા પચાસ હાથ ઊંડા! નવ મહિના પાણીની તાણ, છાણ વાસીદાં પણ ભારે; અને એમાં રેલવેલ (ટ્રેન) થતાં તો આ ગામ છેટાં પડયાં. પૈસા લેવાવાળા સિવાય કોઈ ન જ ડોકાય. આખરે મારો બાપ બોટાદ પાસેના ગામમાંથી સાત હજારે પરણી આવ્યો. પણ કદિયાઈ એમ ઓછી ન થઈ. આટઆટલાં છાણ—માટી ને ગારગોરમટીમાં એ બિચારી અધમૂઈ થઈ ગઈ. પહેલી જ સુવાવડે કાચની બંગડીની જેમ નંદવાઈ ગઈ. હવે બીજીવારનાં લગ્ન માટે તો બીજા દશ હજાર જોઈએ. અને મારા બાપના ઘરમાં દશ હજાર ઘાસના પૂળા પણ નહીં. તાકડે મારી મા રાંડી. એને પણ આગળ પાછળ કોઈ નહીં. નાત જાતે ઘણા ધમપછાડા કર્યા, પણ મારા બાપે કહ્યું: 'કન્યા લાવી આપો તો એને નહીં પરણું.'

નાતવાળાઓએ કહ્યું: 'કન્યા ન મળે તો વાંઢા રહે. અમારા સામું જોતા નથી?'

'મારે મારું ઘર ઉજ્જડ નથી કરવું. ગામમાં સાધુસંન્યાસીને ખાવા બટકું રોટલો મળે એવું તો રાખો! મારે બાપદાદાના ઉઘાડા દરવાજા બંધ નથી કરવા.' અને મારો બાપ તો પટલાણીને પરણવા તૈયાર થયો.'

વાતના વેગમાં રાધા કાકીના હાથમાં રહેલી રાશ ઢીલી પડી ને વાછડી છૂટીને નાઠી. વાતમાં વિઘ્ન આવ્યું. દામોદર તો ચુપ થઈને બેઠો હતો. તરત વાછડી બાંધીને પાછાં ફરતાં રાધા કાકીએ કહ્યું:

'અરે, લાવો જો પ્યાલો. મહેમાન માટે થોડો દાડમનો રસ લેતી આવું. આપણી કર્મકથની તો ક્યાં પૂરી થવાની છે!'

૪

**ક્ષણવારમાં** ચકચકતો પિત્તળનો પ્યાલો દાડમના રસથી છલકાતો ભરીને રાધા કાકી હાજર થયાં. સૂરજ આથમી ગયો હતો. સંધ્યાનાં કેસરવર્ણાં કિરણો વનસૃષ્ટિને ઓપી રહ્યાં હતાં. વનવગડાનો દૂર દૂરની વનરાજિમાંથી આવતો વાયુ આહ્લાદ આપી રહ્યો હતો.

વાયુની પ્રચંડ લહરીમાં રાધા કાકીના માથેથી વસ્ત્ર સરી પડયું. વચ્ચે પાંથી પાડીને બાંધેલા ઘનશ્યામ વાળ, પુષ્ટ ગરદન ને કેસરવર્ણાં પ્રકાશમાં ઝગમગતો કપોલપ્રદેશ, અને હાથમાં દાડમના રસનો જામ. મારી કલ્પના એક વાર સ્વર્ગીય વિહાર કરવા લાગી.

'ભનાભાઈ, મારો બાપ તો ભડનો દીકરો હતો. એણે તો ડંકાની ચોટ પર લગન કર્યાં. પટેલની અને વાણિયાની નાતે ઘણો કાદવ ઉડાડયો, તોફાનનો તાગડો રચ્યો, પણ બધું નિરર્થક. એમના સંસારનું પહેલું સંતાન હું. પણ અમારી સ્થિતિ તો ધોબીના કૂતરા જેવી થઈ. ન અહીંના રહ્યા કે ન તહીંના રહ્યા. મારા બાપને ગામમાં કોઈ શેર મીઠું ય ન ધીરે. ભલે બૂરે એને ત્યાં કોઈ ન જાય. એક વાર મારી મા સુવાવડમાં ને મારા બાપને કોલેરા થયો. એની સેવાચાકરી કોણ કરે? બિચારો દવા કે દાક્તર ન દેખી શકયો ને કમોતે મૂઓ.' રાધા કાકીની આંખોમાં આંસુ હતાં. હવે એ વધુ બોલી શકે તેમ નહોતું એણે ધીરેથી દામોદર તરફ જોઈને કહ્યું:

'દામુભાઈ, બાકીની વાત તમે પૂરી કરો!'

'હું શું કહું? એવે ટાણે વસ્તા કાકાનાં પ્રથમનાં વહુ નાનાં બાળ મરી ગયાં. હવે એને કોણ સાચવે? કાકાએ રૂપિયા [illegible]

વેર્યા, પણ કન્યા કોઈ આપે તો ને? આ રાધા કાકી એમના ખેતરમાં કામ કરે! અવારનવાર છોકરાંનાં મેલાં ધૂએ. કાકાને લાગ્યું કે ભલે મા પટલાણી પણ બાપ તો વાણિયોને! એમણે લગ્ન કર્યું. આજે કાકા જેવું ગામમાં કોઈ સુખી નથી. પણ નાતજાત તો કહે છે, કે બાપને કોલેરા થયો ને કમોતે મૂઓ, ન જાણે વસ્તા ભાઈની શી ગતિ થશે.!' દામોદર વધારે વાત ન કરી શક્યો.

સંધ્યા આથમી ગઈ હતી. હું ઊભો થયો. રાધા કાકીને કહ્યું: 'કાકી, શહેરમાં વાણિયા ને બ્રાહ્મણ, પટેલ ને સુતાર વચ્ચે લગ્ન થાય છે, પણ એ તો મનની વાસનાનાં પ્રેર્યાં! તમારા લગ્ન તો સાચાં છે, સ્નેહનાં છે, સુખદુઃખનાં સાથીપણાંનાં છે. વળી કોક દી આવીશ. રાતના જવું છે, એટલે હવે રજા લઈશ.'

'ભનાભાઈ, સુખેથી જાઓ. પણ મેં સાંભળ્યું છે, કે તમે મોટા લેખક છો ને છાપામાં તમારી છબીઉ છપાય છે, તો આ ગામ માટે કાંઈ કરજો! આ દામોદરના દાદાને ઘેર એક રસોડે ત્રીસ માણસ જમતું. આજ તો ઘરની ચાર ભીંતો લીંપે એવુંય કોઈ રહ્યું નથી. આ ગામ જીવે એવું કંઈક કરજો!'

મેં ડોકું ધુણાવી હા પાડવામાં જ મારી માનદશાની સલામતી પરખી. વિચારમગ્ન બની દામોદરની પછવાડે પછવાડે ઢસડાતો હું સ્ટેશન તરફ ચાલ્યો.

## ૭. મુંબઈનું પાણી

રૂખી મારી બાળપણની સખી હતી. પાડોશમાં રહેતાં બાળકો કજિયા કરતાં કરતાં જે રીતે મિત્રાચારી બાંધી લે એ રીતે મારી મિત્રતા એની સાથે બંધાઈ હતી. દિવસો સુધી અમે એની સાથે રમેલાં જમેલાં.

પછી તો રૂખી મોટી થઈ. પહેલાંની જેમ એ સાથે દોડવાની શરતમાં ન ઊતરતી. પાસેની બોરડીથી બોર તોડી લાવવામાં મદદગાર ન થતી. એ કંઈક ગંભીર થઈ હતી. મેં સાંભળ્યું હતું કે છોકરા કરતાં છોકરીમાં ડહાપણ જલદી આવે છે. એ ગમે તેમ હો, પણ રૂખીમાં આવેલું આ ડહાપણ મને ગમ્યું નહોતું. હું એની આ વર્તણૂક વિષે ટીકા કરતો. સારાંશે અમે બે પહેલાંનાં જેવાં નહોતાં રહ્યાં.

એ દિવસોય વીત્યા. પિતાજી હજી મને ભણવા શહેરમાં મોકલી રહ્યા હતા, ત્યાં તો રૂખી પરણી ગઈ અને થોડા દહાડામાં સાસરેથી પાછી પણ આવી. આ વખતે વાતો થતી હતી કે રૂખી હવે તો મુંબઈ જવાની. એનો વર ત્યાં બેંકમાં નોકરી કરે છે.

ગમે તેમ, પણ રૂખી મુંબઈ જાય એ મને નહોતું ગમતું. મુંબઈ તો સ્ત્રીઓ માટે કાળું પાણી છે, એવી માન્યતા મારા મનમાં ઘર કરી બેઠેલી. રૂખી એક દહાડો મારા ઘેર મળવા આવેલી. મેં તો કહી દીધું: ' રૂખી, તું મુંબઈ જાય છે એ ઠીક નથી. '

' કેમ ? '

'ચહેરાની આ લાલાશ નહિ રહે!' મારો જવાબ માને ન ગમ્યો. જુવાન સ્ત્રીની આવી મશ્કરી હિંદુ સંસારમાં થઇ શકતી નથી, પછી તે નિર્દોષ હો કે સદોષ. પણ રૂખીએ તો સ્વાભાવિક રીતે જ જવાબ વાળ્યો કે 'ન જાઉં તો શું કરું?'

રૂખીના આ જવાબે મને વિચારમાં નાખી દીધો. મેં પણ મનમાં ને મનમાં જ કહ્યું કે હિંદુ સંસારની એક બાળા પતિ કાળા-પાણીએ રહેતો હોય તો પણ, ત્યાં ન જાય તો શું કરે?

આ પછી વધુ સવાલજવાબમાં હું ન ઊતર્યો. મા માનતાં હતાં કે મારા કરતાં રૂખીમાં ડહાપણ વધુ છે. મને પણ લાગ્યું કે ડાહી રૂખી પરણ્યા પછી તો ડહાપણનો ભંડાર બની છે. થોડા દિવસો બાદ એક સારા સથવારે રૂખી મુંબાઈ જવા તૈયાર થઈ. ભાતાં-પોતાં થયાં. સગાંસ્નેહી ભાગોળ સુધી ગયાં. હું પણ પાછળ પાછળ ગયો. મારા મનમાં તો થયા જ કરતું કે રૂખી મુંબઈ ન જાય તો સારું, પણ કદાચ પેલો પ્રશ્ન એ ફરીથી પૂછી બેસે કે 'ન જાઉં તો શું કરું?' તો એનો જવાબ મારી પાસે નહોતો.

જવાબ ખોળવા માટે મેં મનના સંચાઓને ચાલુ કર્યા, પણ અંતે મને લાગ્યું કે કદાચ જવાબ જડી પણ આવે, છતાં અહીં આટલા સમુદાયમાં એ જવાબ કહેવાની જોગવાઈ પણ નહોતી, એટલે બધી માથાકુટ પડતી મૂકી.

મેં મન વાળ્યું. ધમધમાટ કરતી ગાડીમાં રૂખી મુંબઈ જવા રવાના થઈ.

૨

દોઢેક વર્ષ પછી રૂખી સાસરેથી પાછી આવી. લાલ ગાજર જેવી રૂખી આ વખતે ધોળી મડમ જેવી બનીને આવી હતી. કાનમાં

સુંદર એરીંગ હતાં, ગળામાં નવી ફેશનનો નેકલેસ હતો, હાથમાં અમારા ગામમાં હજી સુધી કોઈએ ન જોયેલાં બ્રેસલેટ હતાં. ધોળી ધોળી ચામડી ઉપર પીળું પીળું ધમરક સોનું ખૂબ સુંદર લાગતું. '

પોશાકમાં પરિવર્તન થયું હતું. સાડી તો એની એ હતી, પણ પહેરવાની છટા કંઈ ન્યારી જ હતી. વાળના ગુચ્છા પણ કંઈ જુદી જાતના હતા. વાતોમાં પણ જુદી સફાઈ હતી. સારાંશમાં બધાંની વચ્ચે રૂખી જુદી જ ભાત પાડતી હતી. ગામનાં લોકો રૂખીના ભાગ્યની પ્રશંસા કરતાં; રૂખીનાં માબાપ પણ કંઈક અભિમાન લેતાં હોય તેમ જોવાતું. એ કહેતાં: "ભાઈ, શહેર તે શહેર અને ગામડું એ ગામડું. રાણીદાસી જેટલો ફેર."

મારું મન આ બધી વાતોમાં નહોતું. હું તો એકાદ માઈલની ગાડામાં મુસાફરી કરવાને લીધે રૂખીને થાક લાગ્યો હતો ને તેની નિશાની તરીકે એનું ખુલ્લું મોં ધમણ જેવું હાંફતું હતું તે જોઈ રહ્યો હતો. એનો શ્વાસ પણ વધુ ચાલતો હતો, પણ આટલા બધા વચ્ચે કંઈ બોલી શકાય તેમ નહોતું.

બીજી સવારે હું રૂખીને ઘેર અમસ્તો ગયો. રૂખી આ વખતે એની ટ્રંક ઉઘાડીને અંદરથી કંઈક કાઢતી હતી. મારા સ્વભાવ પ્રમાણે હું તો પૂછી બેઠો:

'રૂખી, આટલી બધી કાચની શીશીઓ શું કામ લાવી છે?'

'એ તો દવા છે.'

'દવા શું કામ?'

'ભાઈ, છેલ્લા ચારેક મહિનાથી મારી તબિયત બરાબર રહેતી નથી. દાક્તર-વૈદ્યો પાછળ ઠીક ઠીક પૈસા ખર્ચ્યા, પણ કંઈ સુધારો ન થયો. આખરે સર્જનને મોટી ફી આપી બતાવ્યું, તો એણે કહ્યું કે મુંબઈનું પાણી લાગ્યું છે. હવાફેર માટે મોકલો. આ શક્તિવર્ધક

દવાઓ સાથે લાવી છું. કેટલીક સવારે, કેટલીક ભોજન પહેલાં તો કેટલીક તે પછી ને કેટલીક સાંજે લેવાની છે. દવાથી ને હવાફેરથી સુધારો થઈ જશે.'

'તે મુંબઈનું પાણી કેવું હશે ને કેવી રીતે લાગતું હશે?' મેં પ્રશ્ન કર્યો. પહેલાં તો રૂખી પોતે પણ તરત જવાબ ન આપી શકી; છતાં થોડી વારે કંઈક વિચાર કરી એણે કહ્યું:

'પાણી તો દેખાય આપણા જેવું, પણ ઘણાને લાગી જાય. મારી પાડોશનાં ઘણાયને પાણી લાગતાં મેં જોયા છે. કેટલાકને તો મરતા જોયા છે. મુંબઈમાં બધું સારું પણ આટલું ખોટું.'

'મુંબઈને હું કાળું પાણી કહું છું, એ વાત ત્યારે સાચી ખરી. આપણાં શહેર માત્ર સ્ત્રીનાં સ્મશાન છે. પૈસા કમાવા સિવાય ને ઉડાવવા સિવાય કંઈ જોગવાઈ નહીં.'

'ભાઈ, મુંબઈ તો બીજું સ્વર્ગ છે.'

'ત્યાં ખાવાનું શું?' મેં સ્વર્ગ કેવું છે એ જાણવા પ્રશ્ન કર્યો.

'ખાવાનું વળી કેવું? સવારે ચા, બપોરે દાળ ભાત, રોટલી ને શાક, સાંજે તો કોઈક દિવસ જ રાંધીએ. ફરવા જઈએ એટલે ચેવડો ભેળ ખાઈએ, કેવો મીઠો સ્વાદ! હું તો માનું છું કે મુંબઈનાં અડધાં નરનારી એમ જ ખાતાંપીતાં ને લહેર કરતાં હશે.'

'ત્યાં રહેવાનું કેવું?' રૂખીએ ખાવાના પ્રશ્નનો બહુ મીઠો જવાબ આપ્યો હતો, પણ મને એ રુચ્યો નહોતો.

'રહેવાનું માળામાં. મુંબઈમાં રોટલો સહુ આપે, પણ ઓટલો કોઈ ન આપે. રહેવાનો માળો આપણા રસોડા જેવડો જ, પણ સાંજે ફરવા જઈએ, સીનેમા જોવા જઈએ; એટલે પથારીમાં પડયા કે વહેલા સવારના આઠ!'

'એક માળાની એક ઓરડીમાં જ રાંધવાનું, નાહવાનું, ખાવાનું ને સૂવાનું?'

'હાસ્તો! માળા એટલે એ તો પંખીના માળા જેવા! ત્યાં કંઈ ઘંટી થોડી છે, કે મૂકવાની જગા જોઈએ, ભેંસ થોડી છે, કે વાડો જોઈએ, વલોણાં, છાશની વાત જ નહીં. ખાવું પીવું, હરવું ફરવું, સીનેમા નાટક જોવાં. જોઈએ તે તૈયાર મળે. હાથ હલાવવાની જરૂર જ નહીં.'

આ પછી મેં બીજા પ્રશ્નો ન પૂછ્યા. એએક મહિનામાં તો વગર દવાએ રૂખી સાજી થઈ ગઈ. ત્યાં તો ખબર આવ્યા કે રૂખીના પતિ વીશી–લૉજમાં જમતા જમતા માંદા પડયા છે, એટલે રૂખીને તાબડતોબ જવાનું છે. રૂખી ગઈ, આ વખતે પણ મને લાગ્યું કે રૂખી મુંબઈ ન જાય તો સારું!

પણ ભલા. રૂખીને એની મરજીવિરુદ્ધ મુંબઈ જતી રોકનારો હું કોણ? કયા હક્કનો અધિકારી?

૩

દિવસો, મહિનાઓ ને વર્ષો વીત્યાં. હુંય દાક્તરી પરીક્ષા આપી દાક્તર થયો. નિશ્ચિતશાત મારા ગામના દવાખાનામાં જ મને જગા મળી. રૂખી વચમાં એકાદ વખત આવી પણ ગઈ. રૂખીની સુખ-સમૃદ્ધિ જોઈ અમારા ગામનાં ઘણાં માબાપોએ પોતાની દીકરી માટે મુંબઈ શોધવાની ખાએશ રાખી હતી. કેટલીકને મુંબઈ મળી પણ હતી.

એ બધી પરણી પરણીને મુંબઈ જતી, ને મારા મનમાં થતું કે એ ન જાય તો સારું. કંઈ ત્યાં પાણી ખેંચવા માટે કૂવા અને માથે હેલ ચઢાવીને જવાની શેરીઓ હશે? ઘંટીઓ હશે? ખુલ્લી હવા ને તાજી છાશ કહીં હશે? અને આ બધી વસ્તુઓ સાથે સ્ત્રીજીવનના

આરોગ્યનો કેટલો સંબંધ ! લોકો શહેરી બની માંદલા બને એના કરતાં જંગલી રહી આરોગ્યપૂર્વક જીવે એ મને વધારે ગમતું.

એક વાર હું પણ મુંબઈ જઈ આવ્યો. મુંબઈ મને બધી રીતે ગમ્યું, ત્યાંના લોકો ડાહ્યા લાગ્યા; પણ શરીરની બાબતમાં આટલા બેદરકાર કેમ રહે છે એ ન સમજાયું. રહેવાને ચકલા જેવા માળા, ખાવાનાં તમામ કુપથ્યો, હવાનું નામોનિશાન નહી, ચોખ્ખો સૂર્યપ્રકાશ અસંભવ ! અહીંનું પાણી ન લાગે તો શું થાય ?

મને તો એમ લાગ્યું કે અધિકારપદે આવું તો એક વાર આ સોનાની નગરી ખાલી કરી ફરી સ્વાસ્થ્યની ઢબે વસાવું. પણ આ તો શેખચલ્લીના વિચારો હતા. ફરીથી ગામમાં આવી મારા ધંધે લાગી ગયો.

દિવસો સુધી રૂખીના કંઈ વર્તમાન નહોતા. એક દહાડો એકાએક સ્ટેશનનો એક્કો આવી ઊભો રહ્યો. અંદરથી ગાંસડી ઉઠાવીને બહાર કાઢે એમ કોઈને ઊંચકી બહાર કાઢ્યું. અરે, એ તો રૂખી. શરીરે ઘરેણાં પૂરતાં હતાં, એ જ ઠાઠમાઠ ને એ જ વાળના ગુચ્છા પાડેલા હતા, કેવળ શરીર વધુ ધોળું થયું હતું. એનામાં બોલવાનો દમ નહોતો.આંતરડા નબળાં થયાં હતાં ને ખાધેલું પચતું નહોતું.

એની આંખોની આસપાસ ગોળ કાળાં કુંડાળાં થઈ ગયાં હતાં. શરીર તો હાડપિંજર જેવું થયું હતું. અવારનવાર હીસ્ટીરિયા જેવું પણ વરતાતું. મેં એનું શરીર તપાસ્યું. મુંબઈ શહેરના મોજશોખે અને આહારવિહારની પ્રતિકૂળતાએ એના શરીરને શોષી લીધું હતું. મને લાગ્યું કે એને ક્ષયના કીટાણુઓએ પકડી લીધી છે.

ગામનાં હવા–પાણીએ ફરીથી એનામાં જીવનનો સંચાર કર્યો; પણ ત્યાં તો પુનઃ મુંબઈનો પત્ર આવ્યો. આ વખતે મેં હિંમત કરી રૂખીને કહ્યું : 'તું મુંબઈ ન જાય તો ?'

'મને પણ એમ લાગે છે કે હું મુંબઈ ન જાઉં તો? મેં મુંબઈ છોડી બીજે વસવા તેમને કાગળ પણ લખેલો, પણ ભાઈ, ભણેલાને શહેર સિવાય બીજો આશરો કયો? ગામડા ગામમાં રહીને ખાવું શું? તેમની ઇચ્છા પણ છે, છતાં શું કરે? હવે તો મુંબઈનું નામ લઉં છું ને મન પાછું પડે છે; પણ શું થાય?' રૂખીના આટલા શબ્દો પાછળ લાંબો ઇતિહાસ હતો.

રૂખીને જવું પડ્યું; એ ગઈ. હું મારા કામે લાગ્યો. બેએક મહિને સાંભળ્યું કે રૂખી સદાને માટે ચાલી ગઈ. એના ઘેર રડારોળ થઈ રહી. મારી બાલસખી સ્વર્ગે સીધાવી.

સગાંવહાલાંઓએ મોટી પોકો મૂકી, પણ એમ હવે રૂખી પાછી આવે એવી નહોતી. આ પછી અમારા ગામમાં બે જણ એક વાત માટે પ્રસિદ્ધ હતાઃ

કાળા પાણીની જેલમાં બાર વર્ષ કાપી આવેલો એક રજપૂત કહેતો કે ભાઈ, કોઈ ગુનો કરશો નહિ, કરો તો પકડાશો નહિ, પકડાઓ તો ઈશ્વર એને કાળા પાણીએ ન મોકલે.

હું નાની નાની કુંવારિકાઓને કહેતો : 'બહેનો, કોઈ શહેરીને પરણશો નહિ. પરણો તો શહેરમાં જશો નહિ; શહેરમાં જાવ તો પણ ઈશ્વર તમને મુંબઈ જેવાં શહેર ન બતાવે!'

પણ ગાંડાનાં તે ગામ વસતાં હશે? મારી મૂર્ખતાનું ભાન મને ત્યારે જ થયું કે આ રીતની મારી રોજ સલાહ પૂછનારી બાળાઓ પરણતી હતી, સાસરે જતી હતી ને ઘણીય મુંબઈમાં લહેર કરતી હતી. હું વિચારતો કે શું દુનિયામાં હું જ કેવળ મૂર્ખ છું, જે ન માની શકાય ને ન આચરી શકાય તેવી વાતો કહું છું!

# ૮. ચેરાયેલી

મૃત્યુ શબ્દ પાછળ અવશ્ય વેદના છે. કરુણ અવસાન પાછળ અલબત્ત એક ગમગીની છે. આત્મહત્યાના શબ્દ પાછળ એથીય વધુ વેદના અને ગમગીની હશે; પણ તમને અલ્પ પરિચિત એવા આ 'ચે'રાયેલી' શબ્દ પાછળ જે વેદના ને ગમગીની છે: એ કદાચ સહુને ઝાંખી પાડતી હશે.

મારા શબ્દો પર ઇતબાર ન હોય તો મારા ઘર પડખે જ રહેતી સુમંગલાને પૂછી જુઓ! એણે ઘણી વાર 'ચે'રાયેલી' પદથી છૂટવા મૃત્યુ વાંછ્યું હશે, કૂવા-વાવની ઇચ્છા કરી હશે; પણ ભલા નિર્બળને મરવાનું સુખ પણ ક્યાંથી!

છેલ્લાં સાતેક વરસથી તો એને માબાપ ઘર બહાર નીકળવા દેતાં નથી, એકલી આડોશીપાડોશીને ત્યાં પણ જવા દેતાં નથી. ઘરમાં ય નવાસવા મહેમાન સાથે છૂટથી વાત કરવાની એને રજા નથી! બહુ હસીને ન બોલાય: નહિ તો લોકો 'વેમલ'માં ગણી નાખે એ ડર! બહુ જોરથી ચલાય નહિ: નહિ તો લોકો 'છૂટી' સમજી લે એ ભય! બહુ વાત ન કરી શકાય: નહિતો લોકો 'વાયડલ' ગણી લે એ આફત!

લોકો શું કહેશે ને શું માનશે; એના પર જ સુમંગલાનું જીવન નિર્ભર! આ વાત તે કેમ મનાય?

શા માટે ન મનાય? ખુદ સુમંગલાને પૂછી જુઓને? લોકોને ખાતર એને કેવા કેવા વેશ કરવા પડ્યા? કેટલીક વાર સામાન્ય

ગામડિયણુ જેવો, કેટલીક વાર ગામડિયણ પણુ શહેરમાં આવેલી છોકરી જેવો, કેટલીક વાર તદ્દન શહેરી છોકરી જેવો ને ઘણી વાર તો છટકેલ લાગે તેવો પોશાક પણુ પહેર્યો.

વાળની રામાયણુ પણુ ઓછી ન થઈ! કોઈ વાર વાંકો સેંથો, તો કોઈ વાર મીંડલા અંબોડો, તો કોઈ વાર જલેબી અંબોડા, તો કોઈ વાર છૂટી વેણી. ઘણી વાર સીધી પાંથી પણુ લેવી પડતી ને કોટકાંગરા પણુ મૂકવા પડતા.

ચાક, ચિપિયા ને બો--પિનના ઠઠારા પણુ રાખવાના. અરે! ચાંલ્લામાં પણુ ફેરફાર થવાનો. કેટલીક વાર નાની ટીલડી, કેટલીક વાર પૈસા જેવડો મોટો ચાંલ્લો, કેટલીક વાર સુંદર આડ પૂરવાની. અરેરે! સિનેમા નટી જેવી એની દશા હતી! અલબત્ત, નટી રોજ આવા શૃંગાર કરતી; સુમંગલાને અઠવાડિયે, પખવાડિયે કે મહિને કરવા પડતા.

લગભગ સાતેક વરસથી આ કાર્યક્રમ ચાલુ હતો. પણુ કૂવામાં ન હોય તો અવાડામાં ક્યાંથી આવે? આજનો જમાનો ફેશનનો. કાળા મેશ કાનજીભાઈ રૂપરૂપની રંભા માગે. સીનેમા નટીઓના ફોટા પરથી પત્નીના રૂપની કલ્પના થાય. ભલા, એવા જમાનામાં બીને વાન સુમંગળા કેમ ચાલે?

ઘરમાં સહેજ ફુરસદ મળતી કે સુમંગલાના વિવાહની જ વાતો શરૂ થતી. બાપે તો દોડા કરવામાં મણા નો'તી રાખી, અને માએ બાધાઓમાં કચાશ નહોતી મૂકી. વાત જેમ આગળ વધતી ગઈ તેમ વિવાહ પણુ આગળ વધતા ગયા, જાણે ઘોડાની રેસ ચાલી.

ગઈ કાલની જ વાત છે. સુમંગલાને જોવા બહાર ગામથી બે જણા આવેલા. એ ગામ તો કાઠિયાવાડમાં શહેર ગણાય. સુમંગલા શહેરી છોકરીને છાજતો પોશાક પહેરી હાજર થઈ. વાતચીત પણુ

સુંદર કરી. શિવણભરતના નમૂના પણ મહેમાનને ગમ્યા. ગરબાની બેએક કડીઓ પણ ગવરાવી.

'ઘેર જઈને જવાબ લખશું. ભરોસો રાખજો.' એમ કહી મહેમાનો વિદાય થયા. સુમંગલાના બાપને અને માને લાગ્યું કે હવે વર્ષોની મૂંઝવણ ટળતાં વાર નહિ લાગે. આજે સાંજે મહેમાનો ઘેર પહોંચશે, રાતે વિચાર કરશે અને કાલે મેલમાં ટપાલ નાખશે એટલે પરમ દિવસે સવારના પહોરમાં સારા સમાચાર મળી જશે.

એ બે રાત સુમંગલાએ અવનવાં સ્વપ્નોમાં પસાર કરેલી. એણે પોતાના પાડોશમાં રહેતા સુરેશની પાસેથી સરસ્વતીચંદ્રની ગુણિયલનું ચરિત્ર વાંચેલું. ગુણિયલ થવાની એની આકાંક્ષાએ એના હૈયામાં બે રાત આનંદની ભરતી કરેલી.

'ભલે ' એ ' થોડું કમાતા હોય, રૂપાળું કરકસરથી ઘર ચલાવીશ. ચાકળા, તોરણ, ગલેફ, ગાદી એવાં સુંદર ભરીશ કે ઘર ઝળાંહળાં થઈ જશે. પુરુષને તો કાયા ઘસીને કમાવું પડે, ને આ જમાનામાં ઘી-દૂધ સારાં ક્યાંથી મળે ? ઘેર ખાસ આગ્રહ કરીને એક ભેંસ પણ રાખીશ.'

બે રાત પછીના પ્રભાતની ખૂબ ઉત્સુકતા હતી. આખરે એ પ્રભાત પણ આવ્યું ને કમનસીબી પણ સાથે આવી. કાગળમાં ત્રણ જ શબ્દ હતાઃ ' હાલમાં વિચાર નથી. '

સુમંગલાના બાપના દિલમાં ભડકો થઈ ઊઠ્યો : ' વિચાર નહોતો તો શું મૂંડાવા અહીં આવ્યા હતા ! '

' એમાં દાઝે બળે શું વળે ! આપણી દીકરીમાં જ ખોડખાંપણ એટલે આ દશાને ! નહિ તો સાત વરસથી આ ઉપાધિ હોય ! જુઓને એના હેડની ચંપા, ચંચળ, કાન્તા ને કમળાને ઘેર બેબે ઘોડિયાં બંધાયાં. '

બાપે દાંત કચકચાવ્યા. એણે રાજપૂતાનામાં ચાલી રહેલા 'દૂધપીતી' કરવાના રિવાજ વિષે વાંચ્યું હતું. દીકરીને જન્મતાં જ તેઓ મારી નાખતા અને એને 'દૂધપીતી' કરી એમ કહેતા. સુમંગલાના બાપને એ રિવાજની ઉત્પત્તિનો અનુભવ થઈ ગયો, છતાં ગુસ્સો વશમાં રાખી એણે એટલું જ કહ્યું :

'બીજું તો મને કંઈ લાગતું નથી, સુમંગલાની મા ! પણ આ ત્રણ ટકાના લોકો આટલો મિજાજ કરે એ જ લાગી આવે છે. જેની પીઠ જોતાં પાપ લાગે, એનાં મોં બોલાવવાં પડે છે. જમાનો તો જુઓ ! પારકી છોકરી લેતાં આંખ, કાન, નાક, વાળ ને ચાલ-ચાલની પરમ સુંદરતા માગે છે, ને ઘરની છોકરીના માથામાંથી તો જૂંઓ જ ઓછી થતી નથી, એનું શું ?'

'કહે, લોકોને કહેવાનો વખત છે, તે કહે. પેલા શેડવાળા કહેતા હતા કે તમારી સુમંગલાને વાળ ઓછા છે, સહેજ ભીનો વાન છે ને મોઢું લાંબુ નહિ પણ મોટું થાળી જેવું છે.' સુમંગલાની માએ સાંભળેલી વાત કરી. એના બાપે લાંબો નિઃશ્વાસ નાખ્યો.

અંદરના ઓરડાના કમાડની ચિરાડમાંથી સુમંગલા આ બધું સાંભળી રહી હતી. એના દિલ પર જે છુરીઓ ચાલી રહી હતી, એનું વર્ણન અશક્ય હતું. દિલના દર્દને આંખોએ પાણીનું રૂપ આપી બહાર રેલવા માંડ્યું. એ દહાડે એ ખાઈ ન શકી. માએ બહુ આગ્રહ કર્યો, પણ એ ન ઊઠી. મા ખૂબ જ ચિડાણી ને બોલી : 'હાય રે. આ પથરો મારે પેટે કાં પડ્યો ! રાંડ મરતી ય નથી ! કૂવા-અવાડો મળે છે કે નહિ, તે રોજ સહુને સંતાપે છે ?'

સુમંગલા વિચાર કરી રહી હતી, કે શું સ્ત્રીજીવનની કમનસીબીને કૂવા-અવાડા પણ ઓછી કરી શકશે ? હવે તો એ કમનસીબીને જારી રાખવા કૂવા પર પણ જાળીઓ ટીપી દેવાઈ છે.

૨

કૌરવો અને પાંડવોના મહાભારતમાં શ્રીકૃષ્ણની કંઈ જરૂર નહોતી, તોય તેઓ વિષ્ટિ કરવા ગયેલા; કેમે કરીને આ કુરુક્ષેત્ર અટકે ! આ પ્રસંગ મહાભારત જેવો હશે કે નહિ, તેની તો સુરેશને ખબર નહોતી; પણ ગરીબ બિચારી સુમંગલા માટે કોઈ ઠેકાણે વિષ્ટિ ચલાવવાનું એણે નક્કી કર્યું.

એક દહાડો સવારે કોઈ ને કહ્યા કારવ્યા વિના સુરેશ અમદાવાદ ઊપડી ગયો. અમદાવાદમાં રાણપુરથી થોડે દૂર આવેલ ખોબા જેવા ગામ ભંડકડાનાં બેચાર કુટુંબો રહેતાં હતાં. આમાં કમળશીનું કુટુંબ ઠીક હતું. ત્રણ દીકરા ઠીક કમાતા હતા ને આજે બે પૈસે ઉજળા હતા. અલબત્ત, કમળસી શેઠ ભંડકડામાં તો બીડીની દુકાન ચલાવતા ને મોટો દીકરો જોઈતો તેલમરચાંની ફેરી કરી ખાતો. કોઈની લાગવગે તેઓ શહેરમાં આવ્યા ને કાપડિયાની દુકાને જોઈતાને નોકરી મળી. શહેરી ગુમાસ્તાઓ કરતાં આ ગામડિયો ગુમાસ્તો શેઠને ગમી ગયો. શાકમરચાં લાવે, શેઠાણીને રાજી રાખે, મેમાનોની ખાતર કરે. આમ શેઠ–શેઠાણીની તેના પર મહેરબાની ઊતરી. પછી તો લાગવગે બધા ભાઈ નોકરીએ બેસી ગયા.

સમય, અવસ્થા અને સંજોગો જોતાં 'જોઈતો' ઠીક લાગ્યો. વળી શહેર, સુખની નોકરી, કુટુંબકબીલો પણ સારો. કાલનું તો આજે કોણ પૂછે છે ?

અમદાવાદ જઈને સુરેશ એમના ઘેર જ ઊતર્યો. આવવાનું કારણ તો ખરીદીનું બતાવ્યું; પણ રાતે સ્વાભાવિક રીતે આ પ્રશ્ન છેડયો.

'કમળસી શેઠ ! જોઈતો ઉંમરલાયક થયો, હવે કંઈ વિચાર કરોને. કાલની કોને ખબર છે ?'

'એમાં વિચાર કરવા જેવું શું છે? સાતથી આઠ દીકરિયું-વાળા આંટાફેરા ખાય છે. પણ અમારા બનેવીનું કહેવું છે, કે જરા ધરપત રાખજો. આજે તો લોક મૂંઝાયેલું છે. ધીરે ધીરે ઠેકાણું એવું મળશે, કે કાલે જ્યોતિને ગાદી પર બેસવાનું આવશે.'

'એટલે શું તમે વરવિક્રય કરવા માગો છો?'

'ના રે ના. પણ ઉતાવળ શા માટે કરવી? આજે મૂરતિ-યાનો દુકાળ છે, કન્યાનો નહિ.'

'પણ હું ઠીક ઠેકાણું બતાવું તો? કન્યા સારી, ઘર સારું, પૈસો પણ જમાના પ્રમાણે ઠીક.' સુરેશે પોતાની વાત રજૂ કરી.

'ભલે.'

'...ગામના દોશી દેવચંદને જાણો છો?'

'એની દીકરી ને? હવે માફ કરો શેઠ! જેને ન મળતી હોય એને કહેજો. ઝટિયાંનું (વાળનું) જ ક્યાં ઠેકાણું છે. એવી બોડી બામણીઓ લાવી મારે મારું ઘર નથી લજાવવું!'

'પણ શેઠ! મારી વાત સાંભળશો કે નહિ? અલબત્ત એના વાળ ટૂંકા છે; પણ તમારે શું એને વેણી ગુંથાવી મરાઠણોની માફક મહાલવા મોકલવાની છે?' સુરેશે લોઢું લોઢાથી કપાય એ ન્યાયે વાત શરૂ કરી. 'શેઠ! આપણે ત્યાં તો લાજ–મલાજો! વળી પાંથી સુદ્ધાં કયે દહાડે દેખાડવાની? બાકી ગુણમાં તો બીજી સીતા છે. કોઈ નવા જમાનાની ચંપલ ને ચિપિયાવાળી લાવશો તો આ તમારો ઢસરડો નહિ ખેંચે! આ લાજમલાજો નહિ રહે! ઝટ મોઢા પર ચોપડાવશે. લાંબો વિચાર કરજો. કાકા મટી ભત્રીજા ન થવું પડે. ક્યાંક પૈસાદારની પુત્રી હશે તો તો તમારે ગુલામી કરવી પડશે.'

'હા, હા, ભાઈની વાત સાચી છે.' ઘરમાં બેઠેલાં ડોશીમા

ઉપર વાતની અસર થઈ. એણે એવી રીતે વાત કસાવી કે ધીરે ધીરે સહુના ગળે ઊતરી ગઈ. આ પ્રયત્ન લાકડે માંકડું વળગાડવાનો ન હતો; અને સુરેશને પાકો વિશ્વાસ હતો કે એક વાર સુમંગલાને કોઈના ઘેર જવા દો, પછી તો એ આખું ઘર વશ કરી લેશે.

બીજે દિવસે ડોશીમા, જોઈતાનો પિતા અને સુરેશ કન્યા જોવા રવાના થયા. સુરેશના આનંદનો પાર નહોતો. જોઈતાનું મન પણ મનાવી લીધું હતું. કામ થઈ જશે, એનો સંદેહ નહોતો.

રિવાજ મુજબ રંગભૂમિની રચના થઈ ગઈ. ઘરના શણગારેલા ઓરડામાં ગાદીતકિયા પડી ગયાં, પાન-બીડાં હાજર થઈ ગયાં.

દેવચંદ દોશી ગૃહિણીને કહી આવ્યા: "શહેરના મેમાન છે, ચામાં ખાંડ ઓછી નાખજો, સરબત ન થઈ જાય, ને પછી સુમંગળાને મોકલજો. સમજ્યાંને?"

'હવે એમાં વારેવારે ટોકવું ન પડે. જાવ ધીમા બોલાને.' ગૃહિણીના જવાબમાં કંટાળો હતો.

'હં. બેનને બોલાવો.' સુરેશે આડીઅવળી વાતોમાં થોડો વખત કાઢીને કહ્યું.

સુમંગળા ધીરે પગલે રંગભૂમિ પર પ્રવેશી. બજારની ખરીદીના માલ પર જે ઝીણી નજર ફરે છે, એ નજર એની દેહ પર ફરી રહી. પોતાના સ્ત્રીત્વના અપમાનથી એ ટેવાયેલી હતી. જો અપમાન વેઠે પણ કંઈ માર્ગ નીકળે તો...

'તમારું નામ?'

'સુમંગલા!' અવાજમાં મીઠાશ હતી. પ્રયત્ન દ્વારા સુમંગળાએ વિશેષ મીઠાશ ઉમેરી.

'કેટલું ભણ્યાં છો!'

'ચાર.'

આ અને આવા પ્રશ્નોના સવાલજવાબ ચારેક મિનિટમાં પત્યા. સુમંગળાને વિદાય મળી.

લાપસીમાં એ દહાડે મોંઘા ઘીની ખૂબ બરબાદી થઈ.

જતાં જતાં દેવચંદ શેઠને ખાનગીમાં બોલાવી જોઈતાના બાપે કહ્યું :

'શેઠ, વાંધો ન હોય તો...માફ કરજો હો. એ તો અત્યારનાં છોકરાંની વાત જાણો છો ને ? હવે તો વાંદરિયાવેડાં ચાલ્યાં છે. કહો ત્યારે જોઈતાને ક્યારે મોકલું. હેંહેંહેં.' જોઈતાના બાપાએ ધીરેથી વાત કરી.

દેવચંદ શેઠ ઘડીવાર વિચારમાં પડી ગયા.

'જવા દો. શેઠ, તમારું મન દુખાવવું નથી.'

'ના, ના. ભલેભલે, મોકલજો,' શેઠે હા પાડી. 'એ તો જમાનો છે. બધાને ત્યાં થાય છે, કે આપણે ત્યાં નવું છે ? ભલે શેઠ.'

આ પછી જોઈતાલાલ પણ આવી ગયા. કન્યાએ મુરતિયાને જોયો, મુરતિયાએ કન્યાને જોઈ.

છેલ્લો નિર્ણય પત્રથી સુરેશભાઈ પર જણાવવાનું કહી એ પણ ગયા.

૩

**કમનસીબીનો** જવાબ સદા એકસરખો જ રહ્યો છે. ત્રીજે દહાડે સવારે કાગળ મળ્યો, એમાં જણાવ્યું હતું કે 'સુરેશભાઈ ! તમારી બધી વાત ગળે ઊતરી હતી; પણ હાલમાં વિચાર નથી.' આ પછી ખાનગીમાં સુરેશ પર લખ્યું હતું કે અહીં લોકોનું કહેવું એવું છે, કે સાત સાત

વરસથી જેનાં સગપણની વાતો ચાલે છે છતાં હજી નથી થયાં, ત્યારે કન્યામાં કંઈ કહેવાપણું જ હશે ને ! અંધારા કૂવામાં દીવા લઈને શું કામ પડવું ! માટે અમારો વિચાર મોળો છે. વળી અમારાં બા કહે છે, કે ભાદર ઉતારની કન્યા જરા કડક હોય છે. આપણને ન જોઈએ. આ સાંસારિક કામ છે, માઠું લાગે તો માફ કરશો.'

સુરેશના ઘરનું બારણું સુમંગલાની ખડકી પાસે જ હતું, સુમંગલા ધીરે પગલે સુરેશના ઓરડામાં આવી પહોંચી. એના જેવી ચતુર છોકરીને સમજાવવા જેવું નહોતું. સુરેશનો ચહેરો એણે વાંચી લીધો.

ધીરેથી નીચે બેસતાં એણે કહ્યું : 'સુરેશભાઈ ! અફીણ પણ ન લાવી આપો ! જાણો છો કે આ જિંદગી કેટલી ભારે પડી રહી છે !'

'બેન, જો કેવળ અફીણથી જ આ દુઃખ મિટાવી શકાતાં હોત તો, આ સમાજમાં એના જેવો એકે સરળ ઉપાય નહોતો. અફીણ, આપઘાત કે કૂવાકિનારો આ દુઃખ ઓછાં નહિ કરે !'

'હાય માડી ! દુનિયામાં સહુને મોત મળે છે ને મુજ અભાગણીને માગ્યું ય મળતું નથી.' સુમંગલાની આંખોમાંથી આંસુની સેર છૂટી રહી હતી.

એ આંસુને ચૂમી લેવા જેટલું સુરેશનું દિલ તલપાપડ થઈ ગયું : કારણ કે એમાં માતા, પત્ની, બેન ને તમામ સ્ત્રીસંસારના દિલની જ્વાળાનો રસ, સંતાપની શીતલતા ને મૃત્યુથી ય વધુ શાંતિ ટપકતી હતી.

આકાશપટ પર પથરાયેલાં વાદળોનાં હૈયાં ચીરીને માર્ગ કરતો સૂર્ય જગતને અજવાળી રહ્યો હતો; પણ આ ચેંરાયેલીના દિલ પર જામી ગયેલા દર્દનાં વાદળોના ઘટાટોપની ભયંકરતા માટે સુરેશ વિચાર કરી રહ્યો હતો.

એનાં આંસુ ફર્શને ભીંજવી રહ્યાં હતાં.

## ૯. વાંકો સેંથો

**રંગોળીપૂરેલી** પરશાળમાં થઈને, લીલા આસોપાલવના તોરણથી શોભતા દ્વારને વટાવી, પીઠી અને પાનેતરભરી નવવધુ સુજાતાએ ઘરમાં પ્રવેશ કર્યો, ત્યારે સમી સાંજની વેળા વીતતી જતી હતી. સાજનિયાં–વાજનિયાં જમવામાં મશગૂલ હતાં. તાજી મીઠાઈઓની મઘમઘતી સુવાસ, અનેક અલબેલીઓના નૂપુરઝંકાર અને અમાપ હાસ્યધ્વનિને વીંધતી સુજાતાએ સાસુજીને નમસ્કાર કરવા વચલા ઓરડા ભણી પગલાં કર્યાં, ત્યારે આખું વાતાવરણ આનંદથી ઘમઘમી રહ્યું હતું.

સાસુજીના જીવનના લાંબાકાળના ઓરતા આજે સંતોષાતા હતા. પોતાનો જ્યેષ્ઠ પુત્ર જયમન આજે વાજતે ગાજતે પરણીને પાછો ફર્યો હતો. પુત્રવધૂનું મોં પૂર્વજન્મના ક્યા પુણ્યને આભારી હશે! અને આવતી કાલે ઈશ્વર કરશે તો પૌત્રનું પણ મોં જોઈ, સંસારની માયાથી મન હેઠું બેસશે. સાસુજીનું અર્ધ બોખું મોં આ વિચારીને સહેજ મલકાણું. એક અમૃત જેવો ઘૂંટડો ગળે ઊતરી ગયો.

સુજાતાએ સાસુજીને પ્રણામ કરવા એની દેહપલ્લવી નમાવી, ત્યારે સાસુજી જોરથી બે હાથના ટાચકા ફોડી સ્વરિત–વચન બોલ્યાં: 'વહુ, બેટા, મારા ઘરનો દીવો થજે! સો વર્ષ જીવજે! પણ વહુ, મોં તો બતાવો!'

સાસુજીએ હળવે હાથે સુજાતાની સાડીના ઘૂંઘટને ઊંચો કર્યો. પુત્રવધૂનું મોં જોવાની ઉતાવળમાં સાડીનો પાલવ જોરથી ખેંચાઈ

ગયો. સુજાતાને શરમ કરવા જેવુંય નહોતું. આસપાસ સ્ત્રીવર્ગ હતો અને પુરુષનું આગમન આવા મલાજાવાળા ઘરમાં એકદમ શક્ય ન હતું. સુજાતાના માથા પરથી ક્ષણવારને માટે રેશમી સાળુ સરી પડયો.

સહેજ શ્યામ છતાં કેવું ઘાટીલું મોં, રૂપાળી ભરાવદાર ગરદન, માથે વાળ તો ખૂબ ખૂબ. અંબોડો કેવો મોટો ને ઘાટીલો હતો. લીંબુની ફાડ જેવી ચળક વળક થતી આંખો, અણિયાળું સુંદર નાક અને તીર જેવી લાંબી ભ્રકુટી !

'જયમન ખાટી ગયો !' સ્ત્રીવર્ગે એકદમ પ્રમાણપત્ર આપી દીધું પ્રશંસા તો પ્રભુને પણ પ્યારી છે; એ રીતે સુજાતા એકવાર પોતાની પ્રશંસા સાંભળી પ્રફુલ્લિત બની ગઈ. ગોળ લાડવા જેવું એનું મોં સ્મિત હાસ્યથી જ્યારે પ્રફુલ્લિત બની બેઠું ત્યારે સૌંદર્યનો એક નવો નમૂનો સહુને જોવા મળ્યો.

પણ સુજાતાનો આ બધો આનંદ સાસુજીના મોં સામે જોતાં ઓસરી ગયો. કંઈ અનિષ્ટદર્શન થયું હોય તેવો ભાવ તેમના મુખ પર ઝળકી રહ્યો હતો. દિલના ઉભરાટો જાણે અડધે આવીને રહી ગયો, ને એક કટુ રેખા એમના ઝૂકી ગયેલા ગાલના ઉપરના ભાગમાં તણાઈ આવી.

આ પછી સાસુજી કંઈ ન બોલ્યાં. સુજાતા પણ સાડીનો ઘૂંઘટ સરખો કરી બીજાં વૃદ્ધ સ્ત્રીજનોને નમસ્કાર કરવામાં પરોવાણી. હાસ્ય, આનંદ, ઉલ્લાસ અને ઉમંગની લહેરોમાં સુજાતા વહે જતી હતી; પણ ગાઢ નિદ્રામાં પડેલા પથિકને કોઈ દુઃસ્વપ્ન ચમકાવી દે; તેમ સાસુજીનું કટાણું મોં યાદ આવતાં એ ઘડીભર વિચારમગ્ન બની જતી.

રસજીવનની એ પહેલી રાત્રે સુજાતા આનંદના સાગરમાં તરવા લાગી. જયમન રસિક હતો, રસિકતા શું એ જાણતો હતો. બોટાદકરની રાસતરંગિણી ભેટ આપતાં સુજાતા પાસે એક ગીત ગવડાવ્યું.

કેવળ એજ પંક્તિઓ ને ધીમેધીમે ગણુગણુતાં સુજાતાના મોં પર લાલ લાલ ચામઠાંઓ ઊપડી આવી. જયમનને લાગ્યું કે સંસાર-સ્વર્ગનું દ્વાર એને માટે ખૂલી ગયું. એણે બે હાથ વચ્ચે એ મોંને દાબી દીધું.

૨

હિંદુસંસારમાં શિક્ષા, ધાકધમકી કે દંડ કરવા માટે ભલે સાસુનું સ્થાન ન્યાયાધીશનું પદ શોભાવતું હોય; બાકી એ પદને સદા જાગતું ને ગાજતું રાખવાનું કામ, હિંદુ સંસારની નણંદબાઓના સી. આઈ. ડી. ખાતાને ખાસ આભારી હોય છે. નણંદબાના સી. આઈ. ડી. ખાતા જેવી બારીકી ને પરમાર્થભાવ ગુના ઉપજાવવાની ને શોધવાની શક્તિ હજી રાષ્ટ્રના સી. આઈ. ડી. માં પણ જવલ્લે જ જોવાઈ છે.

સુજાતા ઉપર પણ સી. આઈ. ડી. નો પહેરો બેસી ગયો. ચારેક દિવસો આનંદ ઉલ્લાસમાં પસાર થઈ ગયા. એકદમ આવેલો ઉભરો શમી જાય ને ઠામ ખાલી લાગે એમ હવે બધું ખાલી ખાલી લાગવા માંડ્યું. ધીરે ધીરે સદાનાં ઘર-સંસારનાં ચક્રો ગતિમાન થયાં.

સાસુજી વાતવાતમાં બોલ્યાં કરતાં: 'આ તો લાજ-મલાજાવાળું ઘર ! પગની પાની પણ કેવી દેખાય!' સુજાતા આનો અર્થ કંઈ ન સમજતી. એ નિર્દોષ ભાવે સાસુજીને સંતોષવા ખૂબ મથ્યા કરતી.

રોજ રાત્રે સૂવા જાય તે પહેલાં સાસુના, જેઠાણીના, કાકાજી સાસુના પગ દાબે. દીકરાઓએ પિતા અને વડીલોના પગ દાબવાનો રિવાજ કાઢી નાખ્યો હતો, પણ દીકરાની વહુઓએ આ રિવાજને જારી રાખ્યો હતો. અને એનું શ્રેય સાસુજીને જ આભારી હતું. આજ રાત્રે સૂવા જતાં પહેલાં સુજાતાથી આ નિયમનું પાલન ન થયું.

મોડી મોડી રાતના ઉજાગરાથી, હર્ષ ને સંકોચ ભરી રાત્રીના ખિલ-ખિલાટથી, જમવા ને રમવાના નિયમભંગથી શરીરમાં સહેજ તાવલી ભરાઈ આવી હતી ને માથું દુખતું હતું. સુજાતા આજે સુવાના ઓરડામાં વહેલી જઈને સૂઈ ગઈ હતી.

ઘરની પરશાળમાં, મોટા ચાકળા ઉપર, છીંકણીના સડાકા લેતાં લાંબા પગ કરીને બેઠેલાં સાસુજી રાહ જોઈને થાકયાં, તોય સુજાતા ન દેખાણી. એટલામાં તો નણંદબાએ ખબર આપી, 'બા, ભાભી સૂતાં છે ને ભાઈ માથું દાબે છે!'

'થઈ રહ્યું. જયમનને આંધળો ભીંત કરી નાખ્યો.' સાસુજીએ છીંકણીના સડાકામાં પોતાનો અભિપ્રાય ઉચ્ચાર્યો. પુત્ર. પુત્રવધૂની આળપંપાળમાં પડે એ માતાને મન અણગમતું હોય છે અને ભય-જનક પણ હોય છે. ઘરની નવી માલિકા ને જૂની માલિકા વચ્ચેના ઝઘડાનાં એમાં બીજ દેખાય છે. ભાગલા પાડો ને રાજ કરો, ( Devide and Rule ) ની નવી રાજરીત આ જૂની સાસુઓ પૂરી રીતે જાણતી હોય છે. પણ સાથે સાથે તેમણે વખત ઓળખ્યો. સાચો લડવૈયો નકામી વાતો ન કરે. એ તો વખત જોઈને ઘા કરે! આખી રાત સાસુજી સૂતાં હશે કે નહિ તે તો કોણ જાણે; પણ સવારે સુજાતા જાગીને કામે વળગી કે સાસુજી તાડુક્યાં:

'વહુ, બાપ! રહેવા દો તમે! શરીર બગડી જશે.'

સુજાતા આ વ્યંગ ન સમજી. એણે તો જરા મોં મલકાવી કામ શરૂ કર્યું. ફરીથી સાસુજીએ ટોણો માર્યો.

'વહુ, રહેવા દો! તમારાથી કામ નહિ થાય, અને નકામાં અમને વગોવશો. સમજુ, લઈ લે તારી ભાભીના હાથમાંથી સાવરણી!'

'ભાભી, સાવરણી આપી દો! નકામા મારા ભાઈ વઢશે.' સમજુએ નણંદપણાનો અભિનય શરૂ કર્યો. નણંદબાએ સમાચાર

આપ્યા હતા કે ભાભી મારા ભાઈ સાથે વાત કરતાં હતાં. અને ભાઈ–ભાભીને બીજી વાતો શી હોય ? અક્કલથી અનુમાન કરી લેવાયું કે નક્કી આપણી નિંદા જ કરતાં હશે. ભાભી ભાઈને ભંભેરતી હશે ! બસ ગુનો નક્કી થયો.

'પણ બાઈજી, તમે શું કહો છો ? હું કંઈ સમજતી નથી.' સુજાતાએ નમ્રતાપૂર્વક કહ્યું.

'શાનાં સમજો વહુ ! તમે તો ભોળાં બાળ !'

'પણ બા, વાત તો સમજાવને ! એમ ને એમ શું માથાકુટ કરે છે !' જાગીને બહાર આવતા જયમને વચ્ચે ટાપશી પૂરી.

જયમનને વચ્ચે બોલતો સાંભળી સાસુજીના ક્રોધનો પાર ન રહ્યો. એ તાડુકી ઊઠયાં :

'અહોહો, હવે તો બંને એક થઈ ગયાં. રાણીનું ઉપરાણું લેવા ભાઈ પોતે દોડી આવ્યા.'

'એમાં ઉપરાણું શાનું ?' જયમને ખુલાસો માગ્યો.

'હવે, બહુ ચઢાવ્યો ચ૮ મા ! રાંડનો કહ્યો મદ ન ચઢ ! મને એનાં ચરિતરની પહેલેથી ખબર હતી.'

'મારાં ચરિતર !' સુજાતાએ છાકોટો કર્યો. એ ભણી થોડું હતી, પણ એને સ્વમાનનો ખ્યાલ ઘણો ઊંચો હતો. એ પોતાનું સ્વમાન ઘવાતું જોઈ ન શકી. પણ સાસુજી સામે તૈયાર જ હતાં.

'એવા છાંકાટા અહીં ન કરશો. આ તમારા બાપનું ઘર નથી. લાજ–મલાજાવાળાનું છે.'

'મને જે કહેવું હોય તે કહો, મારા બાપના ઘરને વચ્ચે ન લાવશો.'

'એટલે શું મારા ઉપર હુકમ બજાવે છે ? જા, અબઘડી આ ઘરમાંથી નીકળી જા ! તું ને તારો ધણી જુદાં રાંધી ખાવ !'

નાની વાતમાંથી મોટી વાત બની ગઈ. સુજાતા ચૂપ થઈ ગઈ. એ આખો દિવસ રડી.

૩

**પૂર્ણિમાની** રાત હતી ને સુજાતા પાડોશમાં ગાવા ગઈ હતી. ઘણે દહાડે મા-દીકરો સાથે બેઠાં હતાં. માતાજીએ જયમનને પ્રેમપૂર્વક કહ્યું,

'બેટા, બૈરીને તો કાબૂમાં રાખ્યા સારી. એક આંખે હસાવીએ એક આંખે રડાવીએ.

'એ તો ખરું, પણ તેં એના ચરિતરની વાત કરી, એનું શું ?'

'જોતો નથી બેટા ! એની ચાલ-ચાલ રખ-ઢબ. એ તો પુતરનાં લક્ષણ પારણામાંથી ને વહુનાં લક્ષણ બારણામાંથી. મેં તો પહેલે જ દહાડે બધું જોઈ લીધું હતું '

'પણ મા, એ તો આ વખતમાં બધે ચાલે છે.'

'ચાલ્યા, ચાલ્યા. એ તો રાંડ છોકરીઓનાં કામ. મને તો લાગતું હતું કે તું નહિ ભોળવાઈ જાય ! જોતો નથી કે સેંથા કેવા પાડે છે ? વાંકા સેંથા આપણે ત્યાં કોઈ પાડે છે ? એ નખરાં આપણે ત્યાં ન શોભે !'

'એમાં નખરાં શાનાં ?'

'નહિ તો બીજું શું ? આખું ગામ વાત કરે છે કે જયમનની વહુ વાંકો સેંથો પાડે છે. કાલે કૂવા ઉપર પણ વાતો થતી હતી. હું તો શરમની માર્યા મરી જાઉં છું. આપણાં ઘરમાં આટલી વહુઓ આવી, કોઈ વાંકા સેંથો પાડે છે ? આવી વહુ મારે ઘરમાં જ ન જોઈએ.'

જયમનને પણ લાગ્યું કે વાંકો સેંથો એ ખાનદાનીની દૃષ્ટિએ નક્કી તિરસ્કારવા યોગ્ય વસ્તુ હશે. જયમનને જરા ઢીલો પડતો જોઈ માતાજીને જોર આવ્યું.

‘બેટા, જે દહાડે મેં એનું મોઢું જોયું, ત્યારથી મને તેના તરફ ચિતરી ચડી છે. વાંકો સેંથો મારા ઘરમાં ન હોય, એ નખરાં બીજે ચાલે. આ તો વભાવાળાનું ઘર!’

‘મા, ત્યારે વાંકા સેંથા સિવાય તો બીજાં એનાં ચરિતર ખરાબ નથીને?’

‘બેટા, તું તે કંઈ નાનો બાળ છે, કે મારે બધી વાત સમજાવવી પડે!’

એ રાતે ભોળા જયમને કરફ્યુ ઑર્ડર કાઢયો: ‘વાંકો સેંથો પાડવો કાલથી બંધ કરજે!’

પણ એ સામે સુજાતાએ વિરોધ કર્યો.

‘શા માટે બંધ કરું? માતાજીને કારણે? માતાજી તો પહેલાં પગમાં સ્ત્રીઓ સપાટો કે ચંપલ પહેરે તેનાં પણ વિરોધી હતાં. એમનાં દેરાણી ભર ઉનાળે અડવાણે પગે પાણી ભરતાં મરી ગયાં હતાં. અને એમની મોટી દીકરી કરાંચી પરણી ને ત્યાંથી ચંપલ પહેરતાં શીખી આવી એટલે બધાને રજા મળી. દીકરીઓનું ઘર ને વહુઓનું નહિ?’

‘એટલે શું તું મારી માને નિંદે છે?’ જયમનની માતૃભક્તિ ઉભરાઈ આવી. પથારીની પાસે પડેલો ચકચકતો પાણીનો લોટો એણે ક્રોધમાં સુજાતાના માથામાં મારી દીધો.

‘ઓ માડી!’ એમ કહી સુજાતા જમીન પર આળોટી પડી. એના માથામાંથી લોહીની ધાર વછૂટી છતાં સુજાતાએ વધુ હાય-વરાળ ન કરી. પતિની ફજેતી થાય એ માટે એ મોં દાબીને રડતી રહી.

જયમનનું દિલ પીગળ્યું. બીજી હોત તો અડધી રાતે મને ફજેતીના ફાળકે ચઢાવત. ને આ બિચારી ! એ ધીરેથી પાસે આવ્યો ને ગાદલાના એક ખૂણેથી રૂ કાઢી બાળીને ઘામાં દાબ્યું. થોડીવારે સુજાતાને શાંતિ વળી.

'કાલથી વાંકા સેંથા નહિ પાડું.'

'પણ સીધો સેંથો પાડીશ શી રીતે? વચ્ચોવચ્ચ તો ઊંડા ઘા પડ્યો છે.' જયમનના બોલવામાં પશ્ચાત્તાપ હતો.

૪

**બીજે** દિવસે સહુને ખાત્રી હતી કે સુજાતા વાંકા સેંથા નહિ પાડે. પણ એ આશા ઠગારી નીકળી. સુજાતા તો એના શયનગૃહમાંથી જ આજે સેંથા પાડીને બહાર આવે છે.

સાસુજી આ સહી ન શક્યાં. એમણે જયમન જમવા આવ્યા ત્યારે સ્પષ્ટ સુણાવી દીધું કે કાં વહુ એનાં લક્ષણ સુધારે, કાં જુદી જઈ રહે. હવે મારાથી નહિ સંખાય.

'મા, શાન્તિ રાખ ! એનાં લક્ષણ સુધારવા માટે જ હું આવતી કાલે એને લઈ બહારગામ જાઉં છું."

'દીકરા, કોઈને દબાવશો મા'! હજી તમારી ઓશિયાળ નથી. રસ્તો ખુલ્લો છે.'

માએ છેલ્લો જવાબ આપી દીધો.

સુજાતા અને જયમન પરદેશ ચાલ્યાં ગયાં. આજે ત્યાં નાની દુકાન ખોલીને જીવનનિર્વાહ ચલાવી રહ્યાં છે. બંનેનો સંસાર બંનેમાં સીમિત થયો છે. રોજ દુકાન વહેલી બંધ કરીને ઘેર આવતો જયમન

પોતાના જીવનની પ્રશંસા કરે છે : ‘ સુજાતા, કેટલાં સુખી છીએ ! ન ટીકા, ન ટિપ્પણી, ન ઝઘડા ન તોફાન ! રોજ સવારે મહાભારતની ચિંતા જ નહિ. ખરેખર, રાજતંત્ર ગમે તેવું હોય, ગૃહતંત્ર મીઠું હોય તો માનવી નરકથી પણ ન ડરે. આ જીવન મીઠું લાગે છે !’

‘ જાણો છો, એ કોને આભારી છે ? ’

‘ ના. ’

‘ જુઓ, આમ આવો ! હાથ આપો તો બતાવું. ’ સુજાતાએ જયમનનો હાથ પકડી માથે મૂક્યો.

‘ શું મારી મૂર્ખતાને આભારી છે ? મારી પશુતાને આભારી છે ? ’ જયમન પોતાના કૃત્યની યાદ આવતાં ગળગળો થઈ ગયો.

‘ ના ના ! આ મારા વાંકા સેંથાને આભારી છે. ’

‘ વાંકો સેંથો !’

ઉપરના શબ્દો બોલતાં બોલતાં એના ભરાવદાર અંબોડા ઉપર જયમને પ્રેમથી પોતાનું મસ્તક મૂકી દીધું.

## ૧૦. ઢોળાતું ધન

**દરબારની** ડેલીએ જુવાનીથી બુઢાપાના આખરી કદમ સુધી દરવાની માટે બેસતો જમાદાર અનવર, એની ધોળી દાઢી ને એથી ય વધુ એની પાક દાનત માટે પ્રખ્યાત હતો. રાતના ઘૂવડના બોલ સાથે ઘૂઘવાટા કરનારો, ચીબરી-કાવડીની નકલ કરનારો, શિયાળ અને ચોરની વાણી વચ્ચેનો ભેદ પારખનારો જમાદાર અનવર રાતનો બે-તાજ બાદશાહ હતો.

દિવસે એ કંઈક સંકોચાયેલો લાગતો. એની આંખો સુસ્ત ને અર્ધ-ઊંઘતી લાગતી. ગુજરાતીમિશ્રિત ઉર્દૂ ભાષામાં બે વાક્ય બોલતાંય એ શરમાઈ જતો. પણ રાત પડતી ને એના કાયા-કલેવરમાં જાણે કંઈક નવો સળવળાટ થતો. દરબારની ડેલી સામેના લીમડાના ઝાડ સાથે એ સ્પર્ધા કરતો ઊંચો, સ્વસ્થ ને નિશ્ચલ લાગતો; સૂરજ આથમતો ને એની સુસ્ત આંખોમાં દશે દિશાને આવરી લેતી રોશની ફૂટતી. એનો બુલંદ હોંકારો રાતના શાંત વાતાવરણ સોંસરવો વહી આવતો.

અનવર એકલો હતો.

કારણ કે એનો દેશ દૂર દૂર હતો. એનાં બીબી-બચ્ચાં નાઈલાના છેટે વસતાં હતાં. એની જાતિના કાનૂન મુજબ એક દેશી ઓરત એ લાવેલો. પણ અનવરની જુવાની એ ઝીલી ન શકી. રાતના રાણીના ફૂલની જેમ થોડાએક દિવસોમાં એ ચીમળાઈ ગઈ. અનવરે ત્યારથી

દેશી ઓરત ન કરવાનો નિર્ણય કરેલો. બાર મહિને કે દોઢ વર્ષે એકાદ માસની છૂટી લઈ એ પોતાને વતન જઈ આવતો.

આ પરદેશમાં એનાં સંગાથી હતાં કેવળ ત્રણ જણ: એનો જૂનો જર્જરિત મુરાદાબાદી ઊનનો લાંબો ઓવરકોટ, એની લાંબિ નાળચાવાળી જૂની ખખડધજ બંદૂક, ને દેવડીની બાજુમાં ત્રણ પથ્થરની બનાવેલ ચૂલ પર પડી રહેતી ચાની કાળીમેશ કીટલી.

જમાદાર અનવરને નામે ન જાણે કંઈ કંઈ વાતો ચાલતી. એ હોય ત્યારે ગામલોક નિરાંતે ઊંઘતું. માતાની હૂંફે જેમ બાળક ઊંઘે, એમ અનવરની હૂંફે આખું ગામ નિરાંતના શ્વાસ લેતું. ચોર-ચખાર એનાથી ડરી ડરીને ચાલતા. ડામીસો એને માન આપતા.

જમાદાર ઓછું બોલનાર હતા. મહિને બે મહિને દેશમાં એકાદ મનીઓર્ડર કરવું હોય ત્યારે અંગ્રેજીમાં લખાવવા અમારી પાસે આવે. કોઈક વાર માંદાસાજાના સમાચાર મેળવવા, તાર લખાવવા કે તાર વંચાવવા આવે. અસહકારની ચળવળ વેળા પેશાવર તરફના ને સરહદના સમાચાર જાણવા અમારી પાસે આવે.

સ્વસ્થતા–ખડતલતાની ગૌરવભરી આ જમાદારની મૂર્તિ તરફ અમને સ્વાભાવિક માન હતું. એની લાલ આંખોમાં પણ કેવી નમણાશ હતી! કોઈકવાર દાઢી પર હાથ પંપાળીને એ બોલતા, ત્યારે જાણે ભીષ્મ પિતામહની યાદ જાગતી.

જમાદારને નવા જમાના તરફ ખૂબ કુતૂહલ હતું. એ ઘણી વાર તાર, ટપાલ, ટેલિફોન, રેડિયો વિષે નવી નવી વાતો સાંભળીને કહેતા.

"વાહ ભાઈ, કયા ખૂબ જમાના આયા હય."

અમે–અંગ્રેજી ભણેલા–જરા છટાથી કહેતા: "જમાદાર સાહેબ, ત્યારે કહો કે કયો જમાનો સારો? અમારો કે તમારો?"

જમાદાર આ પ્રશ્ન સાંભળી ગંભીર થઈ જતા. થોડાબોલો એ આદમી ચર્ચા કે વિવાદમાં રસ નહોતો ધરાવતો. જીભાજોડીનો એને શોખ નહોતો. ખોટી રીતે જીભ ચલાવવા કરતાં સાચી રીતે ખંજર ચલાવવામાં એ માનતો હતો. એ કહેતો, 'અલ્લાએ ઇન્સાનને જબાન આપી, પણ જડબાંના મજબૂત દાબડામાં પૂરીને આપી કે જેથી એ છપ્પરપગી વધુ લવલવ ન કરે !'

પણ અમારા રોજના આ કટાક્ષભર્યા પ્રશ્નથી એક દહાડો એની જબાન આપોઆપ ખુલી ગઈ. જમાદારે કહ્યું :

"ભાઈ, જમાના તો યહ જરૂર અચ્છા માલૂમ હોતા હય, મગર દિખાવટી ! કલપુર્જા (મશીન) કા યહ જમાના હય; ઉસકી ખૂબ તરક્કી હય, બાકી ઇન્સાન તો અબ ઇન્સાન નહીં રહા. ઇન્સાનિયત કો દેખતે હુએ હમારા જમાના અચ્છા થા, મોજશોખકો દેખતે હુએ તુમારા !"

" કારણ ? " અમે પ્રશ્ન કરતા.

" કારણ એ જ કે ઇન્સાનના દિલમાં આજ નેકી નથી, ચાલાકી છે. ઇન્સાનના દિલમાં મહોબ્બત નથી, હવસ છે. એના દિલમાં ખુદા નથી, ખુદી (અભિમાન) છે. અને એનું જ કારણ છે કે અમારા ગુજરેલા જમાનાનો આદમી પોતાના સુખનો ભોગ આપી બીજા ઇન્સાનને મદદ કરતો, આજના જમાનાનો આદમી બીજા ઇન્સાનના ભોગે પોતાનું સુખ મેળવે છે. ઓરત એને બિમારીની જેમ ચૂસે છે. પૈસો એને જળોની જેમ વળગ્યો છે. પોતાની ઓરત કરતાં એના દિલમાં પારકી ઓરતનું રૂપ વધારે જગા મેળવે છે. ભાઈ, મારો જ દાખલો દઉં !" જમાદાર ધીરે ધીરે કેસૂડાનાં ફૂલની જેમ ખીલતા હતા.

૨

"**દોસ્તો,** મારો જ દાખલો દઉં. એ વેળા બી. બી. એન્ડ સી. આઇ.ની નવી રેલ્વે ચાલુ થયેલી. એક ઉજ્જડ સ્ટેશનના ગોદામ પર મારી નવી જ નિમણૂક થયેલી. ચાર ચાર માઇલના વગડામાં વસ્તી નહોતી. એક નાનકડી ઓરડીમાં હું રહેતો, હાથે રાંધતો ને દિવસ આખો એક તૂટેલી ચારપાઈ (ખાટલા) પર ઘોર્યા કરતો.

" ભાઈઓ, તમારા જેવી જ ઊગતી મારી જુવાની હતી. પણ જેમ તમારાં ડાચાં બેસી ગયાં છે, આંખે ચશ્માં આવ્યાં છે, નાજુક ઓરત જેવી તમારી કમર છે, ને બે ગાઉ ચાલવામાં હાંફવા માંડે છે તેવી મારી છાતી નહોતી. મારો સીનો જુવાન ઓરતની છાતી જેવો ઊંચો ઊઠેલો હતો. થાક, કંટાળો કે હેરાનગતી હું જાણતો નહોતો. મૂછનો દોરો ફૂટતો હતો. લાલ સુર્ખ બદન તલકારા મારતું હતું. હું શેખ સાદી ને ઓમર ખય્યામની બેતો ગાતો, ને મારાં વાંકડિયાં સુગંધી ઝૂલફાં નાના એવા કાંસકાથી સમારતો, ત્યારે મારા દોસ્તો આફરીન પોકારતા. હુંયે શોખીન હતો. આંખે સુરમો આંજતો, પાઘડી પર તોરો લગાવતો.

" મતલબ કે મારી જુવાની ખીલતી હતી, ને જે વખતની વાત કહું છું, એ વેળા એવી જ રીતે એક સુંદર રાત ઊગતી હતી. સમી સાંજે આવતી છેલ્લી રેલગાડી આવીને હમણાં જ ઊપડી ગઈ હતી. થોડાં ઘણાં ઉતારુઓ ધીમે ધીમે વિદાય લઈ રહ્યાં હતાં. થોડે દૂર આંબાના ઘટાદાર ઝાડ નીચે એક પરબ હતી, એ પણ હવે બંધ થઈ ગઈ હતી. માસ્તર, સાંધાવાળા બધા પોતાની ઓરડીએ ચાલ્યા ગયા હતા ને નિરાંતની નીંદમાં પડયા હતા. એ વેળા મારો પહેરાનો સમય થયો.

" ખુદાની કસમ, જો ખોટું કહેતો હોઉં તો દોસ્તો, એ રાત આજ પણ મારા દિલમાં દર્દ બનીને ખડી છે. લગભગ મધરાત

જામતી હતી, ત્યારે મને અચાનક પરબ પાસે કંઈક ખડખડાટ જણાયો. એક હાથમાં બંદૂક ને બીજા હાથમાં ચોર–દીવો લઈ, એ તરફ ગયો. પણ ત્યાં કોઈ નહોતું. મેં ચોર–દીવાનું અજવાળું નાખ્યું, છેલ્લી ખાતરી કરી લેવા. અચાનક જે દૃશ્ય મારી નજરે પડયું એ અદ્ભુત હતું.

"આંબાના ઝાડની ઘટા નીચે પરબ આવેલી હતી. એ આંબાના થડની સાથે લપાઈને એક ઓરત ઊભી હતી. એ હિંદુ ઓરત હતી ને હિંદુ ઓરત જે બેનમૂન મુલાયમ ખૂબસૂરતી ધરાવે છે, એવી ખૂબસૂરતી એના દેહ પરથી નીતરી રહી હતી. મસ્ત જુવાની, હસીન આંખ ને જોબનની છટા જાણે દિલને ખેંચી કાઢતી હતી. ભાઈ, જુવાની એક એવી અજબ વસ્તુ છે, કે એ ઉંમરમાં ગધેડી પણ અપ્સરાનું રૂપ કાઢે છે, ત્યારે આ તો ખુદ સુંદરી સ્ત્રી !

"એક તરફ આવી ખૂબસૂરત ઓરત ને બીજી તરફ મારી જુવાનીનો છલકાતો જામ ! માથે અંધારી રાતના સિતારા ને દૂરદૂર સુધીનું એકાંત ! અને સિપાહી એટલે રાત્રિનો શહેનશાહ ! આહ, કાળી ઘટા જેવા એના બાલ, ને ચાંદના ટુકડા જેવો એનો ચહેરો ! એ સુંદર ઓરત દીવાના તેજમાં પોતાના બે હાથ વચ્ચે માથું દબાવી ગઈ, જાણે આસ્માનનો ચાંદ બાદલમાં છુપાઈ ગયો. પણ આ શું ? એના સુગંધી બાલમાં સોનું ચમકી રહ્યું હતું. એના હાથ પર પણ સોનું ખડકાયેલું હતું. મારી સિપાહીની નજરે જોઈ લીધું કે સ્ત્રી કેવલ સુંદર હતી, એટલું જ નહીં, સવા શેર સોને શણગારેલી પણ હતી. જર અને જોરૂ બંને !

"ઓરત !" મેં પડકાર કર્યો, પણ એણે કંઈ જવાબ ન વાળ્યો. મેં ફરીથી સિપાહીના કડક અવાજે કહ્યું, "કોણ છે તું ?" પણ એ ચૂપ રહી. ભૂત–પ્રેતથી હું ડરતો નહોતો. મને

કાવતરાની ગંધ આવી. હું આગળ વધ્યો ને સ્ત્રીનો હાથ પકડ્યો. શું મુલાયમ! મારું જોબન એક વખત ચમકી ગયું: પણ હું કોણ? સિપાહી બચ્ચો! પેઢી દર પેઢી ઊતરી આવેલી નેકીનો વારસદાર! એ હાથના સ્પર્શે મને ઢીલો કર્યો. મેં સિપાહીની નજરે એનો ચહેરો વાંચવા માંડ્યો. ઓહ! હું એકલો કવિ હોત તો?

"દોસ્તો, તો મેં કેવો ગજબ કર્યો હોત, તે કહી શકતો નથી. પણ ખુદાની મહેર કે હું કવિ–શાયર નહોતો. ઓરત બે ક્ષણ મારી નજર સાથે નજર મિલાવી રહી. ખંજરની ધાર સાથે છાતી મિલાવવી સહેલ હતી–પણ આ ઓરતની નજર સાથે નજર મિલાવવી મારા જેવા માટે મુશ્કેલ હતી. તમે મને બુઝદિલ કહેશો, પણ આજનાં યુવાનો ને યુવતીઓ જેટલી સહેલાઈથી નજરથી નજર મિલાવી શકે છે, એટલી હિંમત અમારા જમાનાના જુવાનોમાં નહોતી. અત્યારે તો પ્રેમ દર્દનું રૂપ પકડી બેઠો છે.

"ભરોંસો રાખીને કહે, બાઈ! તું કોણ છે?" મેં સિપાહીની ભાષા તજીને કહ્યું, મીઠા શબ્દોથી એને આશ્વાસન આપ્યું. પણ એ હોશિયાર હતી. શરૂમાં તો એ પહેલાંની જેમ ચૂપ રહી, પણ પછી ધીરેથી બોલી: 'જમાદારજી, પાસેના ગામમાં મારું પિયર છે. સામે માણસ તેડવા આવવાના હતા, પણ કોઈ કારણસર ન આવ્યા. મને સ્ટેશન પર રાતવાસો ગાળતાં ડર લાગ્યો, એટલે અહીં આવીને છુપાઈ ગઈ! આજની રાત મને રક્ષણ આપશો?"

એના શબ્દોમાં મિઠાશ હતી. મેં વધુ કંઈ ન કહેતાં કહ્યું: "અચ્છા બાઈ! મારી ઝૂંપડીએ ચાલ! રાત ત્યાં ગુજારજે!" મારી અજાયબી વચ્ચે એ હિંમતથી મારી ઓરડીએ આવી. મેં એક ખાટલો અંદર બિછાવી દીધો, નાનો દીવો પેટાવી આપ્યો ને એની

ચકળવકળ આંખો સાથે આંખ ન મિલાવતાં ઝડપથી બહાર નીકળી ગયો, અને કમાડ બંધ કરીને સૂઈ જવા કહ્યું.

"રાત તો વધતી જતી હતી. મારા જ ઘરમાં, મારા જ માળામાં એક સુંદર પારેવું સોનાથી ને સૂરતથી લદબદ થયેલું પડયું હતું. આટલું સોનું આખી જિંદગીની દોલત બની જાય! આ સૂરત આખી જુવાનીની બેનમૂન યાદ બની જાય. જેમ હરએક ઇન્સાનના નસીબમાં તાલેવંતી હોતી નથી; એમ હસીન સુંદરી પણ પોતાના ભાગ્યની નિશાની છે. એકાંત રાતમાં આકાશના સિતારાઓ પણ જાણે મને શેતાન બનવા સંકેત કરી રહ્યા હતા. પણ મને એક જ ખ્યાલ હતો: હું સિપાહી બચ્ચો. મારી જિંદગી જ દુનિયાની દોલત ને દુનિયાવાલોની રક્ષા માટે નિર્માણ થયેલી. પચીસ રૂપિયાનો એક સિપાહી એક તાલેવરથી કે એક રાજાથી પણ વધુ માનને લાયક-અગર એ સાચો સિપાહી છે તો!

"અજબ અજબ તરંગોમાં ડૂબતો હું ઓરડીની પરશાળમાં બંદૂકને ટેકે આમ વિચારવમળમાં ઊંડો ઊતરી ગયો, ત્યાં એકાએક ચૂડીઓનો મધુર અવાજ મારે કાને અથડાયો. સસલાના અવાજથી ફફડી ઊઠનારા મારા કાનમાં સળસળાટ થયો. હું જાગી ગયો. જોઉં છું તો સ્વર્ગની પરી જેવી પેલી જુવાન ઓરત મારી સામે ઊભી છે. એનો સાળુ માથા પરથી ખસી ગયો છે, ને સફરજન જેવી એની છાતી મસ્ત બની ઊછળી રહી છે. આંખોમાં તો ખંજરોનો નાચ આરંભાયો છે. વસ્લભરી એ નાજનીન! વસ્લભરી એ રાત ને વસ્લના ખ્વાબમાં જીવતી મારી જુવાની!

"જમાદારજી!" મીઠી રીતે બોલતી એ નજીક સરી.

હું ઊભો થઈ ગયો. એનો સુગંધી શ્વાસ ને પાનનાં બીડાંથી લાલચોળ હોઠ મહેક છોડી રહ્યા હતા.

"જમાદારજી, મને ટાઢ વાય છે."

"બનુસ (કામળો) અંદર છે."

"એનાથી ટાઢ રોકાતી નથી, મને વધારે હૂંફની જરૂર છે." ને એ સ્વર્ગની હુરે હાથ લાંબા કર્યા. એ વીંટળાઈ વળવા માગતી હતી. હું દૂર ખસી ગયો.

"ઓરત! નાપાક ઓરત!" અને મેં બંદૂકનું સંગીન વચ્ચે ધર્યું. "બેશરમ ઓરત! ખાનદાનીની કંઈ પરવા નથી?"

"જમાદારજી, તક જાય છે. ખાનદાની છાંડીને આવી છું, એટલે તો કહું છું. એક કલાક સુધી જાળિયામાંથી તમારા ચહેરા તરફ, તમારી ખાનદાની તરફ જોઈને મારી ખાનદાનીએ નિર્ણય કર્યો છે. જમાદાર, સાચા બોલ કહું છું, ભરોસો પડે તો માનજો. એક સોનીની હું પત્ની છું. કંઈ કંઈ આશાઓ સાથે એને પરણેલી; પણ મને પહેલી જ રાતે ખબર પડી કે એની પાસે મને શણગારવા પૈસો છે, પણ મને સંતોષ આપવા પુરુષાતન નથી. એને તો સમાજમાં ઉજળા દેખાવું હતું. એક સંતાનની ખેવના હતી. એણે મને સમજાવી–ફોસલાવી પોતાના એક વિશ્વાસુ નોકર પાસે મોકલી. એ નોકરથી મને સંતાન થયું–પણ થતાંની સાથે એણે મારી પાસેથી એ આંચકી લીધું. છતાં સંતાને હું વાંઝણી જ રહી. અને પછી તો પેલા નોકરને પણ રજા આપી, ને મને સતી સીતા થવા આજ્ઞા કરી.

"મેં પણ કોશીશ તો કરી, પણ મારા જોબને અનેકને ખેંચ્યા. એક વાર મર્યાદા છાંડી, એને માટે મર્યાદા જાળવવી મુશ્કેલ છે. હું બધા ભમરાઓ વચ્ચે ભૂલી પડી. એક આશક મને મળ્યો. એ જુગારી હતો, પણ જબરો છેલછબીલો. ઓરતને ખુશ કરવાની કળા એનામાં હતી. એને ખુશ કરવા ખાતર મેં ઘર છોડયું; અહીં મને મળવાનો એણે વાયદો આપ્યો હતો, પણ ન જાણે એ કયાંય અલોપ થઈ ગયો.

કદાચ મારાથી ધરાઈ ગયો હશે. જમાદારજી, તમે મળ્યા, તમને જોયા, અને મને લાગ્યું કે તમારા જેવો ભરથાર મળે તો સુખી થાઉં! જમાદારજી, દુનિયાની ખૂબસૂરત ઓરતોમાં મારો નંબર ઊંચો છે! ચાલો, તમે ને હું તમારા દેશમાં ચાલ્યાં જઈએ..."

હું કંઈ જવાબ ન આપી શકયો. એણે આગળ ચલાવ્યું:

"અમારા સમાજમાં આ નવું નથી. રોજ રોજ કેટલીય યુવતીઓ અલોપ થઈ જાય છે. કોઈ વૃદ્ધ પતિને વેઠવા કરતાં ભિખારી જુવાનને પસંદ કરે છે, કોઈ ઘરના ત્રાસ સહેવા કરતાં સ્વતંત્ર જીવન માણવા ઇચ્છે છે. કેટલીકને પતિના સીતમ ખાઈ જાય છે, ને જ્યારે કૂવો એને ગમતો નથી; જીવવાની મમતા જ્યારે એ છોડી શકતી નથી, ત્યારે જે પહેલો હિંમતવાન મળે તેની સાથે ચાલી જાય છે. ચાલી જનારી બધી સુખી થાય છે, તેમ પણ નથી; પણ સુખની શોધમાં એ નિર્બળ નારી હવાતિયાં નાખે છે. કેટલીય મારા જેવી સ્ત્રીઓએ ઘણાનાં દૂરદૂરનાં પરકોમનાં, પરદેશીનાં ઘર શણગાર્યાં છે."

"બાઈ, હજી પણ પાછી જા!"

"જમાદારજી, અમારા સમાજને તમે જાણતા નથી. જે દરવાજે હું બહાર નીકળી એ દરવાજો મારા માટે સદાને માટે બંધ થઈ ગયો. પાછા જવાની વાત કરશો મા. હું પુરુષ નથી. અમારે ત્યાં સભ્ય સમાજમાં પ્રચલિત કહેવત છે કે સ્ત્રી માટીની લોટી ને પુરુષ પિત્તળનો લોટો છે. લોટો ઊટકીને સ્વચ્છ થાય, લોટીને તો ભાંગે જ છૂટકો. તમે ના કહેશો, તો ઈશ્વર જ્યાં લઈ જશે ત્યાં ચાલી જઈશ."

"પાછી જા, ઓરત! ખુદા તને માફ કરશે."

"ખુદા માફ કરે એ શકય હશે, પણ જેની વચ્ચે મારે જીવન જીવવાનું છે, એ સમાજ મને માફ કરે એ અશકય છે. એક સાદા

કારણે સ્ત્રીને જીવનભર તજી દેનારા મને માફ કરે ? એ લાંછના, એ અપમાન, એ આત્મતિરસ્કારમાં જીવવા કરતાં તો તમારી બંદૂકની ગોળીએ મરવું મીઠું. જમાદારજી, આખરી નિર્ણય આપો. જોજો જિંદગી સુધી શોચ ન રહે."

એક તરફ પાળ તોડીને નાસી છૂટવા માગતું પાણીનું પૂર ને એક બાજુ નાનું એવું નાવડું ! ન જાણે આવા તોફાનમાં સપડાઈ કેટલાંય બાપડાં ક્યાંનાં ક્યાં જઈ ભટકાય છે. પણ મારું મન મક્કમ હતું. મેં ઓરતને કહ્યું :

"બાઈ, ખુદાએ મને બીબી આપી છે. મારા ભરોસે હજારો માઈલ પર એ પાકદામન બનીને બેઠી છે. હું પારકી ઓરતને અડું તો એનું હું અપમાન કરું ! મારી ઓરતનું અપમાન કરું ! હું તો સિપાહી !"

"પછી પસ્તાવો થશે. ફરી એક વાર મારા સામું નજર નાખી લો !"

"ના બહેન ! કહે તો બંદૂક ચલાવી દઉં, પણ નજર નહીં ચલાવી શકું. પસ્તાવાની પરવા નથી. હું મારી બીબીને વફાદાર રહ્યો, મારો સિપાહીનો ધર્મ મેં અદા કર્યો, એ જ મારે માટે જિંદગીની મોજભરી યાદદાસ્ત બનશે."

સ્ત્રી એકદમ અંદર ચાલી ગઈ. હું પણ કમાડ લગાવી દૂર જઈ ઊભો. રાત વીતી ગઈ. બીજે દિવસે સવારે સ્ત્રી આવીને મારે પગે પડી. મને કહ્યું :

"જમાદારજી. હું મારા પતિને ઘેર પાછી જાઉં છું."

"કેમ બહેન ?" મને આશ્ચર્ય થયું.

"તમારો ચહેરો જોઈને મને પશ્ચાત્તાપ થયો છે. હું જાઉં છું. એટલી ખાતરી રાખજો કે હવે જિંદગીભર પાક થઈને રહીશ. એ જ

નામર્દ પતિનું ઘર વસાવીને બેસી રહીશ. સમાજ જેટલા જુલમ કરશે, તેટલા હસતે મુખે વેઠી મારા પાપનું પ્રાયશ્ચિત્ત કરીશ. તમે મારા ગુરુ બન્યા, પણ મારી આટલી ભેટ..."

સ્ત્રીએ કંકણ ઉતાર્યાં, પણ મેં ના પાડી. મહામહેનતે એ રાજી થઈ. વળતી ગાડીમાં એ પાછી ચાલી ગઈ.

મેં ખૂબ દર્દભરી વિદાય આપી.

છેલ્લે જમાદારે પોતાની વાત પૂરી કરતાં કહ્યું. "ભાઈ, વોહ જમાના હમારા, ઔર અબકા જમાના યહ! હમારે સિપાહી લોગ અબ સોનાચાંદી તો ક્યા બેંગનકી (રીંગણાં) ભી ચોરી કરતે હૈં! જમાના તો વહી અચ્છા જિસમેં નેકી ઔર ન્યામત હો. અબકા જમાના તો ભાઈ, કભી કભી તો યે ખયાલ પૈદા કરતા હૈ કિ અબ વો ઈન્સાન હી નહીં રહે! મગર, ભાઈ! મેરી બાત તો છોટે મુંહ બડી બાત જૈસી હય. માફ કરના."

જમાદારજી વિદાય થયા.

પછી તો સંસારમાંથીય એમણે વિદાય લીધી, છતાં ય હજી પણ જ્યારે અમે પેલી દેવડી પાસેથી નીકળીએ છીએ, પેલા ખીજડાના ઝાડને જોઈએ છીએ, ત્યારે ત્યારે જમાદાર અનવરની પાક યાદ હૃદયને પવિત્ર બનાવે છે.

# ૧૧. કાઠિયાવાડી

**અમદાવાદના** મોટા સ્ટેશન ઉપર કાઠિયાવાડની ફાસ્ટ આવીને ઊભી રહી, ત્યારે એમાંથી અનેક પેસેંજર ઊતર્યાં. આ બધાંની સાથે લીલાપુરના લાભચંદ શેઠે પણ અમદાવાદની પૃથ્વી ઉપર પગ મૂક્યો. બીજાં પેસેંજરો તો જલદી જલદી ઊતરી ચાલ્યાં ગયાં; પણ લાભચંદ શેઠ સાથે સ્થાવર અને જંગમ માલ–અસબાબ વધુ હોવાથી સામાન્ય રીતે વિલંબ થયો.

અમદાવાદના સ્ટેશન ઉપર મજૂરોની સંખ્યા સારા પ્રમાણમાં છે, પણ તેની લાભચંદ શેઠને દરકાર નહોતી. નવટાંક મેથીની ભાજીમાંથી કે પાશેર દૂધમાંથી આખા ઘરને માટે શાક કે ચાની વ્યવસ્થા કેમ કરવી, એમાં એ પાવરધા હતા: એટલે કેવળ આટલા મોટા અસબાબથી એ મજૂરોની પરાધીનતા સેવે, તે સંભવિત નહોતું. અને આ વાતની ખાતરી થતાં ધીરે ધીરે મજૂરો પણ રવાના થઈ ગયા.

થોડી વારમાં બધી વ્યવસ્થા થઈ ગઈ. માલ અસબાબ ઘટતી રીતે વહેંચાઈ ગયો. સહુની આગેવાની પોતાના મોટા દીકરા માણેકાને આપી. એના હાથમાં ચાર વર્ષની નાની બેન હતી. લાભચંદ શેઠે એને ચેતવી દીધો હતો કે માસ્તર પૂછે તો અઢી વર્ષ કહેવાં. આ કામ જવાબદારીનું હોવાથી માણેકાના હાથમાં બીજું કંઈ આપવામાં આવ્યું નહોતું.

માણેકાની પાછળ માણેકાની બા પસી હતાં. સંતતિનું પ્રમાણ વધુ. પણ મૂળ જૂનું માણસ એટલે બાંધો સારો હતો. એમના માથે મોટો પોરબંદરી ટ્રંક હતો ને તેના ઉપર વાસણનો એક કોથળો હતો.

પસીવહુનો દોઢિઓ સાડલો જો કે સ્ટેશનના પથરાઓ પર ઘસડાતો હતો. પણ એમની ચાલવાની ઢબ આજકાલની નવા જમાનાની સુધરેલ સ્ત્રીઓ જેવી લપરફપર નહોતી. તેમની કાંખમાં વરસદહાડાનો નાનો ચીકો હતો ને આંગળીએ બેએક વર્ષની 'જમનાડી'–એમની દીકરી હતી. જમનાડી ચાલતી હતી એમ તો ન કહી શકાય, પણ ઘસડાતી જરૂર હતી, અને એ રીતે પસીવહુને માથાનો, કાંખનો ને હાથનો એમ ત્રેવડો ભાર ઊંચકવાનો હતો.

પસીવહુની પાછળ બાર વર્ષની દીકરી સમજુ હતી. એના હાથમાં ભાતાના બે ડબા ને એક જૂની સગડી હતી. સગડી મૂળ એ દેશમાં તો થતી નથી, પણ લાભચંદ શેઠનો મોટો દીકરો લાડકચંદ થોડાં વર્ષથી અમદાવાદમાં રહે છે ને મીલમાં કામે જાય છે, એણે એક વાર શુક્રવારની ગુજરીમાંથી ખરીદીને લીલાપુર મોકલેલી. લાભચંદ શેઠ હવે તો અમદાવાદમાં રહેવા આવતા હતા. એટલે નવું ખર્ચ ન કરવું પડે એ દૃષ્ટિએ સગડી સાથે લાવ્યા હતા.

સમજુની પાછળ બે દશ દશ વર્ષની નાની નાની દીકરીઓ હતી. કોઈ ભૂલમાં પડે કે બે દીકરી એક ઉંમરની કેમ હોઈ શકે? કાં તો એમાંની એકાદ બીજા કોકની હોય. પણ ના, એમ નથી. પસીવહુને આ દીકરીઓ જોડકે આવી હતી. આ બંનેના હાથમાં એક એક ફાનસ ને બે નાની નાની પાકીટો હતી. આ પાકીટ આજે જોવા નથી મળતી; પણ પહેલાં એનો ખૂબ પ્રચાર હતો. દાબિયા એ બનાવવામાં આવતી ને એના મોઢિયે તાળું વસાતું.

ગાડીમાં સહુથી છેલ્લે જેમ ગાર્ડ હોય તેમ લાભચંદ શેઠ સહુથી પાછળ હતા, અને આગળ ધપતા એ સંઘને વારંવાર કેટલાંએક સારાં–નરસાં વિશેષણોથી માર્ગસૂચન આપતા હતા. પણ તેમની સહુથી વિશેષ નજર તો દરવાજા પાસે ઊભેલ ટિકિટ માસ્તર પર હતી. પણ માણેકો તો પાકો ઉસ્તાદ નીકળ્યો. ડાબા હાથમાં તેનને

રાખી જમણા હાથે ટિકિટ બતાવી ઝડપથી બહાર નીકળી ગયો.

બીજા કોઈને વાંધો ન આવ્યો; પણ પેલી જોડકી દીકરીઓ જોઈ ટિકિટ માસ્તરે ટકોર કરી. બીજા કંઈ બાણી ન મારે એટલે લાભચંદ શેઠ તરત આગળ ધસી ગયા; ને માસ્તરને એનો જન્મકાળ, સ્થળ ને તારીખની ખાતરી કરાવવા લાગ્યા. આ ચિંતા મોટી હતી, કારણ કે આમાં જો ભોગેજોગે એકાદની ઉંમર વધુ નક્કી થાય તો બેયના પૈસા આપવા પડે! અને તેય ડબલ!

લાભચંદ શેઠ વાત કરતાં કરતાં ગળગળા થઈ ગયા. આખરે સત્ય તર્યું. માસ્તરે પહેલાં તો 'કાઠિયાવાડી' કહી શેઠ ઝાંટવા માંડયો. કાઠિયાવાડી પક્કા હોય છે, એમ કહી ધમધમાવ્યા, પણ આખરે સ્વીકાર્યું કે બન્ને છોડીઓ ૧૦–૧૦ વર્ષની જ છે. લાભચંદ શેઠ આખરે ઝાંપાની બહાર આવી પાસે પડેલા બાંકડા ઉપર બેઠા. માસ્તર સાથેની ટૂંકી રકઝકમાંય, એમને પરસેવો આવી ગયો હતો. થોડી વારે એમણે બાળકો અને સામાનને ગણી જોયાં, બધું બરાબર હતું.

૨

**લાભચંદ** શેઠનો સહુથી મોટો દીકરો લાડકચંદ અમદાવાદમાં રહેતો હતો. ગમે તે કારણ, પણ તે સ્ટેશને સામો નહોતો આવ્યો, એટલે એમણે સરનામું કાઢવા ખિસામાં હાથ નાખ્યો, પણ એટલી વારમાં વીશીવાળા નોકરોએ, ચવાણુ–ચેવડાવાળાઓએ ને ઘોડાગાડીવાળાઓએ હેરાન પરેશાન કરી નાખ્યા. કેટલાકને, કોને જવાબ આપવા? પેલી નાની બે છોડિયું તો ચવાણા માટે ટૂંહકા મારવા લાગી ને ચાર વર્ષની બેબી રમકડા માટે રડવા લાગી.

ગાડીવાળા આવીને કહેવા લાગ્યા: " શેઠ, બે ગાડી જોઈશેને અમે બે આવશું. બાર બાર આના લઈશું. " આ બધી ધમાલનો નિકાલ કરવા દીકરાના ઘરનું સરનામું હાથમાં લઈ, લાભચંદ શેઠ

ઊભા થયા. વીશીવાળાઓને ના કહી દીધી, ચવાણા અને રમકડાં માટે રડતી ત્રણે દીકરીઓના ગાલ ઉપર એક એક અડબોથ લગાવી દીધી. ગીજુભાઈની મોન્ટેસરી પદ્ધતિ કરતાં આ અડબોથની પદ્ધતિ અજમાવેલી ને સફળ નીવડેલી હતી, એટલે લાભચંદ શેઠ બીજી રાહ જોવે તેવા નહોતા.

છેલ્લો વારો આવ્યો ગાડીવાળાઓનો. લાભચંદ શેઠે ચોખ્ખું કહ્યું કે એક જ ગાડી જોઈશે. એમાં બધું આવી જશે. આદમીમાં તો મોટાં બે જ જણાંને ?

"અને આ પાંચ છે તે !" ગાડીવાળાએ ટકોરો કર્યો. ત્યાં આઘેથી કોઈ સહેલાણીએ બૂમ મારી, "એય ગાડીવાલા, ગાડી લાવ !"

"આવ્યો સાહેબ, આવ્યો સાહેબ !" કરતા દશેક જણ દોડી ગયા. સહેલાણી સાહેબ સાથે એમની નવયૌવના પત્ની હતાં. ૩૫ તો ઉભરે જતું હતું. ખુલ્લું માથું, ભરાવદાર અંબોડો, સુંદર વેણી ! જોતજોતામાં એક ગાડીમાં જોડાજોડ ગોઠવાઈ બન્ને ઊપડી ગયાં, જાણે સ્વર્ગનાં દેવદેવી વિમાને ચઢીને ચાલ્યાં !

"શેઠ, જોયુંને ! નહિ ભાવ કે નહિ તાલ ! આખરમાં તો તમે વાયા વીરમગામને ! તમારાથી નહીં ખર્ચાય." ગાડીવાળાઓએ શેઠને ટકોર કરી.

"ભાઈ, તારી અમદાવાદની ધરતી માથે કાચું સોનું પાકે છે, ને કાઠિયાવાડમાં તો રોટલા–છાશનાય વખા છે ! એ તો અજાણ્યા છીએ એટલે ગાડી કરીએ છીએ, નહિ તો હાલી જ નાખત ! અમારે ત્યાં તો રાંડીરાંડ પણ આટલું હાલી નાખે. પણ ભાઈ, જમાનો કંઈ આવ્યો છે ! હાલવામાં ય શરમ ને કામ કરવામાં ય શરમ". લાભચંદ શેઠે કહ્યું.

"અસ્યા પાક્કા કાઠિયાવાડી !" ને ગાડીવાળા ચાલ્યા ગયા. થોડી વારે એક ઘરડો ગાડીવાળો આવ્યો. પાસે જઈને બોલ્યોઃ

"શેઠ, ક્યાં રહેવું ?"

"લીલાપુરમાં, તમે ક્યાંના છો ?"

"લખતરના. લીલાપુરમાં વશરામ જેસંગને ઓળખો ?"

"હા, હા, કેમ નહિ. એ તો અમારું જૂનું ગરાગ. હમણાં એની ગા ડબે પુરાણી ત્યારે ત્રણ આના મારી પાસેથી લઈ ગયો હતો."

"લો, ત્યારે એ તો મારા મામાના સગા કાકાના દીકરા થાય. પધારો પધારો મારી ગાડીમાં."

"ના ભાઈ, નાઃ એ તો અમે કરી લઈશું." શહેરનાં આદમી પાસે ગરીબ બનતાં ન શરમાતા લાભચંદ શેઠ લખતરના ગાડીવાળા પાસે પોતાની વડાઈ બતાવવા લાગ્યા.

"શેઠ, મારા દીકરાના સમ! પધારો! પેટ તો રોજ લાગ્યું છે." એના શબ્દોમાં જૂની કાઠી ખાનદાની તરવરતી હતી.

આ આગ્રહ પાસે લાભચંદ શેઠનું કંઈ ન ચાલ્યું. સાત જીવતા જણ ને બાર સ્થાવર મુદ્દા ગાડીમાં ગોઠવાયા. ગાડી નરસિંહ મહેતાની વેલ જેવી હતી, ધીરે ધીરે ચાલવા લાગી.

"ભાઈ, કાઠિયાવાડી એ કાઠિયાવાડી. એના જેવી મેમાન પરોણાગત આ પંડપોષિયાં ગુજરાતી શું કરવાનાં હતાં ? સામા મળો તો મોં સંતાડે, રોટલાના જેટલા ચોર, એથી વધુ ઓટલાના: પણ ભગવાનની મે'ર એમના ઉપર છે." લાભચંદ શેઠે ઉદ્ગાર કાઢતાં કહ્યું. લાભચંદ શેઠનાં ૩૫ વર્ષનાં વહુ પસી ઘૂમટો કાઢીને બેઠાં હતાં. જૂના રીતરિવાજોમાં તેમની શ્રદ્ધા અડગ હતી.

"હેં કાળુભાઈ, આપણા ભાઈનું ઠેકાણું ઝાંપડાની પોળમાં છે. તે વારુ, ભાઈને બીજું ન ગમ્યું તે આવા ઠેકાણે ક્યાં રહ્યો? ભાઈ, શુદ્ધાશુદ્ધિ તો મા'તમા ગાંધીજીના રાજ્યમાં ક્યાં રહી છે? પણ આપણે તો વિચાર કરવો જોઈએને? એ તો મોટાનું કામ! આપણે તો નાત-જાત બધું જોવાનું." લાભચંદે પોતાના મનની શંકા જાહેર કરી, ને ખુલાસો મેળવવા પ્રયત્ન કર્યો.

કાળુભાઈ ગાડીવાળો મોટેથી હસ્યો ને બોલ્યો: "શેઠ સાહેબ, ઝાંપડાની પોળ એટલે બીજું કંઈ ન સમજશો. ત્યાં તો મોટા મોટા લખોપતિ રહે છે. એ તો નામ એવું!"

"હેં, હેં, ત્યારે તો કંઈ વાંધો નહિ: પણ આવું નામ ન રાખે તો ન ચાલે?"

ગાડી પોળ નજીક આવી પહોંચી હતી.

૩

**અમદાવાદની** ધરતી માથે તો કાચું સોનું પાકતું હતું. જેની જરાય જરૂર નથી એવી કેટલીય હોટલો, કેટલાંય સીનેમા, કેટલીય મોટરો અહીં ચાલતી હતી. ચાલીસ પચાસનો પગાર તો મામુલી પગાર. એક એક આદમી હોટલ, સીનેમા ને મોટર પાછળ જ ગામડાના એક આદમીની રોજી ખર્ચી નાખતો હતો.

ભલા, આવી ધરતી માથે લાભચંદ શેઠનું પોસાણ ન થાય? લાડકચંદ મીલમાં જતો જ હતો. લાભચંદ શેઠને એક હોટલમાં નામાની નોકરી મળી ગઈ. અને પછી તો ગાડું ગબડયું.

બેએક વર્ષમાં તો આખા કુટુમ્બના દેદાર ફરી ગયા. માણેકો અને લાડકચંદ પુખ્ત ઉંમરના થયા, ને કેડ બાંધીને કમાવા લાગ્યા. નાનું ઘર, ઓછો ભપકો ને સાદાઈથી રહેવાનું એટલે બચત પણ

સારી થવા લાગી. લાભચંદ શેઠે પણ હોટલના શેઠને વશ કરી લીધો. કાઠિયાવાડી એટલે પગનો ને દિલનો ખડતલ આદમી. એ હિંમત કદી ન હારે! એ જ્યાં જાય ત્યાં પોતાનો સિક્કો જમાવી લે!

પણ એની નિયત માટે બે મત હતા. સહુ કહેતાં કે દગો કરતાં એને વાર નહીં. પેટમાં પેસીને છરી મારે. અનેક દાખલાઓ એની સાહેદી આપતા હતા. એક શેઠના ગુમાસ્તાએ શેઠ સાથે સહેજમાં વાંધો પડયો, ત્યાં એના ખોટા ચોપડાની વાત સરકારમાં જાહેર કરી દીધી. શેઠ બિચારા હેરાન હેરાન થઈ ગયા.

આના જવાબમાં કદી લાભચંદ શેઠ કહેતા : "શેઠ, અમારે ત્યાં દેહની પરવા નહીં. તમારા કાજે કહો એટલી મજૂરી કરીએ. કહો એટલી દોડધામ કરીએ; પણ પૈસાનો ઘસારો ન વેઠી શકીએ. એકની કમાણી પર દશ જણ જીવતાં હોય છે. અને એ દશ જણમાં દીકરા, દીકરી, બેન, માબાપ. અમારે મન કોઈને ભૂખ્યા રાખ્યા જેવું કોઈ પાપ નથી. એ પાપથી બચવા ખાતર નાનું પાપ કરીએ છીએ. ઘર વેચ્યાં ને વળો જાળવ્યો. ઘરેણાં વેચી ટાણાં–ટચકાં પતાવ્યાં. વાસણ-કુસણ ગીરો મૂકી નાતના વરા કર્યા. અરે, એ ખાતર પેટની દીકરીઉં સસ્તી કરી. તમારું પા ભાગનું ગૂજરાત તો અમારી દીકરીઓએ વસાવેલું. કંગાલ ભૂમિમાં ન જાણે ભગવાને શી માયા મૂકી છે, કે પદમણીઓ નીપજે છે. હરકોર શેઠાણીની વાત તો જાણો છોને!"

"તો પછી ખર્ચા ઓછા કરોને?"

"જાહલમાં જાહલ કાઠિયાવાડીને કહેશો, તો પણ આ વાત કબૂલ નહીં કરે. તમારી પેઠે દાળભાત–રોટલી–શાક બે ટંક જમવાનાં નહીં. આજ દાળ બની તો શાક નહીં. છાશ હોય તો દાળ નહીં. પણ લગ્નનાં, નાતનાં કામે એ કંજુસ નહીં. દીકરીના પૈસા લઈનેય જમણ કરવાનો. પછી પેટની કાળી બળતરા એને સંતાપવાની. અને પેટનો બળ્યો ગામ બાળે, એ કહેવત તો જાણો છો."

શેઠ આ ભોળા માનવીની નિખાલસ વાતો પર હસી ઊઠતો. એની વફાદારી, એની કાર્યશક્તિ માટે એ ખુશ રહેતો. બીજા દિલ-ચોરી કરી કામ કરતા, ત્યારે આ તનતોડીને નોકરી બજાવતો. થોડા વખતમાં એ બધામાં પ્રિય થઈ પડયો; એનો પગાર પણ વધતો ચાલ્યો.

કોક વાર લાભચંદ શહેરી જીવનથી અકળાઈ ઊઠતા. આટલી ભીડ, આટલી ગટરોની ગંદકી, આટલી ધમાધમથી એને કંટાળો આવતો. ચાલતાંય મોટરનો ડર; ક્યાંય કચડાઈ ન જવાય. સૂતાંય વીજળીનો ડર; કયાંક અડી ન જવાય. ફરતાં ગઠિયાનો ભો. શહેરમાં માનપાનથી તો બોલાવતાં જાણે કોઈ શીખ્યું જ નથી.

છતાંય લાભચંદ શેઠને અમદાવાદ ફળ્યું હતું.

ધીરે ધીરે માણુકા અને લાડકચંદ માટે કહેણુ આવવા શરૂ થયાં. લીલાપુરમાં જેમનું નામ સાંભળતાં બધા મોં મચકોડી નાખતા, એ જ અત્યારે લાભચંદ શેઠના ઓટલા ઘસવા લાગ્યા. ગામડાં તો કોઈને ગમતાં નહોતાં, એટલે સારા ઘરની કન્યાઓ પણ મળવાની વેળા હતી, અને આ લાભ શા માટે જવા દેવો ?

સમજુ પણ મોટી થઈ હતી. ગામડાનો તો અંશ પણ નહોતો રહ્યો. સુંદર ગૂંથેલી વેણી, ચાંપ ચીપિયાનો ઠઠારો ને આરોગ્યપૂર્ણ શરીર! લાભચંદ શેઠના હૈયામાં હામ હતી કે મોટો નવાબજાદો પણ આ કન્યાને પસંદ કર્યા વગર ન રહે! અને પછી મોંઘા શા માટે ન થાય ?

કુશળ દાક્તરના જેટલી ઝીણવટથી એમણે બધું પસંદ કરવા માંડયું, પહેલો સમજુનો વારો આવ્યો. એ વાત કહેતાં અહીં શરમાવાની જરૂર નથી કે આ પહેલાં પોતાની બે પુત્રીઓનાં લગ્ન પૈસા લઈને લાભચંદ શેઠે કરેલાં. કારમો દુકાળ ને એક એક લગ્ને હજાર હજારનું ખર્ચ! છતાં એટલું તો કહેવું જ પડશે કે પૈસાને ખાતર

દીકરીઓને કૂવે નહોતી નાખી. એ પૈસાથી એશઆરામ નહોતો કર્યો; ખર્ચા કાઢ્યા હતા.

પણ હવે તો લાભચંદ શેઠે પ્રતિજ્ઞા કરી હતી: દીકરીનો પૈસો હરામ! અને એ માટે એમણે સમજુને સારું ઘર જોઈ શ્રીફળ ને કંકુથી પરણાવી દીધી. પોતાની કંગાળ સ્થિતિ વખતે લીધેલા પૈસાના પ્રાયશ્ચિત્ત તરીકે દાયજો પણ સારો કર્યો.

સમજુને પરણાવીને શેઠે હવે દીકરાઓ તરફ નજર દોડાવી. ઘણી કન્યાઓનાં મા–બાપ મૂંઝાયેલાં ફરતાં હતાં. લાભચંદ શેઠે સારી જોઈ ને બે કન્યાઓ પસંદ કરી. દીકરાઓનાં ધામધૂમથી લગ્ન કર્યાં.

ભલું થજો અમદાવાદનું કે સુખના એ દિવસો પાછા ફર્યા. શેઠ તો ઓછા ઓછા થઈ જતા. પણ કોણ જાણે કેમ, બે દીકરાઓનાં લગ્ન પછી એમનું મન સહેજ ઊંચું રહેતું હતું. દિવસોથી દાબી રાખેલું મન હવે અમદાવાદમાં છબતું નહોતું.

એવામાં એક દહાડો નાનો શો પ્રસંગ બની ગયો. શેઠને રોટલી કરતાં રોટલા વધુ ફાવતા. પસીવહુ કેટલાક વખતથી બિમાર હતાં. રોટલા કોઈ બનાવતું નહોતું. શેઠે આજે જરા માગણી કરી:

"લાડકચંદ, વહુને કહીએ કે સાંજે એક રોટલો બનાવે!"

લાડકચંદે રસોડામાં જઈને વહુને વાત કરી. વહુ તો રોટલા ઘડી જાણતી નહોતી. એણે કહ્યું: "બાપા, એને રોટલા આવડતા નથી."

"એ તો જરા બે વખત કરશે તો આવડી જશે!"

લાડકચંદે બાપની વાત વહુને કરી, પણ વહુએ જે જવાબ વાળ્યો તે દીકરાએ બાપને ન કહ્યો; પણ બાપના કાને પહોંચી જ ગયો હતો.

શેઠે એ પછી રોટલાની વાત ન સંભારી.

૪

**દીકરો,** દીકરાની વહુ ને બધાં ભાઈ–ભાંડુ સીનેમા જોવા ગયાં હતાં. લાભચંદ શેઠ અને પસીવહુ ઘેર એકલાં હતાં. શેઠે ધીરેથી કહ્યું:

"ઘણા વખતથી વાત કરવાનું મન હતું, પણ વખત મળતો નહોતો. ભલા, હવે આપણે દેશમાં જઈશું? મને તો ઘઉંની રોટલી ને ચકલીનું પાણી નથી સદતું. આ ઘરમાં કદી તડકોય આવે છે? આ જાજરુ! રૌરવ નરક એનાથી સારું હશે!" શેઠના બોલવામાં વર્ષોથી દાબી રાખેલી ઘૃણા ગાજતી હતી.

"પણ આ ભર્યું ભાદર્યું ઘર છોડીને જઈશું?" પસી વહુએ કહ્યું.

"એમાં શું છે? આપણે જે માટે આવ્યા હતા તે કામ પૂરું થઈ ગયું. દીકરાદીકરી ઠેકાણે પડયાં. બાકીનાં માટે વાંધો નથી. મને તો હવે ખાધું જ પચતું નથી, અને ગાંડી, આ તો જમાનો જુદો આવ્યો. લાજ–મલાજાનું ઠેકાણું જ નહિ! અને શહેરનાં લોક પણ કેવાં? મહેનત કરીએ ત્યાંસુધી સારા લાગીએ, માટે તું માને તો હવે શહેર છોડી લીલાપુર જઈએ."

પસીવહુ જૂના જમાનાની સ્ત્રી હતી. પતિને ખાતર નરક વેઠતાં પણ એને આનાકાની નહોતી, એણે ધીરેથી કહ્યું:

"એ તો ઠીક, પણ ખાઈશું પીઈશું શું?"

"લાડકો ને માણકો મોકલશે, નહિ મોકલે તો સોએકની મૂડી મારી પાસે છે. ઘીનો વેપાર કરીશ. શહેરમાં ચાર સારા ઠેકાણે ચાર ચાર ડબા ચઢાવશું, તોપણ પેટ ભરાઈ જશે. બિચારાં અમદાવાદી! કોઈ દહાડો ચોખ્ખું ઘી તો કયાંથી ભાળ્યું હોય! ચોખ્ખું દૂધ ને ચોખ્ખો લોટ પણ ક્યાં મળે! આ તો શહેર, અહીં તો ખાવા–પીવાની ખેર-

સલ્લા ને સીનેમા–હોટલની જ મજા !" લાભચંદ કવિત્તમાં ઊતરી ગયા હતા

અગિયાર વાગે સહુ પાછાં ફરે એ પહેલાં ધણી–ધણિયાણીએ નિશ્ચય કરી લીધો કે હવે લીલાપુર જઈને જ રહેવું. લીલાપુર–વતન યાદ આવતાં બંનેનાં મન મોરલાની જેમ નાચી રહ્યાં.

અને બીજે દિવસે જ્યારે દીકરાઓને વાત કરી ત્યારે બન્ને ચડભડી ઊઠયા. કાઠિયાવાડમાં શું દાટયું છે, તે લેવા જવું છે, એમ કહીને ઠપકો આપ્યો. લાભચંદ શેઠ બીજું તો કંઈ ન બોલ્યા, પણ એટલું જ કહ્યું : "બેટા, કાઠિયાવાડમાં તો મારા બાપે લાડવો દાટયો છે. ભલું ભૂંડું તોય મારું કાઠિયાવાડ ! બેટા, જ્યારે મીલનો લોટ ખાઈને, સેપરેટ દૂધ પીને માંદા પડશો ત્યારે કાઠિયાવાડની હવા જ તમને આરામ કરશે."

દીકરાઓ વધુ બોલત, પણ દીકરાની વહુઓએ કહી દીધું કે વધુ માથાકુટ શી ? એમને જવું હોય તો જાય ને રહેવું હોય તો રહે ! એક વાત કહી દેજો કે પૈસા–બૈસાની આશા ન રાખે. શહેરના ખર્ચા પૂરા ન થાય ત્યાં બીજાને શું મોકલાય ?

દીકરાઓ મોઢામોઢ કહેવાની હિંમત ન કરી શકયા, પણ પછી કાગળમાં લખી જણાવવાનો નિર્ણય કર્યો.

લીલાપુરથી જેમ એક દહાડો સારા શુકન જોઈને બન્ને નીકળ્યાં હતાં એમ એક દહાડો સારા શુકન જોઈને લાભચંદ શેઠ ને પસીવહુ રવાના થયાં. એ જ જૂનો ટ્રંક ને એ જ જૂનો કોથળો ! પસીબેન માથે મૂકવા જતાં હતાં, ત્યાં દીકરાની વહુઓએ કહ્યું : બાઈજી, પોળના લોકો મશ્કરી કરશે. એમ સામાન માથે ન લેવાય. મજૂર લેવા ગયા છે."

પા કલાકે મજૂર આવ્યો ને બધાં પોળ બહાર નીકળ્યાં, ગાડી કરીને સ્ટેશને પહોંચ્યાં.

મા-બાપને વળાવી દીકરા ઘેર ગયા ને એક પત્ર એ જ દહાડે લીલાપુર લખી નાખ્યો. એમાં એ પણ જણાવ્યું કે તમારા કાઠિયાવાડીપણાથી અમે પણ કંટાળી ગયા હતા.

મા-બાપને જ્યારે પત્ર મળ્યો ત્યારે લાભચંદ શેઠ નવી લાવેલી ભેંસ તપાસતા હતા, ને કહેતા હતા, "બળ્યું, છાશ-દૂધ ખાનારાંને ભેંસ વગર શે ચાલે?"

કાગળ વાંચીને મા રડી, પણ શેઠ તો જરાય ઉશ્કેરાયા નહી. એ તો નિશાળના માસ્તર પાસે જઈ ટપાલનું પત્તું લઈ આવ્યા, ને ભાંગલી ડાંડીવાળાં જૂનાં ચશ્મા કાઢી લખવા બેઠા.

પહેલાં તો ખુશી સમાચાર ને બીજી વાતો લખી ને છેવટે લખ્યું કે દીકરાઓ, સાચો કાઠિયાવાડી એકલપેટો ન હોય. એનાં ઘરમાં હુતો-હુતી જ ન હોય. એ તો ચાર ચાર પેઢીના સગપણની વિધવાઓના પેટમાં જાર-બાજરી નાખી પોતે પછી જે મળે તે ખાય. મહેમાન તો એના ઘેર દેવતા ગણાય. ગમે તેવો કાઠિયાવાડી મહેમાનને દેવ ગણીને એનો આદરસત્કાર કરે! તમારો જમાનો ભલે તમને ગમે તેવું શિક્ષણ આપતો હોય, પણ કાઠિયાવાડની ધરતી માથે તો પંડપોષિયાં પાક્યાં નથી ને પાકશે નહિ. તમે સુખેથી રહેજો ને અમારી ચિંતા કરશો નહિ. પ્રભુ પાસે હું તો એટલું જ માગું છું, કે તમને ફરીથી સાચા કાઠિયાવાડી બનાવે.

ટપાલમાં પડેલું આ પત્તું જ્યારે અમદાવાદ પહોંચ્યું ને ઝાંપડાની પોળમાં ફરવા લાગ્યું ત્યારે લાડકચંદે તાજું જ ઘર બદલ્યું હતું. ટપાલવાળાએ બૂમ મારી:

"લાડકચંદ લાભચંદ ક્યાં રહે છે?"

રસ્તા ઉપર ઊભેલી એક સ્ત્રીએ લાંબો હાથ કરતાં કહ્યું: "લાડકચંદ કાઠિયાવાડી ને? ઉપર ત્રીજે માળે."

લાડકચંદ બજારથી આવતો જ હતો. એણે આ સાંભળ્યું. ટપાલીના હાથમાંથી કાગળ લેતાં એણે પેલી બાઈને કહ્યું : "કેમ બેન, બોલતાંય આવડે છે કે નહિ ?"

"અરે એ કાઠિયાવાડી ! એમાં હું શું બોલી તે આટલો મિજાજ કરે છે ? એક વાર નહિ પણ સાત વાર કાઠિયાવાડી, જા !"

એટલામાં તો પોળનાં છોકરાં ભેગાં થઈ ગયાં ને હુરિયો કરવા લાગ્યાં. લાડકચંદ ઘરમાં ચાલ્યો ગયો. એને પોતાનું અપમાન હાડોહાડ લાગી ગયું હતું. એણે ગુસ્સામાં પિતાનો પત્ર ફોડયો.

પણ આ શું ?......લાડકચંદના ચહેરા ઉપર એકદમ અભિમાન અને હર્ષની છાયા ફરી વળી. એ ધીરેથી બોલ્યો :

"કાઠિયાવાડી ! એક વાર નહિ, દશ વાર કાઠિયાવાડી ! પછી છે કંઈ કહેવું ?"

આ શબ્દોમાંથી જાણે માનું ધાવણ ટપકતું હતું.

## ૧૨. મૂવે મોટી પોક

**વશરામ** કુઆને ગઈ બળેવે ત્રણ વીસુ પૂરી થઈ હતી, ને તેમણે હીરક વર્ષોમાં પ્રવેશ કર્યો હતો. આ હીરકમહોત્સવની ઉજવણી માટે તેમનો દીકરો મણીઓ એમને મુંબઈ તેડાવતો હતો. કાર્ડ પર કાર્ડ, તાર પર તાર આવતા હતા. આમંત્રણપત્રોથી અકળાઈને, લોક-લાગણીને માન આપીને, તેઓએ મુંબઈ જવા માટે નક્કી કર્યું હતું. મહાપ્રસ્થાનનો મહિમાવંત દિવસ જોવા ગામના ઓઘડ મહારાજને ઑર્ડર પણ અપાઈ ગયો હતો. સારો વાર, સારી તિથિ આવી કે ઊપડયા સમજો!

વાચકોને આ વાંચીને આશ્ચર્ય થશે. કેટલાક તો ઉતાવળે અખબારોની ફાઈલિ ફેંદવા બેસશે; પણ ગુજરાતનાં વર્તમાનપત્રોની કટારોમાં રાષ્ટ્રનેતા, સમાજનેતા, ધર્મનેતા, કોમનેતા તરીકે ક્યાંય વશરામ કુઆનું નામ વાંચવામાં આવ્યું નથી. મામા–મસિયાઈ કોઈ એ અંગે છાપામાં અપીલો, નિવેદનો, વિનંતિઓ કે વિખવાદો કંઈ કરતાં જોવાયાં નથી, ને કઈ દુનિયામાંથી આ વશરામ કુઆ ટપકી પડયા, ને એમના હીરકમહોત્સવની વાતો થવા માંડી.

આકરો ન થા, ભાઈ. આ તો આજકાલની સુધરેલી રીત મુજબનાં અમારાં બણુગાં હતાં. વાત તો સાચી એ છે, કે વશરામ કુઆ સડલા ગામના સિરતાજ હતા. એમનો દીકરો મણીઓ મુંબઈમાં કોઈ સારી પાયરીની નોકરી પર હતો. મણીઆની વહુ મુંબઈ રહેતી થઈ, અર્થાત એમ કહીએ કે કુઆએ જ રહેતી કરી; કારણ કે જ્યારે મણીઓ લોજનાં ભાણાં ખાઈ ખાઈ માંદો પડયો,

ને રોજ છાશવારે પોતાનો 'સિક રિપોર્ટ' બાપને મોકલવા માંડયો; ત્યારે વશરામ કુઆએ જ વહુને મુંબઈ મોકલ્યાં. એમણે તે વેળા કહેલું : 'ભાઈ, અમે તો પાકાં પાન, આડોશી પાડોશીને ત્યાંથી વાટકી દાળ–શાક લાવી ચલાવી લઈએ, પણ મુંબઈ જેવા શહેરમાં ઘરના માણસ વિના, ઘરની રસોઈ વિના, પારકી નોકરીના ઢસરડા કેમ થાય ?"

વહુ તો ગઈ એ ગઈ, પછી તો કુવાના સાજે–માંદે પણ ગામડામાં આવતાં બહાનાં કાઢવા માંડી. ગામડા ગામમાં આવતાં, એક બેડું પાણી લાવતાં એની છાતી ભીંસાઈ જતી. ઘંટીએ બેસતાં હાથમાં ચસકા ઊપડતા. ધોવા જતાં માથામાં દુઃખાવો થતો. બીજી તરફ પરગજુ પાડોશીઓ પણ હવે આ રોજના દાળશાકના પરમાર્થથી કંટાળ્યાં હતાં. ડોસાની વાટકી ખાલી પાછી ફરતી. છેલ્લે છેલ્લે મોટો મંદવાડ આવ્યો, ત્યારે પાણી પાનાર પણ કોઈ નહોતું. આ ખબર મણીઆને પહોંચ્યા, ત્યારે તેને ત્રાસ છૂટયો.

છતાં મણીઆએ પોતાના ગામમાં કીર્તિ જમાવી હતી. હમણાં જ વીસ રૂપિયા ખર્ચી ચબૂતરો ચણાવ્યો હતો, ને થોડા વખત પર પોતાના ઘરને રંગરોગાનથી શણગાર્યું હતું. બાપના જીવતાં જ એણે જાહેર કર્યું હતું, કે તેમના મર્યા પછી સો બ્રાહ્મણ જમાડીશ, ધુમાડા બંધ નાત કરીશ, અને એક હવાડો બંધાવીશ.

પિતાની છેલ્લી માંદગીના સમાચાર મળ્યા ત્યારે મણીઆએ અને તેની વહુ વીજકોરે ક્યારે ગામ જવું, શું શું ખર્ચ કરવું, નાતમાં કોને કોને નોતરા દેવાં, કોને કોને કારજ પર આવવા કંકોતરીઓ લખવી, વહેલા કોને બોલાવવા, મોડા કોને બોલાવવા, મિષ્ટાન્નમાં શેરે કેટલું ઘી નાખવું વગેરે વગેરે મોડી રાત સુધી બેસીને વિચાર કર્યો. સાથે સાથે વીજકોરવહુએ આવતી કાલનાં કામની નોંધમાં કાળા રંગના બે નગરિયાં, પોલકા માટે અટલસ તથા પોતાની ચૂડીઓને સોનાની

બે ચીપો જડાવી લાવવાની નોંધ કરાવી. સાથે સાથે ધ્યાન ખેંચ્યું કે નગરિયું જરા ઝીણું લાવજો, મતલબ કે ભરેલો ચણિયો દેખાવો જોઈએ.

રોજ સમાચારની રાહ જોવાવા લાગી. વીજકોરે પણ પાપડ, સેવ વગેરે પરચૂરણ કામોનો ઝડપથી ઉકેલ કરવા માંડયો, કારણ કે પછી શોક આવે તો કશું ન થાય. પણ ત્યાં તો કાગળ આવ્યો કે વશરામ ફુવાને તો વળતાં પાણી થયાં છે, હવે ચિંતા કરવા જેવું કશું નથી, માટે ઉપાધિ કરશો મા!'

ખરેખર, મડાને માથે તે વીજળી હોય!

થોડે દહાડે મણીઆને ગામના શેઠની ચીઠ્ઠી મળી, એમાં લખ્યું હતું કે 'ભલા આદમી, સારું કમાય છે, પાંચ પૈસાનો જીવ થયો છે, તો બાપને આમ કમોતે કાં મારી નાખ! થોડા દહાડાના મેમાન છે...તો એની સેવા-ચાકરીનો કંઈક બંદોબસ્ત કર! લોકમાં તારી ઠેકડી (મશ્કરી) થાય છે.'

૨

**મણિલાલ** ને વીજકોરવહુ વચ્ચે એ દહાડે ઘણી લંબાણ ચર્ચા ચાલી. મણિલાલે કહ્યું કે 'બાપાને મુંબઈ નહીં ફાવે, દેશમાં જઈને વરસ બે વરસ કઢાવી આવ! થોડા દહાડાના મહેમાન છે.' પણ આ વાતે વીજકોરને ગુસ્સે બનાવી. એને તાણ આવી ગઈ. બે દહાડા ખાધુંપીધું નહીં. આખરે એવો નિર્ણય થયો, કે પિતાજીએ મુંબઈ આવવું. પછી તો મણીઆની રીત મુજબ કાગળ, કવર ને તારનો એકધારો મારો ચાલ્યો.

વશરામ ફુઆ પ્રથમ તો મક્કમ હતા, પણ તાર-ટપાલના મારા પાસે એ હાર્યા. એમણે લખ્યું: 'ઠાલી મફતનો કાગળ-કવરનાં

ખરચ કરી, સરકારનાં ઘર ભરીશ નહી. હું સારા સંગાથે ત્યાં આવું છું.'

બીજે દિવસે એમણે ગામના કુશળ જ્યોતિષી ઓઘડ મહારાજને બોલાવી કહ્યું: 'ઓઘડ મહારાજ, મણીઆએ મુંબઇમાં મોટી ખોલકી લીધી છે, તે ત્યાં જવું છે. સારું મુહૂર્ત જોઈ આપો.'

"અરે ખોલકી કે ખોલી ?"

"ભાઈ, ખોલકો કહો કે ખોલી, જે કહો તે, મારે મન તો સરખું છે."

કહેવાની જરૂર નથી, કે સારા મુહૂર્તે, સારા શુકને વશરામ કુઆ સાગર ઓળંગી મુંબઈ બંદર પધાર્યા.

૩

મુંબઈ શહેર તો ચોરાશી બંદરનો વાવટો. અરે, પંખીને માળા નાખવાની જગા ન મળે તો માનવીની શી વાત કરવી ? છતાં મણીઓ પાવરધો એટલે એણે એક જાણીતી ધર્માદા ચાલમાં ખોલી મેળવી લીધેલી. આ ચાલમાં ચોવીસ ખોલીઓ આવેલી હતી. આ ખોલીઓમાં કોણ કોણુ બૈરાં સાથે છે, ને કયાં કોઈ સુવાવડે, હવાફેર માટે ગયાં છે, તેનું લિસ્ટ રહેતું. બૈરા વગરની ખોલીઓ બ્રહ્મચર્યાશ્રમને નામે ઓળખાતી. એ બ્રહ્મચર્યાશ્રમમાં આ ચાલનાં ભાડુઆતોનાં વધારાનાં સગાં-સ્નેહીઓ સૂતાં-બેસતાં.

વશરામ કુઆને એવી એક ખોલીમાં સ્થાન મળ્યું. એક ઓરડો, બે છોકરાં ને રાચરચીલું. વળી નાનું વહુવારૂ એટલે કુઆને જમવાના બે ટંક સિવાય મણીઆની ખોલીમાં જવાનું ભાગ્યે જ બનતું. જુવાન વર-વહુ હોય ત્યાં પોતાનાથી કેમ બેસાય ? મણિલાલ નોકરીથી

રાતે મોડો આવતો ત્યારે બાપ પાસે કલાક–અડધો કલાક બેસી જતો.

સડલા ગામના આ સિરતાજને શરૂ શરૂમાં અહીં ઓછું ઓછું લાગતું, મન અકળાતું, વાતાવરણમાં સોડાતી બાજરૂની વાસ એમના નાકને ગુંગળાવતી. ગામમાં જે પાંચમાં પુછાતા–ડાહ્યા, મુરબ્બી, માનવંતા ગણાતા, એવા માણસ અહીં 'ડોસા'ના સંબોધનના અધિકારી બન્યા હતા. નાનું છોકરું પણ એમની મૂછોની, એમનાં અંગરખાંની, એમના જોડાની મશ્કરી કરતું. રસ્તે જતો ગાડીવાળો પણ 'એ ગામડિયા રેંચા' કહી સ્વાગત કરતો. ચક્કીનો લોટ, દાળ ભાતના ડખા, ચા–પાણીના રગડા એમને માફક ન આવતા.

એક વાર ફુઆએ દીકરા પાસે ફરિયાદ કરી ને પોતાના ગામ પાછા ફરવાની મરજી બતાવી. તો મણીઆએ રૌદ્રરૂપ ધારણ કરી કહ્યું: 'બાપા, તમારી તો સાઠે બુદ્ધિ નાઠી કે? ગામમાં જઈને હવે મારું ખરાબ કહેવરાવવું છે? અહીં તમને તૈયાર ભાણું મળે છે, બગલાની પાંખ જેવાં કપડાં પહેરવા મળે છે. આખો દહાડો આરામથી પડયા રહેવાનું છે. ભગવાનનું ભજન કરોને."

વાઘ જેવા વશરામ ફુઆને ન જાણે મુંબઈનું પાણી લાગ્યું કે શું! મણીઆની આ વાત પાસે બિચારા દબાઈ ગયા. શહેરમાંથી ભજનસંગ્રહની ચોપડી લઈ આવ્યા, ને એમાં મન બેસાડવા માંડયું. વૈરાગ્યનો રંગ વધવા માંડયો. વહુ અને દીકરો સવારની રસોઈમાંથી વધેલાં દાળ–ભાત સાંજ માટે ઢાંકી મૂકીને ફરવા જાય કે સીનેમામાં જાય; તોય ફુઆ કંઈ ન કહે. કહે પણ કોને? વહુ લાજ કાઢે. દીકરો બિચારો સવારે જાય તે સાંજે થાકયો પાકયો આવે. એ વેળા એની સાથે ટકટક શી!

થોડા દિવસથી તો વળી, પેલી બ્રહ્મચર્યાશ્રમવાળી ઓરડીમાં ગૃહસ્થાશ્રમનો પુનઃ પ્રારંભ થવાથી તેઓએ મેદાને જંગમાં

આસન માંડયું હતું. મણીઆની ખોલીની બાજુના રવેશમાં એક કાટખૂણા-વાળી જગા ખાલી હતી. બેડીંગની સીંગલ ગાદી નાખી કુઆની બેઠક–ઊઠક ત્યાં શરૂ થઈ. આ કાટખૂણાવાળી જગા પર કેટલાય વૃદ્ધો આસન માંડીને જિંદગી ઉજાળી ગયા હતા.

"મુંબઈમાં ટાઢ–તડકો આપણા દેશ જેવો નહીં. આ પાસેની ખોલીવાળાના બાપા મકનજી ડોસા પણ અહીં જ સૂતા–બેસતા." મણીઆએ કહ્યું. વશરામ કુઆની તો બોબડી બંધ થઈ ગઈ હતી. તેમણે ત્યાં આસન જમાવ્યું.

અહીં આસન પડયા પછી વશરામ કુઆને એક મહાન ધાર્મિક લાભ હાંસલ થયો. તેઓ યોગીની નિદ્રા અનુભવવા લાગ્યા. રાતના બાર સુધી લગભગ માણસોની આવ–જા રહેતી. વહેલી સવારથી બાજરૂ જનારાં શરૂ થતાં. કોઈકનું ડેબું વાગતું, કોઈનું જળપાત્ર છલકાતું, કોઈની ચંપલનો ઘસડાટ કર્ણેન્દ્રિયને સાવધ કરી નાખતો. વળી ત્યાં તો ચપળ રામાઓનાં પગલાંની રમઝટ જામતી. કુઆ બિસ્તર સમેટી બેઠા થઈ જતા. ભીનાં પગલાંની ધૂળભરી હારમાળા એમની સામે પથરાયેલી રહેતી. ત્યાં છોકરાં જાગતાં ને પછી એમનાં શૌચથી છલકાતાં પડીકાં છૂટતાં. ન્યુસપેપરનાં આ નવીન પ્રકારનાં બંડલથી કુઆ ત્રાસી ઊઠતા. કોઈ ફુવડે અડધું વીંટીને નાખેલું બંડલ એચાર છાંટા પણ ઉડાડી જતું.

છતાં સેતુબંધ રામેશ્વર પાર કર્યો એ કર્યો; હવે જીવતા જીવે કાકાથી દરિયો પાર થાય તેમ નહોતું. દીકરાની કીર્તિનો સવાલ હતો. પોતે તો પાકું પાન, પણ દીકરાને આખી જિંદગી મેંણાં સાંભળવા પડે. માણસ ધન તજે, રાજ તજે, સિંહાસન છોડે; પણ કીર્તિનો વ્યામોહ છોડાતો નથી.

વશરામ કુઆની અત્યારે એ જ પરિસ્થિતિ હતી, એમની

બજારની ડાબલી તો દહાડામાં દશ વાર છોકરાં ઉપાડી જતાં, તો ચાર વાર ઠેબે ચડી જતી. દિન આખાના અનેક ત્રાસ એમને સંતપ્ત કરતા. ઘણી વાર એ નિર્ણય કરતા કે સાંજે તડ ને ફડ કરી નાખું, પણ સાંજે દીકરાનુ થાકેલ મોં જોઈ એ શાન્ત થઈ જતા. મનમાં વિચારતાઃ

" ભાઈ, મુંબઈની દુનિયા છે. લોહીનાં પાણી ને પાણીનાં લોહી."

૩

**વશરામ** કુઆ હવે ધીરે ધીરે મુંબઈગરા બનતા ચાલ્યા છે. ગટરની ગંધ, જાજરુની સોડમ, કુવડોનાં પડીકાંની ફેંકફેંક—સર્વ તરફ એમણે સમભાવ કેળવ્યો છે. પહેલાં ચકકીનો લોટ ફાવતો નહોતો, બાજરાનો રોટલો ને દૂધ તો સાંજે જોઈએ જ એવી એવી ટેવો દૂર થઈ છે; સાંજે વહુ ચાર ભજિયાં ને એક કપ ચા મોકલાવે, તેય પૂરતું થઈ જાય છે.

પણ શરીરનો કસ ઓછો થતો જતો હતો. કફ અવારનવાર થઈ આવતો. તાવલી ભરાઈ જતી. અમે જ્યારે અમારા ગામના ગૌરવવંતા કુઆને મળવા ગયા ત્યારે એમની સ્થિતિ જરાક ન્યુમો-નિયાવાળી હતી. કુઆ બિચારા અડધા થઈ ગયા હતા. સિંહ જેવા સાદ, તગતગતું મોં બધુ અદશ્ય થઈ ગયું હતું. મણીઓ ભારે ચિંતા રાખતો હતો.ચાર દહાડા ઘરમાં સુવાડયા, પણ જુવાન વહુ બિચારી કેવી મૂંઝાય! કુઆ પાછા ચાલના કાટખૂણામાં સૂતા. મણીઆએ આડા ટાટ બાંધી હવાની લહેરોને રોકવાનો પ્રયત્ન કર્યો હતો. રાતે પાંચ પંદર ટીપાં કેફનાં આપી દેતો. ડોસાએ જિંદગીમાં દારૂનો છાંટો તો શું ગંધ પણ નહીં લીધેલીઃ એટલે અસર સારી થતી!

કુઆએ એ વેળા અમને એક જૂનું પરબીડિયું આપ્યું ને કહ્યું: " ભાઈ, દેશમાં જા તો નારણના બાપને આ કાગળ પહોંચાડજે!"

“ ફુઆ ! તમારા હીરક–મહોત્સવનું ભાષણ તો નથીને ? ”

ડોસા હસ્યા, પણ એ હાસ્ય છેલ્લું હતું.

બીજે દિવસે અમે મળવા જઈએ તે પહેલાં અમને ખબર મળી કે વશરામ ફુઆ વહેલી સવારે ગુજરી ગયા હતા. છેલ્લી વેળાએ મણીઆએ શું સેવા–ચાકરી કરી ! શું દાક્તર–સર્જન તેડયા ! વાહ ભાઈ વાહ !

અમે ખરખરે ગયા ત્યારે વીજકોર એના નગરિયાના રંગ માટે પતિને ઠપકો આપી રહી હતી. કેવો ભૂખરો ને કાચો રંગ કરાવ્યો ! બીજી બધી તૈયારીઓ થઈ ગઈ હતી. ડોસાની સેવા–ચાકરી માટે એ દહાડાની રજા ન આપનાર શેઠે પંદર દહાડાની રજા મંજૂર કરી હતી.

“ભાઈ, બધું રંગેચંગે પતી જાય, એટલે ગંગ નાહ્યા. માબાપનો જીવ ગતે ગયો સમજ્યા.’ શું ભાઈ મણીઆની ચિંતા !

અમે પાછા વળ્યા ત્યારે જોયું તો ઓરડીના તે જ ખૂણામાં કાટખૂણાની જગામાં, એક બીજા ડોસા પોતાનું આસન જમાવી રહ્યા હતા.

શિયાળાની ઠંડી લહેરો લાલીમલીનાં શુદ્ધ ગરમ સ્વેટરને ભેદી રહી હતી. અમને એ વેળા વશરામ ફુઆએ આપેલો પેલો કાગળ યાદ આવ્યો. અમે જિજ્ઞાસા ન રોકી શકયા. એમના મૃત આત્માની માફી ઇચ્છી એ ઉઘાડયો. એમાં કેવલ બે પંક્તિ જ હતીઃ

“ ચકુ શેઠ, જીવ્યા–મૂવાના રામરામ ! મારી એક સોનેરી નમ્ર સલાહ છે, કે કોઈ માબાપ મુંબઈ આવશો મા ! ”

૪

**મણીઆએ** પોતાના શિરછત્ર પિતાશ્રીની પાછળ જે વલોપાત કર્યા, ભાગોળથી જ ગામમાં પેસતાં જે મોટી પોક મૂકી, એ બધું ખરેખર એની પુત્ર તરીકેની લાગણીને શોભા આપનાર હતું. વીજકોર વહુએ જે ભયંકર રીતે છેડા વાળ્યો, છાજિયાં લીધાં ને કૂટવો મૂક્યો, એ અજોડ હતો.

નરશરામ શેઠના મૃત્યુ કરતાં આ દીકરા અને વહુને માટે સહુને લાગી આવ્યું. સહુ આશ્વાસન આપવા લાગ્યાં:

"ભાઈ, એ તો પાકું પાન હતું. લીલી વાડી મૂકીને ગયા છે."

"પણ ભાઈ, માથાનું ઢાંકણુ ગયું ને? દુકાળ તો ગમે ત્યારે પડે તોય ભારે પડેને!" બીજો સૂર પુરાવતો.

મોટી રોકકળ પછી સહુ શાન્ત થયાં, ત્યારે મણીઆએ ગામના શેઠને બોલાવી કહ્યું: "કાકા, જુઓ હું વ્યવહાર-વટનો અજાણ છું. તમારે મારી પડખે રહેવાનું છે."

"ભાઈ, એમાં કહેવાપણું ન હોય. તારો–મારો સંબંધ કંઈ આજકાલનો છે? પણ વખત જરા બારીક છે. ખર્ચા સોહેજે બમણા......"

"એની ફિકર નથી." મણીલાલે છાતી કાઢીને કહ્યું. "બાપાનો જીવ ગતે જાય, ને ફરતાં ગામડાંમાં રંગ રહી જાય, એટલે ભયો ભયો. કાલ કોઈ કહેવા ન આવે કે ભાઈએ કંજુસાઈ કરી હતી."

દશ દહાડા પહેલાંનો મણીઓ જ જાણે આ નહોતો રહ્યો. એના દીકરાએ એક સારી શાળામાં દાખલ થવા માટે આગ્રહ કરેલો, પણ મણીઆએ સાફ સાફ ના પાડેલી, કારણ કે એમાં ને બીજી શાળાઓની ફીમાં રૂપિયા બેનો ફેર હતો. બીજી કરકસર પણ બનતી કરતો. દવાદારૂ

પણ ધર્માદા દવાખાનાનાં જ સદાકાળ લેતો. ફંડફાળા વખતે ગરીબ બની જતો, ને આજે એ હજાર-બે હજારનો ધુમાડો કેવી હોંશથી કરી રહ્યો હતો! કારણ કે બાપનો જીવ ગતે કરવાનો હતોને!

"ભાઈ, મેમાનને ઘીમાં ઝબોળીને રોટલી પિરસવાની રાખી છેને?" ઉકડ શેઠે પ્રવેશ કરતાં કહ્યું: "મહેમાન તો ઘર પ્રમાણે આવશેને! પણ ઘીમાં જરા ધ્યાન રાખજો. પેલા ફૂલા શેઠના ઘેર ઘીએ કચ્ચરઘાણ વાળી નાખેલો. મારે દીકરે એતાએ વેજીટેબલ ઘાલી દીધું હતું."

"ઉકડ કાકા, ઘી તો તમારે જ લાવવાનું છે. અને આપણે તો રોટલી નહીં પણ મિષ્ટાન્નનો વિચાર છે."

"ભાઈ, મારે ક્યાં વેપાર છે? પણ તેં કામ ચીંધ્યું તો કર્યાં વગર ક્યાં છૂટકો છે? તારો ને મારો સંબંધ કંઈ આજનો છે?" ઉકડકાકા સત્યવાદી હતા. ઘીનો વેપાર કરતા નહોતા, કેવળ કમીશન જ ખાતા હતા.

મિષ્ટાન્નની વાતને ગામમાં પ્રસરતાં વાર ન લાગી. સુખડિયાઓએ નાતના આગેવાન પાસે કમીશન આપીને પણ કામ મેળવી આપવા વિનતિઓ કરી. પાછલે બારણેથી સહુ આવ્યા ને ગયા. એકની ખબર બીજાને પડે શી રીતે? આખરે વાલમ કંદોઈને લઈ શેઠ મણીઆને ત્યાં ગયા.

"કાં મણિભાઈ? આ વાલમને લેતો આવ્યો છું. મીઠાઈ તો એના બાપની. ખાનાર જિંદગી સુધી યાદ કરે."

"ભલે, ભલે! મારું રૂડું લાગે એવું કરજો!"

"અરે મણુભાઈ, એમાં કહેવાનું નહીં. ખરચનારના દિલના

પર આધાર છે. આ ગામમાં તો ભલભલાનાં માબાપ હજી લીંબડે લબડે છે. છોકરાં પણ સુખડીનો કકડો પામ્યાં નથી."

અને પછી તો ધમાધમ શરૂ થઈ. ધાંટાધાટ, મારામાર, હોહા આરંભાઈ. દિશાઓ માત્ર બધીર થઈ ગઈ રોકકળથી, ને પછી જમી જમીને પેટ પણ બહેરું થઈ ગયું.

રંગ રાખ્યો ! મિઠાઈનો સ્વાદ દાઢમાં રહી ગયો. ને વાલ ! અરે, આ ગામની કેટલીય સ્ત્રીઓ સાડલામાં વાટકા ઘાલી ઘાલીને ઘેર લઈ ગઈ. વાઘરાંનાં ઝડિયાં પડયાં. માગણનો પાર ન રહ્યો.

ખર્ચો જોઈને વીજકોર અકળાઈ ગઈ : "અરે, લોક તો ઉભરાઈ નીકળ્યું છે. જીવતાં તો કોઈએ જાણ્યું નહીં, ને મરે મોટી પોક મૂકવા આ બધાં ક્યાંથી આવ્યાં ? હવે તો મૂડી બધી ગઈ, વધારાના માગી લાવેલા રૂપિયા પણ ખર્ચાઈ ગયા, ને હજી તો મહેમાનનાં ભાતાંપોતાં બાકી છે."

"જુઓને આ રિવાજ ? ખાવા કરતાં ભાતાંપોતાંની વધુ રામાયણ ! અત્યારે રેલગાડીના જમાનામાં વળી ભાતાંપોતાં શાં ? મન તો થાય છે, કે ચોખ્ખી ચટ ના સુણાવી દઉં."

"ના, ના. આટલું કર્યું ને હવે કાચરી માટે કંઈ જમણ બગાડાય છે ? મારો ચંદનહાર છે ને ? લઈ જાઓ, વળી વખત આવે નવો થઈ જશે."

વશરામ કુઆને ઉજાળીને મણીઓ જયારે મુંબઇ જવા ઉપડયો ત્યારે તેનાં ખીસ્સાં ખાલી હતાં; પણ એના શરીરમાં ધીમી તાવલી ભરાણી હતી.

## ૧૨. મહાજન

એ દહાડાની આ વાત છે; જો કે બહુ જૂની તો નહિ જ; પાંચેક દશકા પહેલાંની, જ્યારે મહાજનનાં કર્મ–ધર્મની શાખ જબરી હતી, મહાજનના નામની તો મલક આખામાં ફેં ફાટતી. મહાજનનો બોલ એ બાપનો બોલ! મહાજનની આણ એ મહારાજાની આણ! મહાજન કોપે એ દહાડે ભલા ભૂપતિને પણ સામે પગે મનામણે આવવું પડે!

મહાજન એટલે મલક આખાનો મોવડી! દુકાળ–સુકાળનું એને દુઃખ–સુખ! ગરીબગરબાનો એ બેલી! સાજા–માંદાનો એ સથવારો! મૂંગા જીવો ને ખોડાઢોરનો પાલણહાર! બળિયોયે એવો, કળિયો પણ એવો! એ રૂઠે તો પ્રજા આટા–લૂણ પણ ન પામે! એ ત્રૂઠે તો ઘીની નદીઓ વહે, દુકાળ સુકાળ થાય!

મહાજનની આવી પ્રતાપી શાખ! એ શાખની સાથે ખેલવાનું મન, એક દહાડો મોરબીના માથાભારે એક મોમનાને (મેમણ) થયું. ગાડું એક માછલાં ભરી મોરબી તાબાના મકનસર નામના નાના ગામડે પહોંચ્યો. ગામ નાનું એમ મહાજન પણ નાનું! મુસલમાન–ગરાસિયાની વસ્તી તો ચાર ઘરની પણ ગાડું આખું ડલવી મોમનાએ માછલાંનો વેપાર માંડ્યો.

ગામમાં કાળો કળેળાટ થઈ રહ્યો. મહાજન જીવતું હોય ત્યાં આ થાય? પછી કાલ દેહરાં–દેવની આબરૂ કોણ રાખશે? મહાજનની પત જાય? નાનું એવું મહાજન ગામ–ગોંદરે આવ્યું. મોમનાભાઈને

વિનવ્યો: "ભલા, આ ધંધા અહીં ન શોભે!" પણ એણે આ ટંડી વાત સામે હુંકાર કર્યો: "સહુ સહુનાં ખાજ સહુ ખાય. બાંધી મૂઠીએ ચાલ્યા જાઓ, નહિ તો કાછડી–પોતડી મૂકીને ભાગવું પડશે!" મહાજનનું સત ઝંખવાણું. મહાજન વિચાર કરવા પાછું ફર્યું.

એવે ટાણે વનની અવધમાં વાતો કરતા કુંવરજી કાકા શૌચ જઈને ચાલ્યા આવે! પાંચ હાથ લાંબી કાયા. ઢાલ જેવી છાતી. કોળા જેવું માથું. લીંબુની ફાડ જેવી આંખો. કાકા ગામ–ગોંદરે કૂવાકાંઠે હાથ–પગ ધોવા ઊભા રહ્યા, પનિહારીઓ કાળો કકળાટ કરી રહી હતી. કોઈ વૃદ્ધાએ કાકાને બધી વાતની જાણ કરી. કાકા ચડપ લઈને ઊભા થયા ને મોમના પાસે જઈ પહોંચ્યા. એમણે વિનવણી કરી: "ભાઈ! મહાજનના ગામમાં આ ધંધા ન ચાલે! લાજ–આબરૂ સાથે ઘર ભેગો થઈ જા, એમાં અમારી ને તારી બંનેની શોભા છે!"

મોમનો મગરૂર પારેવાની જેમ ઘૂરક્યો: "એ કાકા! તું ઘર ભેગો થઈ જા! અહીં તારા બાપનું રાજ નથી. હાલવા માંડ, નહિ તો પોતડી પકડવી ભારે પડશે!"

તોય કાકા નરમાશથી બોલ્યા: "ભાઈ, હું કુંવરજી હોં કે! મહાજનની વતી ખોળો પાથરું છું. એના સતની સાથે રમત ન હોય! આજે તું છે; કાલ બીજો અવળચંડાઈ આદરે! માટે ભાઈ, ઝટ ગાડું ભરી લે!" પણ પેલો માને કે?

કાકા જેમ વિનવણી કરતા ગયા એમ પેલો ચડતો ગયો, "અરે, ગામનું મહાજન મોં વકાસીને પાછું ગયું, તો વળી આ કુંવરજી કિસ ખેતકી મૂલી?"

કાકાએ ફરી એક વાર કહ્યું: "એ ભાઈ. અમારે તો પ્રજા માત્ર સરખી. હિંદુ કે તુરક સહુનું પેટ પાળવાનું. એકબીજાની આમન્યા રાખવાની. એકબીજાનાં દિલ ન દૂભાય એમ રહેવાનું."

પણ પેલાને માથે કાળ ભમતો હતો. એણે કહ્યું: "રાજદેવડીએ જઈ રાડ નાખો."

"રાજદેવડી અહીંથી દૂર છે. બધાં કંઈ ત્યાં પહોંચી શકે છે? મહાજનની આમન્યા રાખ! ગામ આખાની રંડવાળ, દુઃખી દરિદરનો એ પાલણહાર. આજ તું અમારી આબરૂ લોપે, કાલે વળી કોઈ હાલતે બજારે બેન–દીકરીની આબરૂ લોપે. માટે માની જા. જોઈએ તો બાર-બાજરીનો જોગ કરી આપું. ધરમમાં કોઈનું દિલ દુભવવાનું કહ્યું નથી."

પેલો એકનો બે ન થયો.

"એમ કે? બવ્યા ત્યારે માટી થજે!" કાકાની આંખોમાં હીંગળોક વરસ્યું. કાયા તાડ જેવી થઈ ગઈ. શૌચ જવા લીધેલો બશેરીઓ લોટો હાથમાં સુદર્શન ચક્રની જેમ તોળાઈ રહ્યો. તોયે મોમનાએ મમત ન મૂકયો. લોટો ઝીંકાયો ને મેમણનો ખોપરીનાં કાચલાં લોહીના કાદવમાં રમવા લાગ્યાં.

"હત્ તારીના; મહાજનનું માન પણ જાળવતાં ન આવડયું! મહાજનના ગામને પાદર મારે સગે હાથે આ કાળો કામો!" કુંવરજી કાકાએ બળાપો કર્યો. એક તરફ હત્યાનું પાપ કપાળે ચોટયું એનો ડંખ ને બીજી તરફ બાર મલકમાં મહાજનની શાખ જળવાઈ એનો સંતોષ; એ બે લઈ કુંવરજી કાકા ગામ ભેગા થયા.

આ કાકાએ જ એક વેળા પાણીના પૂર આડે દેહની પાળ બાંધી નાના–મોટા દોઢસો જીવ બચાવેલા અને પૂરા પાંચ કલાકનાં શેક-તાપ પછી શુદ્ધિમાં આવેલા. કાકા ઘણીવાર કહેતા. "બાપ! આપણે કોણ? મહાજન!"

## ૧૩ છેલ્લો પ્રયોગ

**પશ્ચિમ**માં સૂર્યદેવતા પોતાની કળા સંકેલી લેતા અને સૂરજમુખી પુષ્પો પોતાનાં મોં ફેરવી લેતા એટલે બાવાજીની આરતીનો શંખનાદ ગગન ગજવતો, અને ગામને છેડે આવેલી બાવાજીની મઢુલી અનેક ભક્તજનોથી ઉભરાઈ જતી. આવી જ કોઈ એક અજાણી સંધ્યાએ બાવાજી આ ગામના અતિથિ બન્યા હતા. અને પછી તો ગામલોકના હેતપ્રીતથી તેઓ અહીં જ વસ્યા હતા.

બાવાજીની કચેરી આખો દહાડો ધુમાડાના ગોટાઓથી ભરેલી રહેતી. સોનાના, રૂપાના, પિત્તલના એમ અનેક જાતના હોકા ત્યાં પડયા રહેતા. જેવો અતિથિ એવો હોકો. ચારે વર્ણ માટે એમના દરવાજા ખુલ્લા રહેતા.

આરતી ઊતર્યા બાદ કચેરી જામતી, અનેક જાતની વાતો થતી, ચર્ચાઓ છેડાતી અને ધીરેધીરે ભક્તજનો વિખરાતાં. એક દિવસની વાત છે. રાતના અગિયારેક વાગ્યા હશે. લગભગ તમામ ભક્તો ચાલ્યા ગયા હતા. બાવાજી પણ ધૂણીમાં છેલ્લું છોડિયું નાખી એના અજવાળે સૂવાની તૈયારી કરી રહ્યા હતા.

અચાનક કોઈનો પગસંચાર સંભળાયો. બાવાજીએ તીણી નજરે જોયું તો કોઈ ત્રીસેક વર્ષનો યુવાન લપાતો છુપાતો ચાલ્યો આવતો હતો. બાવાજીએ ધૂણીમાં એક છોડિયું વધુ નાંખ્યું. અગ્નિના અજવાળામાં કોઈ કાંતિમાન યુવક આવતો દેખાયો. યુવાન ખૂબ જ રૂપાળો હતો. મોટું ને કંઈક ભરાવદાર એનું ગૌર મોં આકર્ષક હતું. કોમળ હાથ ને બોલવાની છટા એને રૂપવાન ઠરાવવાને પૂરતાં હતાં. પણ

આવું રૂપ તો સ્ત્રી અને પુરુષ બન્નેને હોય; આવનાર યુવાનના ચહેરા ઉપર પુરુષની ભવ્યતા કરતાં સ્ત્રીની કોમળતા હતી.

"મહારાજ, શરણ લેવા આવ્યો છું."

"કોણ છે બેટા?" બાવાજીએ હેતપૂર્વક પ્રશ્ન કર્યો.

"મહારાજ, ભૂલી ગયા કે? નગરશેઠનો પુત્ર. આઠ દહાડા પહેલાં જેનો બીજો લગ્નોત્સવ ઉજવાયો હતો એ હું." યુવાને નમ્રતાથી પોતાનો પરિચય આપ્યો.

"તો બેટા, આટલી રાતે અહીં કેમ ભૂલો પડયો? ઓરત રાહ જોતી હશે!" બાવાજીના શબ્દોમાં હજીય સંસારી સુખદુઃખના પડઘા હતા.

"ભૂલો નથી પડયો મહારાજ, હવે તો કાં તો મારો ઉદ્ધાર કરો, કાં તો મરતી વખતના આશીર્વાદ આપો." યુવાનની આંખોમાં આંસુ હતાં.

"કાં ભાઈ, મરવાની એટલી શી જરૂર પડી?"

"દેવ, તમે તો ધર્મપિતા છો. તમારાથી છુપાવ્યું શા કામનું? મહારાજ, અમુલખ દોલતનો હું ધણી છું. પિતાનો એકનો એક પુત્ર છું. પિતાએ મારુ લગ્ન પાંચ વર્ષ પહેલાં કર્યુ, પણ સંતાન ન થયું એટલે હમણાં બીજું લગ્ન કર્યું. રૂપ રૂપના અંબાર જેવી સ્ત્રીઓનો હું ધણી છતાં મારે સંતાન જ નહિ." યુવક થોડી વાર થોભ્યો!

"બેટા, દવા કરાવ! ઈશ્વર કૃપા હશે તો સંતાન થશે."

'મહારાજ, હજી મારું કહેવાનું બાકી છે, બન્ને સ્ત્રીઓ સંપૂર્ણ છે, ખામી કેવળ મારામાં છે. કુદરતે મને જ પુરુષત્વ આપ્યું નથી. પહેલી પત્ની સતી સ્ત્રી છે. એણે મારી ખામી જાણીને પણ પોતાની

જાત ઉપર દોષ વહોરી લીધો. લોકોએ તેને વંધ્યા કહી, પણ એ ન મૂંઝાણી. પણ પિતાજીની મૂંઝવણનો પાર નહોતો. એમણે મને બીજી વાર પરણાવ્યો. નવી સ્ત્રી કામનો અવતાર છે. આઠ દહાડાનું મારે વ્રત છે, એમ કહી આઠ દહાડા તો ખેંચ્યા. આવતી કાલે આઠ દહાડા પણ પૂરા થાય છે. મહારાજ, કાં તો માર્ગ સુઝાડો, નહિ તો મરવાની રજા આપો !" યુવાન એક નિરાધાર સ્ત્રીની જેમ રડી રહ્યો.

બાવાજી આકાશ સામે જોઈ કંઈ વિચારમાં પડી ગયા. આકાશના તારાઓને કંઈ પૂછી રહ્યા હતા. કેટલીક ક્ષણો એમ ને એમ વીતી.

"મહારાજ, ત્યારે છેલ્લા પ્રણામ."

"શાના છેલ્લા પ્રણામ ? થોભ બેટા ! ઉતાવળ ન કર ! ઊભો રહે, અને મારા પ્રશ્નનો ઉત્તર આપ." યુવાન માથું નમાવી ઊભો રહ્યો.

"અઢાર દિવસનો પ્રયોગ છે. આ ભસ્મ આપું છું. ખાવામાં ઘીનો શીરો, પીવામાં ઘી. અખંડ બ્રહ્મચર્ય પાળવાનું. બોલ કબૂલ છે ?" બાવાજીએ પૂછ્યું.

"મહારાજ, આ તો નાનો બાળક પાળી શકે તેવું છે. મારા દર્દ માટે તો કહો તો આનાથીય અનેકગણું સહન કરવાને તૈયાર છું."

"બેટા, આટલું જ જાળવજે ! તારી ને મારી બેની ભગવાન લાજ રાખશે."

બાવાજી ઝોળામાંથી કંઈ લઈ આવ્યા. નિરાશ યુવાન હોશમાં ને આશામાં નમસ્કાર કરી એના માર્ગે પડ્યો. બાવાજીએ ધૂણીની પાસે શરીર લંબાવ્યું.

૩

**પંદરેક** દિવસ વીતી ગયા. પેલા યુવાનના દિલમાં પ્રવેશી રહેલું યૌવન ફાટફાટ થઈ રહયું છે. એની ભ્રમરો ખેંચાઈ ગઈ છે. નાજુક બાહુમાં કોઈને કચડી નાખવાની ચળ આવી રહી છે. આંખમાં મદને ઘેરો ઘાલ્યો છે.

હવે તો બે જ દિવસ બાકી હતા. ત્રીજા દિવસે તો આનંદ આનંદ વર્તાઈ રહેશે. આજથી એને પોતાના સંસારસુખનાં સ્વપ્નાં આવી રહ્યાં હતાં.

એક જ રાત આડી રહી. આકાશમાં શુકલપક્ષનો ચંદ્ર ચમકી રહ્યો હતો. મલયાનિલ ચારે તરફ ઠંડક પ્રસારી રહ્યો હતો. યુવાન શયનગૃહમાં સૂતો હતો. એની પાસેના પલંગમાં પ્રથમ પત્ની સૂતી હતી. એની પછી નવી પત્નીનો પલંગ હતો.

આખા દિવસના કામકાજથી થાકેલી પ્રથમ પત્નીની આંખો મીંચાઈ ગઈ હતી. યુવાનને સ્વપ્નાં સતાવી રહ્યાં હતાં. નવોઢાને મદન તપાવી રહ્યો હતો. આશાભરી એ નારીને મન આ વાયદા પોતાની અદેખી શોકયનો કોઈ પ્રપંચ હતો. પથારી એને તપાવી રહી હતી. એ પલંગમાં આ પડખાથી તે પડખે ફરી રહી હતી.

અચાનક મેડીના છજામાં માળો ઘાલીને રહેલા કબૂતરના માળા ઉપર કોઈ નિશાચર પંખીએ ત્રાપ મારી. કબૂતરો ઝૂમાઝૂમ કરી ઊડયાં. યુવાન સફાળો બેઠો થઈ ગયો. નવોઢા તો જાગતી જ હતી.

"જાગે છે કે શું ?" પતિએ ધીરેથી પ્રશ્ન કર્યો.

"જેના ભોગ લાગ્યા તેને જાગવાનું જ હોય. ડહાપણ તો કેટલું છે ? અને મર્દાનગી નહોતી તો એક સ્ત્રીની જિંદગી બરબાદ કરતાં પહેલાં તમારું ડહાપણ ક્યાં ગયું હતું ?"

"મર્દાનગી !" યુવાનના સતેજ થયેલા પુરુષત્વને જાણે સ્ત્રીએ પડકાર કર્યો. કયો સાચો પુરુષ આ પડકારની સામે સ્વસ્થ રહી શકે ? ભસ્મના પ્રયોગથી દેહનો અણુએ અણુ ઉશ્કેરાઈ ગયો. વચમાં પ્રથમ પત્નીની પથારી હતી. એને ઓળંગ્યા સિવાય શી રીતે અવાય ?

યુવાને પોતાનો પગ લંબાવ્યો, નવોઢાને એના ઉપર બેસી જવા કહ્યું. હાથી સૂંઢથી કોઈ તણખલાને ઉપાડી લે એમ એણે સ્ત્રીને ઉપાડી લીધી.

અને દશેક મિનિટ પસાર થઈ; સ્ત્રી બેભાન બનીને પથારી પર પડી હતી. પુરુષ ઊઠયો. એનો દેહ બળી રહ્યો હતો. સામે જ શીંકા ઉપર ગોરસનું માટલું હતું. તૃષાથી આખો દેહ તપી રહયો હતો ! એણે આખું માટલું મોઢે માંડી દીધું.

"હાશ, હવે શાંતિ વળી !" આખું માટલું પૂરું કરતાં યુવાને હાથ પહોળા કર્યા. માટલું નીચે પછાડયું. રીઢું માટલું ફૂટયું તો નહિ, પણ અવાજ ખૂબ મોટો કર્યો. પ્રથમની પત્ની જાગી ઊઠી. એની અનુભવી નજરે બધું જોઈ લીધું. એણે પુરુષને તરત બાવાજી પાસે જવા કહ્યું. શરીરમાં ખૂબ ઠંડક હતી. યુવાને લટાર મારવાનું યોગ્ય ધાર્યું.

૪

**ત્રીજો** પહોર પૂરો થતો હતો. બાવાજી જાગ્રત થવાની તૈયારીમાં હતા, ત્યાં યુવાન આવી પહોંચ્યો.

"ગુરુજી, પ્રણામ !"

"શું છે વળી બેટા ?"

"ગુરુજી, આપે તો બધી બંધી કરી મને હેરાન કરી નાખ્યો હતો. આજે બધું તોડી નાખ્યું. અહા, મર્દાનગીનો ખરેખરો પરચો બતાવી દીધો !"

"ચરી તોડી ! બ્રહ્મચર્ય તોડ્યું ! નાદાન છોકરા ! તેં સત્યાનાશ નોતર્યો !!!" બાવાજીએ ગુસ્સે થઈ યુવાનને એક તમાચો ચોડી દીધો.

"ચાલ્યો જા, જલદી ઘરભેગો થા ! તારો કાળ નજીક છે. અરેરે ! તેં બાવાની ઝોળી પાપથી ભારે કરી. આજથી નવા ભીમસેનો ને નવા પૃથ્વીરાજો પેદા કરવાનો આ પ્રયોગ મારે બંધ ! પ્રતિજ્ઞા !" બાવાજીએ ઝોળીમાંથી એક પોટલી કાઢી અગ્નિમાં હોમી દીધી.

યુવાન બીકથી નાઠો, ઘેર પહોંચતાં જ જૂનું માટલું ફસકી પડે એમ ફસકી પડ્યો. એનું પ્રાણપંખી બે ક્ષણમાં ઊડી ગયું. આખા ગામને જગાવતી પ્રાણપોક બાવાજીની ઝૂંપડીએ સંભળાણી.

બાવાજી એકદમ ઊભા થયા. હાથમાં ચિપિયો લીધો ને જંગલને માર્ગે ચાલી નીકળ્યા. સવારનો સૂર્ય જ્યારે ઊગતો હતો, ત્યારે બાવાજી કેટલાય આગળ નીકળી ગયા હતા.

## ૧૪. શાન્તાનું સગપણ કર્યું

**ઉષાદેવીના** લાલચોળ અધરોષ્ઠ પર સૂરજદેવે જ્યારે પહેલ વહેલું ચુંબન ચોડયું ત્યારે વશરામપુરને પાદરે કાસમનો ટપ્પો આવીને ઊભો રહ્યો.

ગામના પાદર પર દિન દિન વૃદ્ધિ પામતા ઉકરડાની પાછળથી, મોડી મોડી શૌચ જવા નીકળેલી રાંડીરાંડો કોઈની નજરે ન ચડી જાય તેમ પસાર થઈ રહી હતી. દળણું–ખાંડણું કરીને પેટ ભરતી કો વિધવા માતાની ઘંટીના આવતા સૂર કોસવાળાના લલકારમાં ડૂબતા જતા હતા.

ગામમાં ખાસ કંઈ ધમાલ જેવું ન રહેતું. સ્ટેશનથી પાંચ ગાઉ દૂરના આ ગામડાનો ધંધો–ધાપો પડી ભાંગ્યો હતો. બહારથી રળી–કમાઈને આવેલાઓએ અહીં બંગલા બાંધ્યા હતા, બાકી આખું ગામ નાનાં માટીનાં ખોરડાંઓથી ભરપૂર હતું. ચોરામાં મોટે ભાગે નવરાઓ ગામગપાટામાં વખત ગાળી જીવન ટૂંકું કરતા.

આવા ગામને પાદર કાસમનો મોંઘો ગણાતો ટપ્પો આવીને ઊભો રહે, એટલે તેમાંના મુસાફરો માટે આખા ગામનું માન વધતું. કાસમનો ટપ્પો લાવવો એ સાધારણનું કામ નહોતું.

ટપ્પામાંથી ત્રણ જણા હેઠા ઊતર્યા. એક તો ગામના ભાણજી શેઠ અને બીજા બે મહેમાન. બન્ને મહેમાને 'ઇરાની કૅપ' ની ઢબની ઊંચી કાઠિયાવાડી પાઘડીઓ પહેરી હતી. કપડામાં બોસ્કીનો વપરાશ વધુ હતો. રેશમી કોરનું ધોતિયું તો ઝટ આંખમાં ખૂંચી જતું.

ભાણુજીભાઈએ કાસમને ભાડાના પૈસા ચૂકવ્યા ને મહેમાનોને સ્ટેશને લઈ જવા વખતસર હાજર થવા સૂચના કરી.

ત્રિપુટી આગળ વધી, અને ગામની બજારને વીંધતી ભાણુજી શેઠના ઘેર ગઈ. ગામના ગણ્યાંગાંઠયા મહેમાનોમાં કાસમના ટપ્પામાં આવેલા મહેમાનો મહત્ત્વના લેખાયા.

૨

**ભાણુજી** શેઠનું ખોરડું આ ગામમાં મોભાદાર લેખાતું. પંચમાં ભાણુજી શેઠ બરાબર પુછાતા. કજિયા ને કંકાસમાં તો એકકો. એમને ત્રણ દીકરા: એક અમદાવાદમાં મીલમાં નોકરી કરે, બીજો અંગ્રેજી ભણવા ભાવનગરમાં રહે અને ત્રીજો નાનો ઘર આંગણે.

ભાણુજી શેઠના દીકરા એટલે સૂરજનાં અજવાળાં, એને કંઈ આભલું ધરવાની જરૂર રહે! ત્રણે ઘોડિયામાંથી ઝડપાયેલા. ભાણુજી શેઠનો એક એક દીકરો ઘરમાં વહુ લાવવા સાથે બે પાંચ હજારનો કરિયાવર લાવેલો. વહુનાં માન-મોભો પણ એ કરિયાવરથી નક્કી થતાં.

બધું તો બધું: પણ ભાણુજી શેઠને ઘેર એક દીકરી હતી ભગવાને ભાણુજી શેઠ પર બધી મહેર કરી હતી, પણ આ વાતમાં ઉપાધિ કરેલી.

લગભગ બાવીસ ગામના જોનારા એક જ વરસમાં આવી ગયા હતા. ઘેર મહેમાન આવે અને ભાણુજીભાઈ દીકરીને 'બેન' શબ્દથી સંબોધે એટલે ઘરમાં જાણ થાય કે આજે ખાસ જોવા આવનાર મહેમાનો આવ્યા છે; કારણ કે સામાન્ય વ્યવહારમાં ભાણુજીભાઈ દીકરીને 'રાંડ, લેણિયાત, ઉકરડી, છપરપગી' શબ્દથી સંબોધતા.

ગમે તેમ પણ આજના મહેમાન પર જબરો મદાર હતો. ભાણુજીભાઈ પોતાની માલમિલકત બધી: ગણાવતા જતા હતા.

વાતવાતમાં 'આ બેનના લગ્ન વખતે કન્યાદાનમાં દેવું છે, આ બેનને વીર પસલીમાં દેવાનો અમારા મોટા દીકરાનો વિચાર છે,' એમ ટકોર કરતા જતા.

મહેમાનોને ખાસ ઓરડામાં સ્થાન આપ્યું. ભાણુજીભાઈની તો વંશાવળી ચાલુ જ હતી. પોતે કોને સલામ ભરે છે ને કયા ગામના હાકેમ એને ઓળખે છે, એ વાત કહેવામાં જરા પણ નહોતા ભૂલતા.

ભોજન વેળાએ તો ખરેખર ઘી અને દૂધની ગંગા–જમના વહી નીકળી. અડધી થાળી તો ઘીથી ખીચોખીચ. અડધા શેર ને અધોળના ભાવનું ઘી આજે ભાણુજીભાઈ પાણીના રેલાની જેમ વહેવડાવતા જોઈ મહેમાનો તો છક્ક થઈ ગયા. ઉપરથી ખાસું શેર શેર બંસતું તાજું દૂધ, ઉપર જાવંતરી અને સુગંધી કાથાથી મઘમઘતાં પાન–બીડાં.

મહેમાનો ભાણુજીભાઈની મુક્તકંઠે પ્રશંસા કરવા લાગ્યા.

બે વાગે બેન શાંતાને તૈયાર રાખવાનો ખાનગી સરક્યુલર ભાણુજીભાઈએ ઘરમાં આપી રાખ્યો હતો. અને એ મુજબની તૈયારીઓ ચાલી રહી હતી.

પણ એ વેળા શાન્તાનો ચહેરો જુદો ઇતિહાસ કહેતો હતો. એની આંખોમાં વિષાદ હતો, ચહેરા પણ મૂંઝવણનાં સ્પષ્ટ ચિહ્નો હતાં. આ ખોટી ટાપટીપથી એ હવે થાકી ગઈ હતી. પ્રદર્શનની પૂતળી થઈ દરરોજ હાજર થવું, ને પોપટની જેમ પઢાવેલા સવાલોના જવાબ આપતાં હવે તો એની જીભ કૂચો થઈ ગઈ હતી.

શાન્તાનાં માતુશ્રી વાળની ટાપટીપથી વિરુદ્ધ હતાં. ઘરમાં વહુ-આરૂની વાંકી પાંથી પર સાસુજી માછલાં ધોતાં, પણ શાન્તાને માટે તો પ્રસંગને અનુકૂળ તૈયારી રાખવામાં માતુશ્રી પાછાં ન પડતાં.

મહેમાન ગામડાંનાં હોય તો જાડો પહેરવેશ, કપાળ સુધી ઓઢણું ને ધર્મના ભણતરની વાતો થતી.

શહેરના હોય તો શહેરમાંથી આણી રાખેલાં ચીપિયા ને પીન, વાંકી સેંથી ને રાસતરંગિણી ને ગરબાના અભ્યાસની વાતો થતી. શાન્તા એક નાટકના એક્ટરની જેમ તૈયાર થતી. કદી આ સ્થિતિથી એ મૂંઝાતી, રોતી, ત્યારે માતાનો ધુરકાટ ને પિતાની થોંટથપાટ એને સલામત ન રાખતાં.

બે વાગ્યા ને શાન્તાને સગપણના મેદાનમાં હાજર થવાનો પ્રસંગ આવી ખડો થયો. શાન્તા તૈયાર થઈ. એની ભાભી સાથે એને મહેમાનને ચાહ આપવા જવાનું હતું.

દીવાનખાનામાં મહેમાન ગોઠવાયા, કે શાન્તા ધીરે પગલે આવી. પગનાં ઝાંઝર રણઝણાટ કરી રહ્યાં હતાં. મહેમાનોની આંખો શાન્તાના દેહને ચુંટવા લાગી.

થોડી વારે પ્રશ્ન પુછાયો: 'બેન ! તમારું નામ શું ?'

'શાન્તા.'

'તમારી ઉંમર કેટલી ?'

'ચૌદ વર્ષ.' શાન્તા આ જવાબ આપવામાં થોથરાણી. એને લાગ્યું કે એક દશકો ઓછો બોલાઈ રહ્યો છે.

'સારું, કંઈ રાસ, ગરબા કે સીવવું પરોવવું આવડે છે ?'

'હા, બધું શીખેલી છું. બોટાદકરની તરંગિણી પણ મોઢે છે. શીવણ–ભરત પણ આવડે છે.'

'સારું, જાઓ બેન !'

શાન્તા ગઈ. મહેમાનોની દષ્ટિ એના પગલાંની ગતિને માપી રહી હતી. એના દેહના વળાંકને, માપને, ઘાટને, કસાઈ બકરાની ખરીદી પહેલાં તપાસે તેમ, તેઓ તપાસી રહ્યા હતા.

શાન્તા ગઈ. ભાણજીભાઈના દેહમાં શ્વાસ માતો નહોતો. એમની દષ્ટિમાં આજીજી હતી. દીકરીનો બાપ થવું એ જાણે ગુનો ન હોય ! ભાણજીભાઈએ મહેમાનો કંઈ બોલે તે પહેલાં બોલવું શરૂ કર્યું.

૧૦

'શેઠ, હું તો ઢોંગમાં માનનારો નથી. લોકો કન્યા હોય બીજી ને બતાવે બીજી, તેવી વાત મારી પાસે નથી. અને વળી કહે કંઈ ને વર્તે કંઈ તેમ પણ નથી. અત્યારથી જ કહી દઉં છું કે બે હજારનું ઘરેણું, એક હજાર રોકડા ને બીજું મારી શક્તિ મુજબ. હવે તો મારી લાજ તમારે હાથ છે.'

મહેમાનો ઊંચાં ઓરડાં, મોટો કરિયાવર, થાળીમાં વહેલી ગંગા –જમાનાને નહોતા ભૂલી શક્યા. એમણે 'હા' પાડી ને બોલ બોલાયા.

મહેમાનો ત્રણ દિવસ રહ્યા, પણ મગદૂર છે, કે ભાણજીભાઈ સહેજ પણ વિખુટા મૂકે! ગામના લોક સાલા ઈર્ષ્યાળુ, કંઈ ને કંઈ બકી નાખે. ત્રણ દિવસે મહેમાનો વિદાય થયા, ત્યારે ભાણજીભાઈ સાથે જ આવ્યા. ચાંલ્લા કર્યા પછી જ એમને નિરાંત હતી.

મહેમાનો ઘેર પહોંચ્યા, ભત્રીજા રતિલાલને સમજાવ્યો કે : 'દીકરા, તારું નસીબ જાગ્યું. કન્યા શું, તું તો સોનાના ઢગનો ધણી થયો.'

'પણ કન્યા કેવી?' પાડોશીએ પ્રશ્ન કર્યો.

'સહેજ ભીને વાને, પણ એ તો શહેરમાં આવશે એટલે રંગ ફેર થઈ જવાનો!'

'ઘાટ કેવો?'

'આપણા ઘરને શોભે તેવો! આપણે ક્યાં નાગા થઈને નાચવું છે?'

'ઉંમર કેટલી?'

'૧૫ થી ૧૬, પણ પહેરેઓઢે સુખી ને ભરભાદર્યા ઘરનું બાળક એટલે કાઠું તો હોય જ.'

આખું ઘર એ દહાડે ઈડરિયો ગઢ જીત્યાના આનંદમાં મલકાતું હતું.

## ૧૫. વહુ

જાણે ઓછળતી કૂદતી સરિતા સાગરના ગંભીર રૂપમાં ફેરવાઈ ગઈ! ન ગતિ, ન ગાન. જાણે નિર્જીવ નિઃશબ્દ જીવન મંડાયું!

કાલે પિતાને ઘેર જે કલરવ કરતી કોકિલા હતી, આગણાંમાં દોડતી મૃગલી જેવી જે ચંચળ હતી, વાતમાં જે ખૂબ ચિબાવલી હતી, જેને પોતાનાં માન ને મમત્વ હતાં, પોતાનો જ સ્વભાવ ને સ્વાભિમાન હતાં, આજે એ તમામ ઓટનાં પાણીની જેમ ઓસરેલાં જણાતાં હતા.

જાણે પીછાં ફફળાવતા ચંચળ ખંજન પક્ષીને કોઈએ જાદુથી સ્થિર કરી દીધું. નાચ કરતાં અંગોને જાણે લકવો મારી ગયો. નવનવ ભાવે ચમકતા લાલ ચટક ચીમકીઓવાળા મુખ પર કોઈ એ જાણે શાહીનો પટ મારી દીધો.

ગળામાંથી અવાજ નીકળતો નથી. શબ્દોથી ય શ્વાસ વધુ સંભળાય છે: પગલાંથી ઝાંઝર વધુ ઝંકાર કરે છે.

કયાં ગઈ એ કુમારિકા! કયાં ગઈ એ પ્રકૃતિની લાડકવાયી બાલિકા! કયાં ગયો એનો હર્ષોન્માદ! કયાં ગઈ એની આશા! કયાં ગયું એનું જીવન!

એ જન્મી ત્યારથી નહોતી જાણતી, કે મારે શું કરવાનું છે. પોતાની માને ઘૂંઘટ કાઢતી જોઈ એ મૂંઝાતી, એની શબવત શાંતિ જોઈ એ ગુસ્સે થતી; એથી વધુ એ કશું નહોતી જાણતી.

ભોળી કુમારિકા હતી- સરખી સાહેલીઓ સાથે એ આનંદનું

જીવન વ્યતીત કરતી હતી. એને લાગતું હતું કે જગત સદાય આવું હસતું ને ખીલતું રહેશે. આ મોં સદાયે વગર પડદે હસ્યા કરશે, આ ભાવા વગર પ્રતિબંધે બધા પર જાદુ કર્યા કરશે, આ પગોને તો નાચવા આડે ફુરસદ જ કયાં મળશે?

...ને ભોળી કુમારિકા પાસે એક દહાડો ખૂબ ઘરેણાં આવ્યાં. માબાપ વધુ ને વધુ લાડ કરવા લાગ્યાં. કુમારિકા હરખાઈ: 'અહા! જીવન કેવું મીઠું છે? આટલું શરીરસૌંદર્ય, આટલી તાજગી અને એના ઉપર આ અલંકારો? કેવી ખુશનશીબી!'

આ નવનવાં ઢગલાબંધ વસ્ત્રો, નવું શીવણુ, નવીનવી ઝીક-કટોરી. બધુંય પહેરીને કુમારિકા થનગની ઊઠી; એક વખત હવા સાથે નૃત્ય કરી લીધું,

૨

**થોડો** વખત વીત્યો, ને શરીરે પીઠી ચોળાઈ.

રે ભોળી છોકરી! કાં હરખઘેલી બની ગઈ? જીવન પર આટલી મસ્તી? આટલુ ગુમાન?

ત્યાં તો આંગણુામાં ધુમાડાના ગોટેગોટા વળવા લાગ્યા. લગ્નના મંત્રો શરૂ થયા.

માતાએ લગ્નનો અર્થ સમજાવ્યો, 'બેટા! આથી ય વધુ સારું ત્યાં હશે. બધુંય નવું-બધુંય તાજું.'

મોં પર મોટો ઘુંઘટ ઢંકાયો, કુમારિકાની પહેલી અને છેલ્લી એ મુક્તિપળ! એ મૂંઝાણી, પણ માતાના આશ્વાસને શાંત રહી.

કોઈ કદાવર પુરુષ મુખમાંથી કંઈ બબડતો હતો, સામે અગ્નિ ભભૂકતો હતો.

મુખ બંધ કરીને, ચાલવાનીય પૂરી સ્વતંત્રતા છીનવી લઈને, બંધન બાંધીને એણે કેટલાય અભિમન્યુના ચક્રાવા લીધા.

વાજાં છેલ્લી વખતનાં વાગીને બંધ થઈ ગયાં. ભેગાં થયેલાં લોક જમીને વિદાય થઈ ગયાં, પણ કુમારિકાની દશા હજી મૂંઝવણ ભરી હતી; પણ થોડા વખતમાં છૂટીને ખૂબ નાચીશું એ આશાએ એ શાંત બેસી રહી.

રથ ઊપડયો ને કુમારિકા તેમાં ઝીંકાઈ.

અજાણ્યા ગામને પાદરે સંધ્યાની રૂંઝકુંઝ વળી ગઈ કે કંટાળીને કુમારિકાએ શરીરપરનો વસ્ત્રનો ઢેરો દૂર કરી નાખ્યો. લાંબો કેશપાશ એક વખત ઢીલો કરી હવામાં વીંઝી લીધો.

એકદમ કિકિયારી સંભળાઈ...

'વહુ, આમ ન થાય."

કુમારિકા આશ્ચર્યથી જોઈ રહી. શું ન થાય એ ન સમજાયું. એણે બોલનાર તરફ એક મુક્તહાસ્ય કર્યું. એ ખડખડાટ હસી.

'તમે વહુ છો, એમ ન હસાય!' એથી વધુ સખ્ત અવાજ આવ્યો.

કુમારિકા મૂંઝાઈ: હું વહુ, મારાથી ન હસાય? હસવા ને ફરવાથી રોકવાનો કોઈ ને મને શો હક્ક? વહુ બનવું જીવનની એ કઈ એવી પરિસ્થિતિ છે, કે આ અત્યાચારો ને અનાચારો આપોઆપ ઊગી આવે છે? શું વહુ બનવાની સહેલી ને સરળ રીત કોઈ નથી? એને બોલનારની અસભ્યતા તરફ તિરસ્કાર પ્રગટયો. ને એ ત્યાંથી ઉતાવળે જવા લાગી. ઘેર અગાશીમાં જઈ સ્વતંત્ર હવાનું આસ્વાદન કરવાની ઇચ્છા પ્રગટી. એણે એકદમ ચાલવા માંડયું.

'વહુ, કંઈ સમજો કે ? તમારો લાજ મલાજો ક્યાં ? આમ ન ચલાય, તમારું ઘર લજવાય છે.'

કુમારિકા છંછેડાઈ પડી, અહા ! આ કેવો જંગલી દેશ ! ચાલવા, બોલવા, હસવામાંય ઘર લજવાય ! 'વહુ' એનો અર્થ શો ?

અરે ! વહુને માથે આવો જુલમ ? વહુથી ન ચલાય, ન હસાય, ન બોલાય !

૩

**રાત્રિના** દીપકો પ્રગટ્યા. કુમારિકા આજે આવા વલણથી નિરાશ હતી. એણે ન શણગાર કર્યો કે ન કેશ ગુંથ્યા.

એક સખી ધીમે પગલે પાસે આવીઃ 'બ્હેન ! વખત થતો જાય છે. કપડાં ઠીક કરો, વાળ ઓળી લો, ચાંલ્લો કરો, અલંકાર પહેરો. વાહ ! આ રૂપ કેવું દીપશે ! ખરેખર તમે તો જાદુ જ કરવાનાં.'

'શા માટે જાદુ કરવો, ને જાદુ કરવા આ બધો ઠઠેરો શા માટે ?'

'ભોળાં છો બ્હેન ! પતિને રીઝવવા એ દરેક પત્નીની ફરજ છે.'

'અને રીઝવવાનો વખત તે અત્યારે રાત્રે ? દિવસે નહીં ?' કુમારિકા મૂંઝાતી પ્રશ્ન પૂછી રહી હતી.

'બ્હેન ! દિવસે તો વાત પણ ન થાય, લાજ ખેંચી રાખવી પડે, મર્યાદામાં રહેવું પડે, પતિદેવનું મોં પણ ન જોવાય.'

'ત્યારે ગુનેગારની જેમ રાતે જ બધા વેશ ભજવવાના ?'

પણ પછી કુમારિકા પણ સલામત ન રહી શકી. એક મોટા નિસાસા સાથે સાસુજીનો ધપ્પો પીઠમાં પડ્યો.

રાત્રિના દીપકો અત્તરની સુગંધિવાળા પવન સાથે વધુ ને વધુ આલિંગી રહ્યા.

નવવધૂ બનેલી કુમારિકા આજે તો ક્યાંય દેખાતી ન હતી. રસોડાના એક અંધારા ખૂણે ઘુંઘટ ખેંચી એ આગ સાથે ખેલતી હતી. એને સખ્ત ફરમાન હતું, લાજ-મર્યાદા જાળવવાનું; જેઠ, સસરો, નણદોઈ બધાથી ચોરની જેમ છુપાઈને રહેવાનું.

નવવધૂએ પિતામાતાને આ ફરિયાદ કરી: 'લીધેલું જ્ઞાન સાસુના સીતમે નષ્ટ થાય છે. આ માનમર્યાદાઓએ તો જીવતર ભારે કર્યું છે. કોઈ માર્ગ કરી આપો!'

માબાપે કહેવરાવી દીધું, 'બેટી, અમારાથી કંઈ ન થાય. શાન્તિથી સહન કરી લેજે!' જાણે કસાઈના ઘેર વેચાયેલા ઘેટાને રબારીએ સાંત્વન આપ્યું.

એ આ બધું સહન કરી રહી—જીવનમાંથી પ્રાણ કાઢીને, દિલમાંથી અરમાન ફેંકીને, મગજમાંથી માન વિદાય કરીને. વાસ માણસોના શંભુમેળામાં એ કચડાઈ મરી.

પાંચ છોકરાં થયાં, ને એ ભાગ્યશાળી મનાઈ. આરામનો દી ન મળ્યો, ને આબરૂદારની દીકરી કહેવાઈ; પણ દીકરા અને દીકરી વચ્ચેના ભેદનો કોયડો જીવનભર ઉકેલતી જ રહી.

એક દી એ મરી ને ચિતા ખડકાઈ; અગ્નિ ભભૂકી ઊઠયો.

આબરૂદારની દીકરીના સ્વામીએ ઘેર લાપસી ખાઈ, બીજી કોઈ અબળા સાથે કંકુના કર્યાં.

ભારતની આ મહત્તા જગેજગ ગવાઈ. ભારતનું સતીત્વ વખણાયું. એ સતીત્વની ઊની ઊની રાખ પર બેસી પુરુષવર્ગે પોતાનું સ્વાભિમાન ગાયું અને સંસ્કૃતિનો વિજયઘોષ કર્યો; કારણ કે જગત સ્વતંત્ર કરવા નિકળેલા સપૂતોના ઘરની આ પરતંત્રતાને પાશવી કહેનાર કોઈ દીર્ઘદ્રષ્ટા ન મળ્યો!

ભારત દેવનો દેશ કહેવાયો!

# ૧૬. સોનાની મેડી

એ સોનાની મેડી હતી. અલબત્ત, એનો માળ લાકડાનો હતો, ફર્શ પથ્થરની હતી, બારીબારણાં કાચનાં હતાં, ને સીલીંગ સીમેન્ટની હતીઃ છતાં સહુ એને સોનાની મેડી કહેતા.

એ સોનાની મેડી શહેરના પ્રસિદ્ધ બજારમાં આવેલી હતી. આ બજાર અદ્‌ભુત હતું. તાજા પુરાયેલા બસો–પાંચસો પાગલોથી જેમ પાગલખાનું ગાજતું રહે, એમ આ બજાર રોજ-બ-રોજ ગાજતો રહેતો. આગ લાગ્યા જેવી હોહા, લૂંટાયા જેવી ભાગાભાગ, મારામારી જેવી ધમાલ ને હુલ્લડ જેવી છટા સદા ત્યાં જોવામાં આવતી. શાન્તિનું અહીં નામોનિશાન નહોતું. ફાટેલા ડોળા, અસ્તવ્યસ્ત કપડાં, વિખરાયેલા વાળ, ખસી ગયેલી ટોપીઓ ને મોંમાંથી જેમ આવે તેમ બીભત્સમાં બીભત્સ શબ્દોઃ આ ત્યાં હાજર રહેનાર માનવીઓની ખાસિયત હતી.

છતાં એ બજાર જગતના શાણાઓનો બજાર હતો. ડહાપણના ઈજારદાર વકીલો, સંસ્કારના ઠેકેદાર નેતાઓ, ને સંસ્કૃતિના પૂજારી સાહિત્યકાર એના સભ્ય હતા. દાક્તરો, લેખકો, ઇજનેરો, શિક્ષકો પણ અવારનવાર હાજરી આપી એની શોભા વધારતા. આ સિવાય શહેરના નામાંકિત શ્રીમંતો, જાણીતા ધર્મવીર ને ઉદાર દાનવીરોથી લઈને હાલીમવાલી ને ઠામઠેકાણા વગરના એના સભ્યો હતા. ઘાસલેટની ફેરી કરનાર, ચાર આનાની દાળ–ભાતની થાળી ખાઈ જીવનાર કે સવાર-સાંજ મજૂરી કરી પેટ ભરનાર કારીગર એમાં અચૂક આવતા.

આવા અદ્‌ભુત બજારની વચ્ચે સોનાની મેડી આવેલી હતી. આ સોનાની મેડી માટે કહેવાતું કે અલાઉદીનના ફાનસથી પણ વધુ ચમત્કારી છે. અરે, જેને ઘેર ખાવાના સાંસા હતા તે જેસીંગભાઈ, આજ મેડીના સભ્ય થઈ આજે કરોડપતિ બની ગયા. બબ્બે મોટરો, ચાર ચાર બંગલાઓ, અદ્‌ભુત સમૃદ્ધિ, નોકરચાકરનો રાફડો આ બધું એને આભારી હતું. ચાર તો દેવમંદિર બંધાવી એમણે સાત પેઢીને માટે સ્વર્ગમાં રિઝર્વેશન મેળવ્યું હતું. ચાર યાત્રાસંઘ કાઢી દાનવીરનું બિરુદ હાંસલ કર્યું હતું.

આજ પેઢીનો શકરો, હોટલવાળો ચારઆનાના પૈસા પણ નામે લખતો નહોતો. એ શકરાશેઠની પાર્ટીઓમાં, જલસાઓમાં, કળાકેન્દ્રોમાં આજે બોલબાલા હતા. દર ઉનાળે કાશ્મીર તો એ જવાનો. મુંબઈ તો અઠવાડિયે ને પખવાડિયે, ને કાશ્મીર-મુંબઈની મોજું તો વાહ ભાઈ વાહ !

અને આ જમાનો તો પૈસાનો છે. પૈસા હોય તો જ પ્રતિષ્ઠા મળે, પાંચમાં પુછાઈએ; લોક જીહજૂરી કરતા રહે ને કોઈ સભામાં પ્રમુખ તો કોઈ સોસાયટીમાં સંરક્ષક બની શકાય. પૈસા વિનાનો પુંજીઓ, ને પૈસાવાળા પુંજીરામ. પુંજીરામ ગવંડર સાથે સલામું કરે ને પુંજીઓ તો ટકે શેર વેચાય.

પૈસાને અને આ મેડીને ખૂબ ઘનિષ્ટ સંબંધ હતો. અને એટલે જ આ મેડીને અઢારે વર્ણ સોનાની મેડી કહેતું.

કેટલાક પેટબળ્યાઓ એને જુગારનો અડ્ડો કહેતા. એના માટે બે કડવા બોલ કહેતા. પણ સત્યવાદી રાજા નળ ને ધર્માવતાર રાજા યુધિષ્ઠિર પણ આ રમતા, ત્યાં પછી બીજાને શો વાંધો ? એ તો ન મળે નારી તો બાવાજી બ્રહ્મચારીવાળો ઘાટ હતો. એકવાર અનુભવ તો લઈ જુઓ, અરે, કન્યાઓવાળા પણ સટોડિયા મુરતિ-

યાને પહેલો નંબર આપે. સટોરિયો એટલે રંગીલો રાજા ! અમન-ચમન, નાટક–જલસા, એના ચાલુ જ. ભલે માથે દશ હજારનું દેવું હોય, પણ એ તો કરતો હોય એ કર્યે જ જવાનો. દેવાળું કાઢતાં નહીં ડરનારો, પણ દિલદાર માટે તો કાંઈ વાતની કમીના નહીં રાખવાનો. પ્રતિષ્ઠા, પ્રમાણિકતા, નીતિ ને ન્યાય પૈસાનાં અનુસંગી માની વખત પડે એ કોઇની પરવા નહીં કરવાનો. સૂર્યને ફરતાં જેટલી વાર એટલી એની પાઘડીને ફરતાં વાર.

નાતવાળાનું નાત જમે ને મુસાભાઇનાં વા–પાણી જેવો આ ઘાટ. અરે, જેમ કાળી-ભીલમાં એક બે ચોરી કર્યા વગરનો મુરતિયો પાસ થતો નહીં, એમ કેટલાંક માબાપ તો એકાદ બે વાર દેવાળુ કાઢયા વગરનો મુરતિયો જ પસંદ ન કરતા.

૨

**અમારા** ઘરની પડખે રહેતો રમણ એક દહાડો નિરાશ થઈને ઘેર આવ્યો. એની બૈરી કુસુમ સાત દહાડાથી બનારસી સાડીનો તકાજો કરી રહી હતી. બચ્ચાનાં ફ્રોક માસ્તર પટેલ ઍન્ડ કું૦ માંથી લાવવાના વાયદા ચાલી રહ્યા હતા. ભારત નાટક કંપનીનો નવો ખેલ સાથે જોવાના અખાડા તો જારી જ હતા. ત્યાં રમણના ભાગ્યનું ચક્કર ઊંધું ફર્યું.

બિચારો રમણ આજે નોકરી ખોઈ બેઠો હતો. આ કડકાઈના જમાનામાં શેઠે નામું હાથે જ લખી નાખવાનો નિરધાર કર્યો, એજ માત્ર રમણનો ગુનો !

'અરેરે ! કરી, કરી ને ન કરી, એનું નામ નોકરી. ભલમન-સાઈ, વફાદારી કે મહેનત હવે કોઈ જોતું નથી. બસ હવે નોકરી

નથી જ કરવી, ભલે ભૂખે મરવું પડે !' રમણે પોતાનો ગુસ્સો ઠાલવતાં કવિ નર્મદની જેમ ટેક લીધી.

કદાચ રમણની તૈયારી ભૂખે મરવાની હોય, પણ કુસુમ ભૂખે મરવા હજુ તૈયાર નહોતી. એણે ધીરેથી કહ્યું: 'નોકરી નહિ, હવે વેપાર કરજો !'

'વેપાર ?' રમણનું કરમાયેલું મોં ખીલી ઊઠ્યું. પણ તરત જ એને ખ્યાલ આવ્યો કે વેપાર કરવા તો મૂડી જોઈએ. આપણી પાસે સીંગલ કાવડિયું પણ નથી. એણે પોતાની મુશ્કેલી રજૂ કરતાં કહ્યું:

'પણ વેપાર કરવા મૂડી જોઈએ ને ?'

'તમારી વાતો જ નમાલી છે. મર્દ છો કે કોણ ? આ કરશનભાઈ પાસે અફીણ ખાવા અધેલો પણ ક્યાં હતો? ને આજે કેટલો જીવ છે ? ૧૮ હજારનાં તો ઘર કર્યાં, મોટર લાવ્યા ને એમની મંગુ માટે તો એ...........' કુસુમે એક લટકો કર્યો.

અર્જુનનો વિષાદ શ્રીકૃષ્ણે દૂર કર્યો, એમ કુસુમના શબ્દો સાંભળી નિરાશ રમણ સતેજ થયો. એ ઊભો થયો. કુસુમને એક વખત બાથમાં દબાવીને બોલ્યો:

'હા હા, કરશન તો પેલા બજારમાં, સોનાની મેડીથી કમાયો. આપણે પણ ત્યાં જઈશું. થોડીક મૂડી ભેગી થશે કે પછી કોઈ બીઝનેસ ખોલીશું.'

ને બીજે દહાડે રમણ સોનાની મેડીનો ગ્રાહક બન્યો. ભોળી કુસુમના શબ્દો ફળ્યા. જોતજોતામાં તો એનું રૂપ બદલાઈ ગયું. એ મેલોઘેલો રમણ ક્યાં ને આજે ગ્રાંડ ઈન્ડિયાનાં ધોયેલાં ચકચકિત પોશાકવાળા રમણશેઠ ક્યાં ? અને કુસુમના તો ઠાઠ જુઓ ! મારા

મહેરબાન કુસુમપુરની રાણી પણ એ ઠસ્સા આગળ ઝાંખી પડે! હીરાની બંગડીઓ, હીરાની ચુંક, નીલમનાં એરીંગ ને પન્નાની વીંટીઓ.

સોનાની મેડી તો સત્યયુગના કલ્પવૃક્ષ જેવી, અલાદીનના જાદુઈ ફાનસ જેવી.

૩

**આવી** સોનાની મેડી પર એક દહાડો એક લેખક સાહેબ પધાર્યા. એમના રોમેરોમમાં એક જ નાદ ગુંજતો હતો.

'નોકરી કર્યે કે પગારમાંથી મહિને પાંચ દશ બચાવે તાલેવંત ન થવાય. જગતમાં જેટલા પૈસાદાર થયા છે, એ સાહસકર્મથી થયા છે. માટે સાહસ કરો! સાહિત્યના નાદમાં નાહક હેરાન થયા. અરે, ધન ઉપાર્જન કરો!"

એ સાહસ માટે એમણે સોનાની મેડી પસંદ કરી. સોનાની મેડીના ગ્રાહકોના જૂથમાં એ ભણેલા ભાઈ જઈ બેઠા, ત્યારે તો એક નવો રસ જામી ગયો. મધપૂડા પર જાણે પથરો પડયો.

'લો, આ લેખક મહાશય પણ આવ્યા. અરે! ભાઈ, આ મેડી પર તો કોણ ન આવે? તમે તો જુઓ જ છો ને, ભલા પ્રતાપ આ મેડીના કે આ ચોથીવારની સમજુ ચપટીમાં લઈ આવ્યો, અને હવે તો પાંચમી વાર કે છઠ્ઠી વાર પરણવું પડે તો પણ વાંધો નથી. મારી મોટર ને મારા બંગલામાં કયો બેટીનો બાપ ન અંજાય?' પ્રેમચંદ શેઠે વાતના શ્રીગણેશ કર્યા. એમના સૂરમાં સાહસનો નાદ ગાજતો હતો. શરમ તો બાપગોતરમાં એમને સ્પર્શી નહોતી. એમના આગળના ચાર દાંત ચાલ્યા ગયા હતા, ને વાળ તો કલપના લીધે કાળામેશ લાગતા હતા.

'શેઠ, તમારી ઉંમર કેટલી?'

'અરે, એજ પુરાણાં રોદણાં. ઉંમરને શું જુઓ છો; બંદાને

જુઓને ? આમ મને થયાં તો બાવન ને બે, પણ આ ડાચાં બેસેલ જુવાનિયાં કરતો જબરો છું હો.'

'પણ તમારાં લગ્ન વૃદ્ધ લગ્ન કહેવાય.'

"ના રે ના. મેં તો જુવાન સાથે લગ્ન કર્યાં છે. મારી સમજુ તો હજી કાચી કળી છે. બાર ને બે ચૌદ ને વધુમાં વધુ સોળ વર્ષની." પ્રેમચંદ શેઠ 'કાચી કળી' શબ્દ એવા હાવભાવથી બોલ્યા કે સંસ્કૃતિ ને સંસ્કારમાં માનનાર લેખક મહાશયને સૂગ ચઢી આવી. આ માનવીને મન સંસારમાં મા-બેનથી લઈ દેવ-દહેરાં સુધી કોઈ વસ્તુ પવિત્ર નહોતી, કોઈ માનનીય નહોતી.

પણ એમ સૂગ ચઢાવે કેમ ચાલે ? તો તો આ મેડીનો દાદરો જ ચઢવો નહોતો. આ તો સાહસકર્મની દુનિયા હતી. એવા તો અનેક સાથે સંપર્ક સાધવાનો હતો, જેમની પાસે ગાળ સિવાયના શબ્દો, લુચ્ચાઈ સિવાયનો વર્તાવ ને તોછડાઈ સિવાય સન્માનની વસ્તુ નહોતી. એમણે 'જળકમળ' નું દ્રષ્ટાંત યાદ કર્યું. નીરના સાગરમાં પણ કમળ કેવું અલિપ્ત રહે છે ? લેખક મહાશયે મન કબજે રાખી ધીરે ધીરે પૂછ્યું:

'શા ભાવ રહ્યા ?'

'ભાવના ભાવ.'

'ધારણા ?'

'મંદી.'

'મારવું કે નહીં ?'

'ઉઘડતા બજારે.'

'કંઈ રૂખ.'

'રૂખ તો તેજીની, પણ કાલ સ્વપ્નું મંદીનું હતું.'

'પેલો જોશી તો ચોક્કસ કહેતો હતો.'

લેખક મહાશયને આ સવાલ-જવાબમાં બહુ સમજ ન પડી. કહ્યું : "થોડી ગાંસડી મારી વતી લેજો."

'લેખક મહાશય, ઘૈરીને પૂછીને આવ્યા છો ને? કેટલાં ઘરેણાં તૈયાર રાખ્યાં છે? ઘરનાં ઘર છે કે ભાડૂતી. કેટલી મૂડી છે?'

'મૂડીમાં ચાર બાળક. ઘરેણાં ઘડાવવા માટે તો અહીં આવ્યો છું. ઘર તો ભાડાનું જ છે. પણ ગૃહદેવીની ઇચ્છા પહેલી તકે ઘર બાંધવાની છે. મકાનમાલિકનો જબરો સંતાપ છે.'

'કરી ચૂકયા તો વેપલો. વગર કસે કોણ ધંધો કરાવશે? તમારા જેવા તો ઘણા ભજિયાખાઉ હાલી નીકળ્યા છે.'

'મારું અપમાન?'

'તમારું શું, તમારા પીરનું.' આમ માન–અપમાનની વાત કરશો, તો અહીં ચાલી રહ્યા.

લેખક મહાશયને આમાં પોતાની અસ્મિતા ઘવાતી લાગી. સ્વમાનનો ભંગ ભાસ્યો. તેમના મુખ પર ખિન્નતાની એક આછી વાદળી છવાઈ રહી. પણ પાસે બેઠેલા રમણલાલ શેઠને જરા સહાનુભૂતિ થઈ આવી. એમણે પાસે સરકી કહ્યું: 'મહાશય, આ બજારને અને સ્વમાનને કશી લેવાદેવા નથી અહીં તો પૈસો પરમેશ્વર છે. ઘરનાં ઘર હોત, કંઇક માલમિલકત હોત તો આ બધા તમારાં શાંશાં સન્માન કરત! પણ મૂંઝાશો નહીં. એકાદ દા મારી લો, પછી રાજા છો.' રમણલાલ શેઠે પોતાની આંગળીઓપરની હીરાજડિત વીંટીઓ પર આંગળીઓ ફેરવતાં કહ્યું: 'ભાઈ, પૈસાની જવાબદારી મારી. જોઈને ધંધો કરાવજો.'

ત્યાં તો નીચે નામ બોલાતાં સાંભળ્યાં : ' રમણ–ડાહ્યા, લાલ–

દોણી, જેસીંગ ઝપટ, બાબર બંદૂક, હીરા–મોતી, અબજી લબાડ, જોઈ તો ઝરમન.'

'આ સંક્ષિપ્ત નામાવલિ શાની?'

'એ તો વેપારીઓનાં નામ. ભલે મોટો તિસમારખાં રહ્યોને, અહીં તો એજ ટૂંકે ને તોછડે નામે બોલાવાય.'

લેખક મહાશયના આશ્ચર્યનો પાર ન રહ્યો. આજે ઘરેઘરમાં પ્રચાર પામી રહેલ આ સટ્ટાના વાતાવરણમાં કેટલી અસંસ્કારિતા? પણ ત્યાં તો પાસે બેઠેલા ગાંડાલાલે પોતાના મિત્રના સાથળ પર હાથની થાપી મારતાં કહ્યું:

"અરે યાર, કાન્તાના હાથનાં ભજિયાં તો ખૂબ મીઠાં લાગ્યાં. હાય, હાય, કાન્તા!" ગાંડાલાલે એવી ચેષ્ટા કરી કે લેખક મહાશયે આંખો મીંચી દીધી. એમણે મનમાં વિચાર કર્યો કે ભારતવર્ષનું એ કમભાગ્ય છે કે સંસ્કારહીન શ્રીમંતાઇ એને ત્યાં પૂજાય છે.

'પણ પેલું તારું બુલબુલ,' શાન્તિલાલનો જવાબ ગાંડાલાલને આટે તેવો હતો. સાહિત્યકારે જોયું કે આ સાહસની દુનિયામાં મન પર સંયમ રાખવા જેવી ઘણી બાબતો હતી: કારણ કે જેનાં નવાણમાં નીર ન ભરાયાં એ તો બિચારા આખરે ઘરબારના રહ્યા, પણ જેને ઘેર નીરનાં નવાણ છલકાયાં, એ નીર મર્યાદા છાંડીને એવા વહ્યા કે ન રહ્યા ઘરના કે ન રહ્યા બારના! ન રહ્યા જીવના કે શિવના! સર્વનાશ વળી ગયો.

આ પછી અર્ધો કલાક સાહિત્યકાર મહાશય એ સોનાની મેડી પર બેઠા, તેમાં તો તેમણે જોયું કે એ સ્થળે અમેરિકાના પ્રેસિડેન્ટથી લઇને આફ્રિકાના સીદી સુધીની, મુંબઇની ઘોળી ગલીના ગંદવાડથી લઇ કોઈ હાલીમવાલી શેઠની પ્રણયાંગના સુધીની હાળભાવ ને ટોળટપ્પાંથી ભરેલી ચર્ચા થતી. સંસારનો કોઈ એવો વિષય નહોતો,

જેની ચર્ચા અહીં ન થતી. આજ બજાર કોઇના મોતની કે કોઇના સત્યાનાશના પ્રથમ સમાચાર આપતી. સંસારના પ્રત્યેક વર્તમાન સાથે અહીં મેળ ખાતો.

સોનાની મેડીના ગ્રાહક બનેલા એ સાહિત્યકારને બે દહાડામાં એ દુનિયા માફક આવી ગઈ. ત્રીજે દહાડે કઈ નટીના હોઠ કલામય અને કઈ એકટ્રેસનાં કયાં અંગ સૌંદર્યયુક્ત તેની સાહિત્યક વિવેચના કરતા તેજી–મંદીની તાણમાં એ તણાતા જોવાયા.

સોનાની મેડી તો સાહિત્યની રણસ્થલી બની!

૪

**રમણશેઠે** બંગલો લીધો હતો. ટેલીફોન તો હોય ને! રેડિયો સેટ ને મોટર સેટ ગઈ કાલે જ ખરીદાયો. રમણ શેઠ બજારમાં નીકળે, એટલે વેપારીઓ ઝૂકી ઝૂકીને સલામ કરે.

અને રમણશેઠના દોસ્ત પણ કેટલા? કોઈ જૂના જમાનાની મારવાડણના માથાની જૂં જેટલા! ચોમાસામાં અળશિયાં ઉભરાઇ રહે તેમ ઉભરાઈ રહ્યા હતા. બધા અવનવા શુભ સમાચાર લઈ આવતા.

'શેઠ! આજે તો ગવર્નરની ટીપાર્ટી તમારા તરફથી ગોઠવાવી જોઇએ.'

કોઈ દોસ્ત જરા ધીરેથી કહેતો! 'પેલી મસ્તક મરડી સીનેમા'માં આપણે જે ફિલમ જોઈ હતી, એની નટી અહીં આવે છે. આપણા બહારના બંગલે જલસો ગોઠવોને!'

કોઇ ગામમાં આવેલા નવા ફરસાણવાળાના સમાચાર લાવતો. રમણના જૂના મિત્ર બધા ખસી ગયા હતા, નવા આઝાદ મિત્રો

મળ્યા હતા. હમણાં હમણાં રમણ રાત બહારના બંગલામાં ગાળતો એટલે કુસુમ અને તેની મુલાકાત ઓછી થતી.

રમણની દિનચર્યા પણ ઘણી બદલાઈ ગઈ હતી.

સવારમાં ઊઠતો કે રૂ, ડીફર્ડ કે તાતા શેરની વાતો પૂછતો. ભગવાનનું નામ પછી, પણ ભાવનું નામ પહેલું.

ખાવા-પીવાની રુચિ વધી હતી, પણ ક્ષુધા ઘટી હતી. જીવનમાં જે નિરાંતની મજા હતી, એ એને નસીબે નહોતી. છતાં રમણ શેઠ હતો, રમણ મિત્રોમાં માનીતો હતો. રમણ પાંચમાં પુછાતો હતો; કારણ કે એ પૈસાદાર હતો.

રમણે વિદ્યાલયોમાં પૈસો આપ્યો હતો, વેશ્યાલયોમાં ગુપ્ત મદદોનો એ રસિયો હતો. કેટલીક રામજણી તો રમણશેઠ સિવાય બીજા પાસે નાચ-મુજરો ન કરતી. કેટલાંય દેવાલયો રમણને પૈસે ઊભાં થયાં હતાં. ને સવા રૂપિયાના ખર્ચમાં પતતી સ્નાનપૂજા તો દર અઠવાડિયે રમણ તરફથી હોય. રમણ ધર્મી હતો, વિદ્યાપ્રેમી હતો, દાનશૂર હતો, દુલ્લો હતો ને દિલદાર હતો; કારણ કે વગર પરસેવાના પૈસા એ વાપરી જાણતો હતો.

રમણ શહેરનો દેવતા હતો. સાહિત્યકારોનો આશ્રયદાતા હતો. સભાઓનો પ્રમુખ હતો. સોનાની મેડીના કેવા સુંદર લાભ!

" સો સો દીવાઓ પ્રગટાવજો,
એ સોનાની મેડીને ઓવારે;
સો સો ઘંટા ટાંગજો,
એ મેડીના માળને મોભે!
પધારો, ઓ આશકે માશુકો;
સોનાની મેડીના ઓ સ્વપ્નદ્રષ્ટાઓ!
ફળજો તમ હૃદયની સર્વ ઇચ્છાઓ."

ઉપર ફરફરી રહેલ પંખાની સ્વીચ કોઈએ દાબી ને કાવ્ય રચી રહેલા સાહિત્યકારની સોનેરી ફ્રેમથી ઓપતી આંખો ઊંચી થઈ.

'શું રચી રહ્યા છો કવિરાજ?' આવનારે આંખના ખૂણા નચાવતાં પ્રશ્ન કર્યો.

'સોનાની મેડીની સુવર્ણજયંતી માટે કાવ્ય રચી રહ્યો છું. ચાલ, થોડીવાર ચુપ બેસ. આખુંય કાવ્ય પૂરું કરી લેવા દે." સાહિત્યકારે જવાબ આપી ફરીથી કાવ્ય આગળ ધપાવ્યું.

"સોનાની મેડી રૂપી શમાના
ઓ પરિસ્રરત પરવાનાઓ!
મૂંઝાશો મા, માગો તે મળશે,
વરસે છે અહીં લક્ષ્મીના વરસાદ,
મળે છે અહીંથી મોટરો
ને મસ્તાન માશુકો!
બંગલાના બાંધનારા બુલબુલો,
બજારોના તો તમે બહારવટિયાઓ;
બેકારી નાસે છે તમથી.
હરિણી નાસે જેમ ચિત્તાથી."

કવિ બનેલા સાહિત્યકાર ઘડીભર થોભ્યા. એકવાર રચાઈ ગયેલું કાવ્ય ફરીથી જોઈ ગયા. થોડીવાર ચોતરફ નજર ઘુમાવી પુનઃ કાવ્યરચનાનો પ્રારંભ કર્યો.

"પૂછશો કોઈ કથા,
આ મેડીના મસ્ત આશકોની,
પૂછશો પરિચય કોઈ
આ મેડીના પ્રેમી પાગલોનો?
મુસોલિનીના આ મિત્રો છે.
મુસોલિની માંદો પડે તો,

માંદા પડે છે આ આશકો.
હીટલરને હેબકી આવે,
હેબકાઈ જાય છે આ દીવાનાઓ.
રૂઝવેલ્ટ તો એમનું હૈયું છે.
રૂઝવેલ્ટ બોલે છે તો,
એ બિરાદરોની નાડ ધ્રૂજે છે."*

'વાહ રે સાહિત્યકાર! તમે તો આંતરરાષ્ટ્રીય રચનામાં ઊતરી પડયા!' પાસે બેઠેલાએ કવિરાજની પીઠ પર ધપ્પો માર્યો. કવિરાજ કાવ્યમસ્તીમાં હતા. એમની સરસ્વતી આજે સદેહે જાગ્રત થઈ હતી. તાતા, ડીફર્ડ, શેર ને રૂમાં છુપાઈ ગયેલું એમનું કવિહૃદય આજે જાગી ઊઠયું હતું.

"બાબાઓ, સાંભળશો કે,
આ મેડીની મહત્ત્વકથાઓ.
યુધિષ્ઠિરે જે આચર્યું,
મહાભારતનાં પૃષ્ઠોમાં;
નળે જે કારણે નૈષધ તજ્યો;
તજાયાં દ્રૌપદી ને દમયંતી;
એ બધાં સુકૃત્યોની સગી,
આ સોનાની મેડી છે.
દામનું કામ નથી.
અક્કલનું નામોનિશાન નથી.
આંધળો ગોળીબાર,
એ અહીંના આશકોનો વ્યાપાર છે."

"બરાબર, બરાબર, આ વાત તમે ધર્મદ્રષ્ટિએ પણ સિદ્ધ કરી આપી. શાબાશ, સાહિત્યકાર દાદા! આ વખતના સુવર્ણ

* આ વાર્તા લખાઈ ત્યારે હિટલર, મુસોલિની ને રૂઝવેલ્ટ જીવતા હતા.

મહોત્સવમાં તો તમારી કવિતા કમાલ કરશે. કદાચ મહાકવિ ન્હાનાલાલને પણ ગેરહાજર રહેવું પડશે.”

આવનાર મિત્રના આ શબ્દોથી કાવ્યની પ્રેરણા વધુ સતેજ થઈ. અને કલમ જોરથી ચાલવા લાગી.

“ આ ગેબની ગુફાના
ઓ શાગીર્દો,
અહીં નથી દર કે દાવા
નથી કોર્ટ કે વકીલ.
લઈ લો તેટલું તમ બાપનું.
આપો એટલુ ઉદારતા પ્રેરેલું.
લીધા ને દીધા,
એ નથી કંઈ બાપના બોલ,
હવાના એ પડઘા છે
કોયલના એ ટહુકાર છે,
વાદળનાં એ ગર્જન છે.
ગર્જવું એટલે વરસવું,
એ કંઈ વિશ્વના નિયમ નથી.
બોલવું એટલુ પાળવુ,
એ કંઈ કુદરતના કાયદા નથી.
લક્ષ્મી ચંચળ છે,
ને એથીય ચંચળ છે આ જીવન.
**चला लक्ष्मी चलाः प्राणाः**
એ શાસ્ત્ર ભાખ્યું વચન છે.
અલ્પ એવા જીવનથી
મહાન એવો દ્રવ્યસંચય
શનૈઃ શનૈઃ અસંભવ છે.

નોકરી કરે નેમ ન સધાય.
ચાકરી કરે જીવન પૂરું ન થાય.
કાપડ વેતરે જીવન વીતે નહિ.
મહેનત કરે મોજશોખ થાય નહિ.
પરસેવો ટપકાવે પદ્મિનીઓ ન પમાય,
ઘી વેચે છોકરાં ઘૂઘરે ન રમે!

×

એ તો આ પાર કે પેલે પાર.
સાહસ કર્યે જ સિદ્ધિ છે.
સાહસ પાછળ સૌંદર્ય છે.
પરશુરામ ને કોલંબસ
આવતી કાલની
તમ પ્રેરણા હો!
સમૃદ્ધિને વરવા ઓ શૂરવીરો!
સોનાની મેડી તમને સાદ કરે છે.
આમંત્રે છે,
પધારો ઓ પરવાનાઓ
આ શમાનું તેજ અજબ છે."

પાળ તૂટેલો પાણીનો પ્રવાહ એક વખત વહી નીકળ્યો કે જેમ રોકાતો નથી, તેમ કવિરાજની કવિત્વગુફામાંથી પ્રગટેલું ઝરણુ કોણુ જાણે ક્યારે અટકત, પણ તેટલામાં નીચેથી બૂમ પડી.

"સાત બે ચાર,"

સાહિત્યકારે એ શબ્દો સાંભળ્યા ને તેમની આંખો ફાટી રહી. 'મારા બાપ, ભાવમાં તો તેજી જણાતી હતી, ને આટલી મંદી કેમ? શું લડાઈ નહિ થાય?'

'ના, ના, લડાઈ નહિ થાય?' આવનારે જવાબ આપ્યો.

'અરેરે! લડાઈ નહિં થાય!' સાહિત્યકાર મહાશયને જાણે લડાઈ જોઈતી જ હતી.

'લડાઈ નહિ થાય, કારણ કે હીટલરને હમણાં કબજિયાત રહે છે ને દાક્તરે રેચની દવા આપી છે, એટલે એને થોડો સમય આરામ લેવો પડશે!" પાસે બેઠેલાએ જણાવ્યું.

પણ સાહિત્યકાર મહાશયનો મિજાજ ટંડો થઈ ગયો હતો. ચોખ્ખી રૂ. બાર હજારની ખોટ આવી હતી.

એ કાવ્ય અધૂરું જ રહ્યું. ત્યાં નીચે રમણ શેઠની મોટરનું હૉર્ન વાગ્યું.

૩

**વસંત** રસરાજ કહેવાય છે: કારણ કે ઠૂંઠાં વૃક્ષોને પણ નવ-પલ્લવ આપે છે. પૈસો રૂપ–રાજ કહેવાય છે, કારણ કે એ ગમે તેવા બેડોળ ચહેરાને પણ રૂપ આપે છે. રૂપને અવકાશ ને આળપંપાળ જોઈએ છે. પૈસો એ સગવડ પૂરી પાડે છે.

મોટરમાં રમણની બાજુમાં બેઠેલી કુસુમ આ વાતનું સજીવ ઉદાહરણ હતી, એ વાતની ખાતરી સાહિત્યકારને પહેલી ક્ષણે થઈ ગઈ.

ક્યાં પેલી રસોડામાં ગુંગળાયેલી પાંજરાપોળની ચાલીમાં વસતી કુસુમ ને ક્યાં આ કુસુમ! રાત અને દિવસ વચ્ચે, મજૂર અને માલિક વચ્ચે, આઈસક્રીમ અને મીઠા વચ્ચે જેટલું અંતર હતું, તેટલું પહેલાંની અને આજની કુસુમમાં હતું કુસુમ તો કુમકુમનાં પગલાંની હતી. એને પગલે કડકા રમણને સાત સમૃદ્ધિ ને નવનિધિ મળ્યાં. સ્ત્રી ને પશુ બંને ફળ્યાં તો ન્યાલ કરી નાંખે, ને રૂઠ્યાં તો નખ્ખોદ કાઢે.

'માથેરાન જવાનું છે, આવશો ને?' રમણે સાહિત્યકારને આવકાર આપતાં કહ્યું.

'અરેરે! હવે તો ઘર જ રાન જેવું થયું, પછી માથેરાન જઈને શું કરવું? અરે રમણ શેઠ! પણ આ ભાવનું આમ કેમ? હવે લડાઈ થશે જ નહીં? દરેક રાજ્ય દારૂગોળો શું કામ ઝખ મારવા ભેગો કરે છે?' સાહિત્યકારનું ભેજું ગૂમ થતું જતું હતું.

'લડાઈ તો નહિ જ થાય એમ બર્નાડ શો જેવા પણ હવે તો કહે છે. આ તો એક બીજાને ડરાવવાના દેખાવ છે. પણ યાર, તેલના ભાવ વધે એમ છે?' રમણે નવી યુક્તિ બતાવી.

'શું કામ તેલના ભાવ વધશે? શું હવે મ્યુનિસિપાલિટી વીજળીના દીવા કાઢી તેલના બાળવાની છે, કે બીજું કંઈ છે?' સાહિત્યકારે પ્રશ્ન કર્યો.

'ના, ના, અમેરિકામાં મિષ્ટાન્ન ખાઈ લોકોને બાદી થઈ ગઈ છે, તે હવે સહુ રેચ લેવાના છે, એથી.' રમણે મશ્કરી કરી.

પણ સાહિત્યકારની સ્થિતિ મશ્કરી સહી શકે તેમ નહોતી. એ તો એક બે સરસ્વતી સંભળાવી રસ્તે પડ્યા. રમણે હસવા સિવાય કોઈ જવાબ ન વાળ્યો, એની મોટર બીજા બે ત્રણ મિત્રોને ઉપાડી રસ્તે પડી.

૩

**કાળનો** પ્રવાહ પણ રસ્તો કાપે જતો હતો, જગતમાં બેકારીનો ભૂકંપ ઘરેઘરના પાયા ડોલાવી રહ્યો હતો, ને સોનાની મેડીના મહેમાનોની વસ્તી વધતી જતી હતી. એ મહેમાનો હતા; કારણ કે આજે જે આવ્યા, એ વરસ પછી ત્યાં દેખાતા જ નહોતા. જૂના જતા ને નવા આવતા, છતાં આબાદી ચાલુ જ હતી.

જગતનું આ સુંવાળું પાસું હતું. આશાદેવીના અજબ નખરાંનો આ બજાર હતો. માનવી મરતો મરતો પણ જીવવાનો સંપૂર્ણ ભરોસો રાખે, એમ અહીં પૈસા ગુમાવતો, ઘર ગીરો મૂકતો, ઘરેણાં વેચતો, ભૂખે મરતો ગ્રાહક આશાની સુવર્ણમેખલા પર નાચ્યા કરતો. એનાં સ્વપ્નાં આવતી કાલે તાલેવંત થવાનાં હતાં, મોટર ને મહેલો ચણવાનાં હતાં ને એ માદક સ્વપ્નમાંથી કદી જાગવાનો નહોતો.

અવધિ તો એ વાતની થઈ હતી, કે વૈરાગી કહેવાતા, ગુરુપદનો ભાર વહેતા સંન્યાસીઓ અને સાધુઓ આવતી કાલની એ આશાના દોર બન્યા હતા. એમને સ્વપ્નાં આવતાં ને તેજી-મંદીના સૂરો સંભળાતા, તાતા ને ડીફ્ડની વધઘટો વંચાતી. ચેલા અને ગુરુઓ સંસાર સુધારવા સોનાની મેડીના કોઈ પ્રગટ તો કોઈ અપ્રગટ શિર-તાજ બન્યા હતા.

અને મૂર્ખતા તો એ વાતની હતી, કે સોનાની મેડીએ જુગાર રમતો બાપ, દીકરાને ગંજીપાનાં પાનાંએ, લખોટીના દાએ કે એકી બેકીના દાવે જુગાર રમતો અટકાવતો હતો.

છતાં સોનાની મેડી જગતને અનુપકારી હતી તેમ નહોતું. પૈસાના પ્રવાહનું ચક્ર ચાલુ રાખવાનું એ અમોઘ સાધન હતી. એ ન હોત તો ગરીબો પૈસો ન પામત. કુસુમનાં કપડાં ધોનારી ઘાટણ મજૂરી ક્યાંથી પામત? રમણના બંગલાનું ફરનીચર બનાવનાર કમાણી ક્યાંથી લાવત? બંગલાઓ, બાગો ને મોજમજાહનાં મકાનો ન બંધાત તો મજૂરોને મજૂરી ક્યાંથી મળત?

રે, સોનાની મેડી ન હોત તો, અમારા જટાશંકર જોશી રોજના દશ રૂપિયા કમાતા એ ક્યાં નાખત? અમારી મનરંજન હોટલનો માલિક દૂધમાં ચોખ્ખું પાણી મેળવીને ચા પાઈ સોનો ગલ્લો લેતો, એ કમાણી ક્યાં જાત? કેવળ પૂરી-પકોડી વેચીને બંગલા બાંધનાર કોઈ કાળે એ બંગલા એમ ને એમ બીજાને વાપરવા જ ન આપત.

હજારોનો પગારદાર સીનેમા સ્ટાર કે ફિલ્મરાણી આ વિના ક્યાં ખિસ્સાં ખાલી કરત! પાણીનાં ઈંજેક્શન આપી ચોખ્ખા મીંડાના બાટલા ભરી લાખો કમાનાર દાક્તર ક્યારે દેવાળુ કાઢત! સોનાની મેડીએ તો બળવો ખાળ્યો હતો. એનો પ્રત્યેક આશક બંગલા બાંધ્યા કે બાંધશું, એમાં જ ગુંથાયેલો રહેતો.

અને બનતું પણ તેવું જ. જીવા શેઠે બાંધેલા બંગલા બધા આત્મારામે લીધા. એમાંય એકવાર કોરનર કર્યો કે બધા ગયા મનસુખરામ પાસે. રમણ શેઠ પાસેની મોટર તો દશમા ધણીની તાબેદારી ઉઠાવતી હતી. ને હીરા–મોતીની બજારમાં ફરતી બંગડીઓ ન જાણે કેટલાય કોમળ હાથને શોભાવીને આવી હતી. અહીં સમાજ-વાદ પ્રસરેલો હતો જ. પ્રકાર સામાન્ય રીતે ભિન્ન હતો એટલું જ.

નાગનું વિષ માનવીને મારવા સરજાયું છે, પણ એથી માનવીને જીવાડી પણ શકાય છે, એવી કુદરતે રચના કરી છે. સોનાની મેડી એનું ચોખ્ખું ઉદાહરણ છે.

માથેરાનથી પાછા ફરેલા રમણને કુદરતે આ રચનાની થોડા જ વખતમાં ખબર આપી. એશઆરામ વધી ગયા હતા, નાચ અને નખરાંની સીમા નહોતી, ને એક દહાડો તાતાના ભાવ એવા ઘટયા કે રમણની તિજોરી તળિયાંઝાટક બની.

બંગલાઓ ગીરો મૂકાયા, બગીચાના માળીઓ રવાના થયા. ઘરેણાંઓ તો જાણે કરાવ્યાં જ નહોતાં.

આ ઉપરાંત ત્રણ લાખનું દેવું.

રમણની સ્થિતિ પલટાતી જ ગઈ. એણે મળ્યા એટલા સાધુ સાધ્યા, હાથ પડયા એટલા જતિને પૂજ્યા, જેના ચહેરા પર થુંકવાની પણ ઈચ્છા ન થાય એવા રખડેલોને જોગન્દર કરી સન્માન્યા. પણ લક્ષ્મીદેવી પાછાં ન વળ્યાં તે ન વળ્યાં.

કુસુમ હવે ગરીબીમાં જીવી શકે તેમ નહોતી, રસોડાનાં ઠામ-ઠીકરાં સંભાળી શકે તેમ નહોતી. મહેનત કરી શકે એવું શરીર નહોતું રહ્યું; છતાં જેમ પુષ્પો પાછળ ભ્રમર હોય છે, એવા કેટલાક ભ્રમરોએ કુસુમને સીધી કે આડકતરી મદદ પહોંચાડયા કરી. એ ભ્રમરોને અનીતિ જોઈતી હતી, અને અનીતિ માટે આવા શિકારો ઝટ હાથ આવે એવી એમની માન્યતા હતી. તેઓ માનતા કે જન્મથી ગરીબ કરતાં, શ્રીમંતમાંથી ગરીબ બનનાર નીતિનો સોદો સહેજે કરી શકે છે.

દુનિયામાં ગાંધી જેવા પવિત્ર જન પાકી શકે છે એમ, જોતાં કર્ણવ્યો સાંભળતાં પણ સૂગ ચઢે તેવા નરાધમો પણ પાકે છે. એવા નરાધમોનો ધંધો સંસારમાં વિષ રેડવાનો જ હોય છે.

એવો એક નરાધમ રમણને એક દહાડો મળી ગયો. એણે રમણને મંત્રતંત્રની વાતો કરી ધોળે દહાડે તારા દેખાડયા. છેવટે ભાવની વધઘટ જાણવા એણે રમણ વતી ત્રણ દિવસનું તપ કરવાનો કાર્યક્રમ નક્કી કર્યો. ત્રણ દહાડામાં પહેલે દહાડે રૂપાથી પૂજા કરવાની, બીજે દિવસે સોનાથી અને ત્રીજે દિવસે સૌભાગ્યવતી સ્ત્રીથી.

રૂપા–સોના માટે તો રમણે મહામહેનતે વ્યવસ્થા કરી. સ્ત્રીપૂજન માટે કુસુમ નક્કી થઈ.

કુસુમની આનાકાની પાસે રમણે જીદ લીધી. છેલ્લો દાવ હતો. તપની સાધના માટે તો મોટા જોગીઓ સામે પદ્મિનીઓ રાતભર ખડી રહી છે, પછી તને શો વાંધો? કુસુમ અનીતિના પંથે પળી હતી, એમ કહેવા આપણી પાસે કોઈ પ્રમાણ નથી, છતાં એ એશ-આરામની ઓશિયાળી બની હતી. એણે વિચાર્યું, એક રાત ઊભા રહેવાનું, એમાં શું જતું રહેવાનું છે? ભલે એકાંત હોય, પણ તેમાં વાંધો શો? 'મન ચંગા તો કથરોટમાં ગંગા' સંસાર ક્યાં એ વાત જાણવાનો છે?

વળી કડકા બાલુસ રમણને ઘેર લક્ષ્મીજીનાં પગલાં થવાનું સદ્-ભાગ્ય પણ કુસુમનાં શુકનવંતાં પગલાંને આભારી ગણાયું હતું. કુસુમ આવી ને ગરીબ રમણના દેદાર ફરી ગયા. અલબત્ત, એમના દંપતી જીવનમાં જે ઉષ્મા હતી, તાલાવેલી હતી, આતુરતા હતી, પ્રતીક્ષા ને ઝંખના હતી; તે હવે નહોતી રહી. પણ તેની ક્ષતિ કોઈને ન લાગતી. કુસુમ રોજ નવનવા વિહારોની યોજનામાં રહેતી ને રમણ નવી નવી રમણલીલાઓમાં રહેતો. બાકીનો વખત વ્યવસાય લઈ લેતો.

એટલે જે કુસુમે લક્ષ્મીનાં પૂર આણ્યાં હતાં, એણે જ આજે ફરીથી ગયેલાં પૂર પાછાં આણવા કેડ બીડી.

૫

**યોગીરાજના** તપને બે દહાડા તો વીતી ગયા. આજે કુસુમ સાધનામાં હાજર રહેવાની હતી. સ્ત્રી–હૃદય એટલું કોમળ હોય છે કે એ કદી પાપની કલ્પના કરી શકતું નથી, પણ એની નાજુકતા કેટલીકવાર એની પવિત્રતા પર ઘા કરે છે.

મધરાત થઈ. તપ સાધનાર મહારાજે એટલી વેળા કંઈ બબડયા કર્યું. આ પછી તેણે કુસુમને એક પ્યાલી ભરી પાણી આપ્યું. કુસુમ એનું આચમન કરી ગઈ, પણ થોડીવારમાં એનાં નેત્રો ઘેરાવા લાગ્યાં. એ દિવાલને અઢેલી નીચે બેસી ગઈ.

ત્યાં કોઈનો હાથ એના શરીરને સ્પર્શ્યો. ઘેન પૂરું ચઢ્યું નહોતું. કુસુમ એકાએકી ઊભી થઈ ગઈ. પેલા હાથે કુસુમના મોંને દાબવા પ્રયત્ન કર્યો.

કેટલીકવાર દારૂડિયો ભયંકર આગ જુએ છે, ને તેનો નશો ઠંડો થઈ જાય છે. ગંજેરીના ગાલપર પડેલો તમાચો ગાંજાના રંગને ક્ષણવારમાં દૂર કરે છે, એમ કુસુમ આ ભય સામે થરથરી ઊઠી.

એણે ચીસ પાડી. મકાનના ત્રીજા મજલા પરનું એકાન્ત હતું. તપ સાધનાર યોગીની આંખ કુસુમ સમજી ગઈ. ગમે તેમ પણ હિન્દુ નારી હતી. પાસેની બારી ઉઘાડી એણે નીચે ઝંપલાવ્યું.

કોઇનો પડવાનો અવાજથી સૂતેલો ભૈયો ઝબકી ઊઠયો, એણે બત્તી લઈ જોયું તો કુસુમશેઠાણી લોહીલુહાણ પડેલાં.

રમણને જગાડવામાં આવ્યો. કુસુમને જોતાં એને ત્રીજા માળનો જોગી યાદ આવ્યો. પણ ત્રીજો માળ તો સૂનો હતો. સોનું–રૂપું લઈ જોગી ગૂમ થયો હતો.

કુસુમ પથ્થર પર પછડાઈ હતી. ખોપરીના ચૂરા થઈ ગયા હતા. એ હોસ્પીટલમાં મરણ પામી. લેણદારોનો તકાજો વધ્યો.

આખરે રમણ પાગલ બની ગયો. એના વાડી વજીફા લુટાઈ ગયા. આજે શહેરની ગંદી શેરીઓમાં પહેરવાનાં લૂગડાંની પોટલી બાંધી માથે મૂકી એ પૃથ્વીની ધૂળ ચૂંથે છે.

કદાચ સોનું શોધતો હશે કે સોનાની મેડી ?

# ૧૭. પરોઢનું પંખી

**સૃષ્ટિના** રચનાર પ્રભુની શોધમાં પ્રસન્નરાય ખૂણેખૂણે શોધી વળ્યા હતા. ભક્ત ભગવાનને પામવા કરે તેવી શેતલ એ શોધ નહોતી; પણ મહાન કોલંબસને જેબ આપે તેવી હતી. પણ અફસોસ એ વાતનો હતો કે પોતે કરેલા કર્મના પસ્તાવાથી કે બીજા ગમે તે કારણે એ પ્રભુએ પ્રસન્નરાયને મુખ ન દેખાડયું તે ન જ દેખાડયું. આખરે સંતોમન એ પ્રભુને ઠપકો આપીને એ શોધ એમણે પડતી મૂકી, અને પ્રભુએ કરે અન્યાય મિટાવવા પોતે જ કૃતનિશ્ચય થયા.

પુત્ર જેવાં જ લાડકોડ, પુત્ર જેવી જ સ્વતંત્રતા, પુત્ર જેવા જ નિર્બંધ વાતાવરણમાં પોતાની પુત્રી કમલાને ઉછેરી પ્રસન્નરાય ચુસ્ત રીતે પુત્ર-પુત્રીની સમાનતાના હિમાયતી બન્યા.

કમલા અને તેનો ભાઈ કમલેશ બંને એકરીતે વસ્ત્રો પહેરતાં, રમતાં ને ફરતાં. કમલેશ ક્રિકેટમાં ભાગ લેતો, તો કમલા અવશ્ય એમાં ઊતરતી. કમલેશ ઘોડેસવારી કરતો તો કમલા પાછળ ન રહેતી. સાયકલીંગ, તરવું એમાં તો કમલા ભાઈને મહાત કરતી. પુરુષની પ્રત્યેક કળામાં હરીફાઈ કરવાનું કમલાને શીખવવામાં આવ્યું હતું.

એ ઘોડાની ગાડીમાં પિતાને બે પડખે બેસીને નીકળનાર પુરુષ-વેશધારી કમલા અને કમલેશ એમાં કોણ પુત્ર કે પુત્રી તે પારખવું ઘણી-વાર મુશ્કેલ થઈ પડતું. જમણે પડખે કમલા કે ડાબે પડખે કમલા એ વાત પર કેટલાક હોંશીલા સટોડિયા શરત બકતા, ને ઠીક ઠીક હારજીત કરતા.

શરદ ઋતુની ચંચળ વાદળીઓને સરકતાં જેમ વાર લાગતી નથી, એમ કમળાનું સુખદ બાળપણ એક મનોરમ સ્વપ્નની જેમ સરી ગયું.

ગઈ કાલે જ એ મેટ્રીકમાં પાસ થઈ હતી. ડઝનબંધ મિત્રો, થોકબંધ સ્નેહીઓ અને પારવગરના પડોશીઓના ધન્યવાદના ખુશાલીના વાતાવરણમાં એ સ્નાન કરી રહી હતી. પિતાએ યોજેલ એક સ્નેહસંમેલનમાં ઉલ્લાસથી ઉછળતી, ઉત્સાહથી કૂદતી એ પ્રત્યેક મિત્ર સાથે હાથ મિલાવતી, મિલાવતી એક સ્થળે જરા થંભી ગઈ. એનું મુખ ક્ષણવાર રતાશથી ભરાઈ ગયું

વાત એવી બની કે તોફાની સુરેશે એનો હાથ જરા જોરથી દાબી દીધો હતો. વખત પડયે બે પુરુષો સામે એકલે હાથે કુસ્તી કરી શકે તેવી કમલા કંઈ વેદનાથી થંભી નહોતી ગઈ. એનો હાથ મૂંગી જબાનથી કંઈ મર્મભરી યાદ આપી રહેલો લાગ્યો. દિવસોથી કોશેટાના આગારમાં પડેલું જીવડું દુનિયાને જોવા બહાર નીકળે ને વિચિત્ર ગલીપચી અનુભવે તેવું તેને લાગ્યું.

જિંદગીનો જુગાર રમવામાં જાણીતો જોદ્ધો સુરેશ, બેપરવાઈથી, બાદશાહીથી, બેદર્દીથી સંસારના સમસ્ત વિલાસનો આસ્વાદ લેવાના મતના અધીરા સુરેશના હસ્ત કંઈક નવી વાત કરતા હતા. ઘણી નવીન, અત્યંત ગર્વ લેવા જેવી.

કમલાના દેહમાં વ્યાપી રહેલો અંતર્યામી જાણે કંઈક પ્રેરણા કરતો લાગ્યો. કમલાએ પોતાની રૂપેરી કાયા સામે જોયું. લવંગની લતા સમી દેહ સામે જોયું, આરસપ્રતિમા શાં અંગપ્રત્યંગ સામે નિહાળ્યું. જબાકુસુમના જેવી લાલી ત્યાં છવાયેલી હતી. મખમલી બિછાતને ભૂલી જવાય તેવી સુંવાળપ ત્યાં છુપાયેલી હતી. એણે પોતે પહેરેલી સાડી સામે જોયું; સાડીમાં ભરેલા ભપકાભરેલા બુટ્ટા તરફ નીરખ્યું. એના માંસલ અવયવોમાં પણ એવી બુટ્ટાદાર ભાત

ખીલી નીકળી હતી. સાડીના રંગના ચુસ્ત બ્લાઉઝ સામે જોયું. અંગ–પ્રત્યંગમાં નવવસંત બેસતી લાગી. પાંગરતી કોઈ આશાવેલ પર કોયલ ટહુકાર કરતી સંભળાઈ. સામેના મોટા અરીસામાં મુખ જોયું. કોઈ છાની શરમની લાલાશ ત્યાં હિંગળો ભરી રહી હતો. પણ કમલાએ નારીભાવ જીવનમાં અનુભવ્યો નહોતો.

બીજી જ પળે એ સાવધ થઈ. રમેશ એક અજબ છટાથી સામે હસતો ખડો હતો. એની બંકી ગરદન, બહાર દેખાતી શુભ્ર દંતપંક્તિ, ગૌર સુડોલ બદન, એક વાર ઈજિપ્તની કોઈ સુંદર પ્રતિમાશું કમલાના દિલમાં કોરાઈ ગયું. પણ કમલા હિંદુસંસારની બીજી નિર્બળ સ્ત્રીની જેમ નાજુક હૈયાવાળી નહોતી. બે મિનિટમાં સુરેશને એ ભૂલી ગઈ.

આવા સુખદ પ્રસંગે કમલાની માએ વાતવાતમાં પતિને કહ્યું: ‘કોઈ સારો મુરતિયો હોય તો જોતા રહેજો. જુઓને, કમલા કેવું ગજુ કરી રહી છે!’

‘ગજુ! કેવો ગામડિયો શબ્દ! અરે, છોકરીની ઉંમર વધે એમ એ વધે નહીં તો શું ઘટે? મારી છોકરીની બાબતમાં તારે વચ્ચે ન આવવું.’ પિતાએ પુત્રી તરફ અત્યંત ઉમળકો બતાવતાં કહ્યું. અને કમલા તથા કમલેશ તરફની તેમની લાગણી જોનારા કેટલીક વાર એમ જ કહેતા: ‘આ તો ભગવાનની ભૂલ થઈ છે. કમલા એ પ્રસન્નરાયનો દીકરો ને કમલેશ એમની દીકરી છે.’

‘હું ક્યાં વચ્ચે આવું છું. આ તો તમને યાદ કરી દીધું.’

‘મને બરાબર યાદ છે. પણ આપણી જ્ઞાતિમાં જુએ છે ને, બધા કેવા ગમાર છે! મારી કમલા માટે કોઈ લાયક છે?’

‘હું એ વાતની ક્યાં ના પાડું છું, પણ આ તો અમારી ગામડા ગામની વાત. અમારાં મા કહેતાં, ‘છોકરાંને સવારે બાર વાગે ને સાંજે

સાત વાગે જમાડી દેવાં. માંદાં હોય એની વાત જુદી, પણ સાજાં માટે તો એ નિયમ અટલ. અમે ઘણીવાર વિરોધ કરીએ ત્યારે એ કહેતાં કે જમવાને ટાણે ભાણે બેસીને ન જમનારાં પછી કુપથ્ય કરતાં જોવાય છે. બે વાગે ભૂખ લાગે ત્યારે કંઈ રસોઈ તૈયાર ન હોય. અને ભૂખ્યાને કંઈ ભાન રહે છે ? પછી જે હોય તે આરોગે.'

'અરે, પણ એ વાતને અને કમલાના લગ્નને શો સંબંધ ?' પ્રસન્નરાય તાડુકી ઊઠયા.

'સંબંધ તો ખાસ નહીં. છતાં અમારાં મા લગ્નની બાબતમાં પણ એમ ઉદાહરણ આપીને કહેતાં, કે વખત આવે એટલે વેળાસર પતાવ્યું સારું. મોડું થાય પછી જો મન અકળાય ને સારું ઠેકાણું ન મળ્યું તો પછી જેમ 'ભૂખ ન જુએ ટાઢો ભાત, તેમ પ્રેમ ન જુએ જાત-કજાત. !'

'એ બધી જંગલી યુગની વાતો રહેવા દે, બા !' કમલા તાડુકી ઊઠી, 'આજની સ્ત્રી પોતાના હક જાણે છે, પોતાનું સ્વમાન સમજે છે. એ દાસી કે ગુલામ નથી.'

મા કંઈ ન બોલી. લાડકી દીકરીના દિલને દુભાવતાં એનું મન ખચકાયું, પણ અંદર જતાં ધીરેથી બોલીઃ 'ઈશ્વર કરે ને આ હક ને સ્વમાનનો ઝઘડો તને જોવા ન મળે, બેટી !'

૨

**કમલાની** અભણ મા જેને માટે વાત કરતી હતી, એ ટાણું-ભોજનનું ને લગ્નનું-નીકળી ગયું. કમલેશનાં એક સુંદર કુમારિકા સાથે લગ્ન થઈ ગયાં. આજીવિકાના ઘોર સંગ્રામનો એ સૈનિક બની ગયો. રૂપ, સૌંદર્ય, યોગ્ય, અયોગ્ય બધુંય એને મન ફુરસદે દિલ બહેલાવવાની વસ્તુઓ હતી. એનું મન બજારની વધઘટ, લડાઈના

સંજોગો, ઘરખર્ચ એવા અનેક વિષયોમાં ડૂબી ગયું. વહેલી સવારે ઘેરથી ચાલ્યો જનારો એ મોડી સાંજે પાછો ફરતો. હવે એ ચર્ચા ઓછી કરતો. વિચાર કરતાં આચારમાં વધુ માનતો. બે વર્ષે એને ત્યાં સંતાનનો જન્મ થયો. કમલેશની માતાને પોતાનો અવતાર સફળ થતો દેખાયો. પણ હજી એક ચિંતાની વાદળી એના હૃદયાકાશ પર હતી–અને તે કમલા !

કમલા વસંતની વેલ જેવી ખીલતી જતી હતી. એનો તંદુરસ્ત સશક્ત દેહ એને બે વર્ષ મોટી દેખાડતો. એનાં અંગ–પ્રત્યંગમાં જોબનની પુષ્ટતા આવતી જતી હતી. ઉપાધિ વગરનું નિશ્ચિંત જીવન, સ્વતંત્ર આહારવિહાર એના દેહને પરિપુષ્ટ કરી રહ્યાં હતાં. આ બધું જોઈ જોઈ જુનવાણી માનું મન બળી બળીને ખાખ થતું હતું.

મા ધીરે ધીરે સમજાવીને કોઈ વાર કહેતી : 'બેટા, આ આપણી જ્ઞાતિ છે, ઘણા કુંવારા છે. કોક તો......'

'મારા પિતા કહે છે, કે બધા સાલા ગમાર છે.'

પિતા પણ ચડભડીને કહેતા : 'મારે ગધેડાના ગળે મણિ બાંધવો નથી.'

'એ સાચું, પણ સ્ત્રીને માથે ભાર છે. પુરુષ તો પિત્તળનો લોટો કહેવાય. મેલ લાગે તો ઝાટકી શકાય. સ્ત્રી તો માટીની કુલડી. એનો તો ભાંગે છૂટકો.'

પણ બાપ–દીકરી આ જૂના જમાનાની સ્ત્રીની એકે વાત કાને ન ધરતાં. જેણે રાંધણિયામાં બેસીને સદા રાંધેલું, આંગણામાં બેસીને સદા વાસણ ઊટકેલાં એ અભણ મા નવી વાતોમાં શું સમજે ? અને ત્યાં તો પતંગિયાનાં ટોળાં જેવી રસિકા, રમોલા, પ્રમોદા, પ્રતિભા જુદી જુદી જાતની વેણી ને જુદી જુદી જાતના આકર્ષક વેશમાં સજ્જ થઈને આવી પહોંચતી. આકાશમાં રંગભરી વાદળીઓ ઊમટી

આવે એમ સહુ આવતી ને ઝુંડની ઝુંડ વળી ચાલી જતી. એમના હસ્સા પાસે ઇંદ્રની અપ્સરાઓ પણ ઝાંખી લાગતી.

મા જોઈ રહેતી: 'અરે, આ શોખ, આ સ્વતંત્રતા ને આ ટાપ-ટીપ ! જીવનના માર્ગ બહુ જ લપસણા છે ને શીલવ્રત તો ભારે કઠણ છે.'

દૂર હો, જૂના જમાનાની બેવકૂફ ઓરત ! દૂર કર તારા આ જડસુ વિચારો ! બાપને નાણે તાગડધિન્ના કરનારું આ રંગબેરંગી ઝુંડ આખા નગરમાં ઘૂમતું, પુરુષોને ડારો દેતું, પુરુષોને બનાવતું, મશ્કરીઓ કરતું. એની સામે એક નાનું નવરું ઝુંડ પણ હતું, ને તે થોડા નવરા શ્રીમંત યુવાનોનું. એ રોજ રસભર્યાં સ્થળે અકસ્માત કરતા, ભટકાતા કે વીરત્વ બતાવતા. મહાકવિ કાલિદાસની ને શેકસપિયરની કેટલીક પંક્તિઓના શ્વા કરતા. કયું પંખી હજી જાળમાં આવ્યું નથી, કયું પુષ્પ હજી અનાઘ્રાત છે, એની ઉઘાડે છોગે ચર્ચા કરતા.

પણ આ તો નવયુગનાં–સ્વતંત્રતાના યુગનાં આવતા પૂરનાં એંધાણ હતાં. અત્યારની સ્ત્રીને પુરુષના સ્પર્શથી ગલી થતી નથી–એ લજામણીનો છોડ નથી. એકલી ફરતાં, એકાંતમાં મળતાં એ છળી જતી નથી. એને સતી થવું નથી; સંસ્કારી દેખાવું છે. પત્નીત્વ લઈને માતૃત્વ મેળવવું નથી. માતૃત્વ ને પત્નીત્વે તો ન જાણે સંસારની કેટલીયે સ્ત્રીઓનું સત્યાનાશ વાળ્યું. એની પાસે એની ફિલસૂફી છે. એ વિલાસમાં આળોટે છે, છતાં માને છે કે વિલાસ એને સ્પર્શ્યો નથી. એ નાજુકાઈમાં સબડે છે, છતાં નરી મર્દાઈની વાતો કરે છે. ઋષિ–મુનિઓ જે ન કરી શકયા–માલમિષ્ટાન્ન જમવાં ને શીલ પાળવું–તે એ કરી રહી છે.

નગરની શોભા સમાન આ બંને ઝુંડનો એક દહાડો છબીઘરમાં ભેટો થઈ ગયો. 'પ્રીત કી રીત' નામનું ચિત્રપટ અનેક અઠવાડિયાં વિતાવ્યા છતાં ધૂમ ગિરદી મચાવતું હતુ. યુવાન ને યુવતીઓએ બાર બાર ને પંદર પંદર વાર આ ચિત્ર નિહાળ્યું હતું, છતાં એ

રસઝરણું જાણે તાજું જ રહ્યું હતું. આવાં હૈયામાં રમી જાય તેવાં ચિત્રપટો નગરમાં જવલ્લે જ આવતાં. કમલાનું સખીવૃંદ આજે એકવીસમી વાર આ જોવા આવ્યું હતું: ને એકવીસ વાર પૃથ્વી નક્ષત્રી કરનાર પરશુરામ કરતાં સહુના મુખ પર વધુ વિજયોલ્લાસ હતો.

સીનેમાની બેઠકો ભરચક હતી. કમલાએ પોતાના સખીવૃંદ માટે જગા કરી લીધી: પણ પોતાને માટે જ સ્થાન ન રહ્યું. એ જગાની શોધમાં આસપાસ જોવા લાગી. અચાનક થોડે દૂર બેઠેલા રમેશે કહ્યું:

'આપને હરકત ન હોય તો અહીં એક જગા ખાલી છે.'

'ના ના. તમને તકલીફમાં મૂકવા ઇચ્છતી નથી.'

'કંઈ તકલીફ નથી. ખુશીથી બેસી શકો છો.'

કમલાએ નિર્ભયતાપૂર્વક ત્યાં જગા લીધી. અલબત, રમેશ માટે સ્કૂલ–કૉલેજમાં સારી હવા નહોતી; પણ એ તો ઓરથોડોક્સ (જૂના વિચારના) લોકો હમેશાં નવા જમાનાનાં યુવક–યુવતીઓ તરફ એ રીતે જ જોતાં હતાં.

'કેમ છો રમેશ!' કમલાએ જગા લેતાં લેતાં સભ્યતા દર્શાવતાં કહ્યું.

'રમેશ નહીં–રમેશ કહો.'

'ક્યારથી નામ બદલ્યું?'

'માલતી–માધવ વાંચ્યું ત્યારથી. હવેથી સેવકને એ નામે જ બોલાવજો.'

રમેશમાં બોલવાની–વાક્ચાતુરીની અદ્ભુત છટા હતી. જબાન ને કલમનો આ જમાનો હતો. શબ્દો જાણે રમેશની જીભ પર આવીને મોતી બની જતા.

ચિત્રપટ ચાલુ થયું હતું. અંધારપછેડો આખા છબીઘર પર પથરાઈ રહ્યો હતો. 'પ્રીત કી રીત'ની સુન્દર નાયિકા અનોખી

અદાથી કામ કરી રહી હતી. એની એક એક ચિતવન આબાલ–વૃદ્ધના દિલને ભેદી રહી હતી. એનો એક એક અંગભંગ, એક એક મરોડ, છટાદાર વેશભૂષા પ્રત્યેક યુવતીને આકર્ષી રહ્યાં હતાં.

'શાબાશ, બસ હું પણ એ જ કહું છું, કે સ્ત્રી પુરુષની દાસી નથી,' કમલા બોલી ઊઠી.

'સ્ત્રીને હવે દાસી કોણ કહે? એ તો રાણી છે. હવે તો પુરુષો દાસ થશે.'

'શું કહો છો, રમેશ?'

'ભૂલ્યાં બાનુ! સેવકને રસેશ કહો.'

કમલા આ જુવાનની રમૂજભરી વલણથી ખુશ ખુશ થઈ ગઈ. સ્ત્રીને આકર્ષવા માટે હાસ્ય જેવી બીજી એક પણ શક્તિ નથી.

'સ્ત્રી રાણી ને પુરુષ દાસ? તમારું કહેવું ન સમજાયું.'

'જરા ધીરે!' ધીરે બોલવાની સંજ્ઞા કરતાં રમેશે કમલાના કોમળ હોઠ પર હાથ મૂકયો. એકાદ આંગળી એના વિકસેલ ગાલપ્રદેશ પર દબાઈ ગઈ. પોતાની ચેષ્ટાને સ્વાભાવિક રૂપ આપતો હોય તેમ રમેશે આગળ ચલાવ્યું:

"જરા ધીમે બોલો કમલાકુમારી! તમારો તીવ્ર કોમલ સૂર સારંગીના છેડેલા તારની જેમ રણકાર કરી ઊઠે છે. મારું નમ્ર નિવેદન એટલું જ છે, કે લગ્ન એ જ એક ગુલામીનો કરાર છે. હું તો લગ્નમાં જ માનતો નથી, અને મારા ને તમારાં જેવાં–સંસ્કાર ને સંસ્કૃતિનાં પૂજારી જુવાન ને જુવતી એ લગ્નસંસ્થાનો નાશ કરશું એટલે પુરુષ ન દાસ બનશે, ન સ્ત્રી દાસી રહેશે. પત્નીત્વ, માતૃત્વ, ન જાણે કેટલી સ્ત્રીશક્તિનો આ સંસ્થાએ સંહાર વાળ્યો હશે. કોઈ આંકડાશાસ્ત્રીને તો પૂછો? હવે તો એ સ્ત્રીમેધ રોકવો જ ઘટે."

રમેશે બોલતાં બોલતાં પોતાના વક્તવ્ય પર જાણે ભાર મૂકવા માગતો હોય તેમ હાથ પછાડયો. નીચે કમલાનો હાથ હતો, કોઈ મખમલી ગાદીની કુમાશ રમેશને સ્પર્શી રહી.

'માફ કરજો, મિસ કમલા, અંધારું ઘણું છે. પણ મારું મંતવ્ય આ જ છે. અને મારું મંતવ્ય રજૂ કરતાં હું હમેશ આવેશ-માં આવી જાઉં છું. મારા આ મંતવ્ય ખાતર, મારા આ સિદ્ધાંત ખાતર તો મારે કેટલીય સ્ત્રી–મિત્રોની હેતાળ મિત્રતાને દર્દભરી તિલાંજલિ આપવી પડી છે. ભાવનાને ખાતર બલિદાન આપવામાં તો હું માનું છું. મારી પાસે પૂરતી માહિતી છે, કે એ સ્ત્રી–મિત્રો અત્યારે મારી છડેચોક નિંદા કરે છે. પણ હું મારા સિદ્ધાન્તમાંથી કલ્પાંતે પણ લેશ માત્ર પાછો હઠવા માગતો નથી.'

રમેશનો અવાજ વધુ તીવ્ર બન્યો હતો. પાછળથી કોઈએ ટકોર કરી: 'મિસ્તર, ભાષણ ઘેર જઈને આપજો!'

ને 'પ્રીત કી રીત'ની સુંદર નાયિકાના ખડખડાટ હાસ્યમાં બધું ડૂબી ગયું. રમેશ ને કમલા વચ્ચે પછી ઈન્ટરવલમાં ખાસ વાત ન થઈ. માત્ર અંગપ્રત્યંગના ક્ષણિક સ્પર્શથી જે મૂંગો વાર્તાલાપ ચાલ્યો તે માફ.

કમલા ચિત્રના બદલે રમેશની વાતો પર વિચાર કરી રહી હતી. એને રમેશ અદ્દભુત ફિલસૂફ દેખાયો. લગ્નસંસ્થાનો નાશ–સ્ત્રીત્વને ભરખી જનારી એ જર્જરિત ઇમારત જમીનદોસ્ત–અને એ સાથે કેટલી ઉપાધિનો નાશ થઈ જાય? ન વરની ચિંતા, ન ઘરની ફિકર! ન ગુલામી, ન પત્નીત્વ ને ન કંટાળાભરેલું માતૃત્વ! પિતાને દ્રવ્યની ચિંતા નહીં, માને કર–કરિયાવરની માથાકુટ નહીં, છોકરી સાપનો ભારો નહી! સ્ત્રી સ્વતંત્ર રહે! અરે, સ્વતંત્ર થઈને દેશની આઝાદી લાવી શકે.

રમેશ તરફ કમલાને માન વધવા માંડયું. એને રમેશ અદ્ભુત યુવાન લાગ્યો. એના વિરુદ્ધ જે નિંદા થતી હતી તેનું પણ ચોખ્ખે ચોખ્ખું કારણ એ આપી શકયો હતો. કમલાને એમાં તો સ્ત્રી–મિત્રોના જ દોષ ભાસ્યા.

યુવાની સ્વાભાવિક રીતે જલદી ઓગળનારી હોય છે. હવે કમળાનું હૃદય માણનું બની ગયું. રમેશના સહચારના સહેજ સ્પર્શમાત્રથી પ્રવાહીરૂપ ધરવા લાગ્યું.

ચિત્રના અંતે છૂટા પડતાં કમળાએ પૂછ્યું: 'તમે સ્ત્રી–મિત્રોમાં માનો છો ?'

'અવશ્ય. પણ હવે તો થાકયો.'

'હું બધાથી જુદી છું.'

'અલબત્ત,' રમેશે જુલ્ફાં નચાવતાં જવાબ આપ્યો.

'તો સ્વીકારશો મારી મિત્રતા ?'

'કેમ નહીં ? હું તો એ સિદ્ધાંતમાં માનનારો છું ; પણ મને જે વાંધો છે, તે મેં આપને જણાવા દીધો.'

'તે બાબત નિશ્ચિંત રહેજો !'

'આભાર !'

કમલા પોતાના સખીવૃંદમાં ભળી ગઈ. બધાં લગભગ 'સેક્સ'ને લગતી મશ્કરીઓ કરતાં વીખરાયાં. કમલા એ દહાડે જાણે આકાશમાં વિહાર કરી રહી હતી.

૩

**અરધી** અરધી થઈ જતી માને જ્યારે લાગ્યું, કે કમળા હવે લગ્ન નહીં જ કરે, ત્યારે એનું મન મનાવવા જ્ઞાતિના સારા સારા

મૂરતિયાને ઘેર ચા–પાણી માટે બોલાવવા માંડયા. આ ઘેલી કમળા કદાચ કોઈને પસંદ કરે ? પણ એનું પરિણામ વિપરીત આવ્યું.

કમળાના મગજમાં એક વાત ભરાઈ ગઈ હતી, કે જ્ઞાતિના યુવાનો બધા ગમાર છે. એમાં વળી રમેશની ફિલસૂફી મળી. એ રોજ રોજના આવા વ્યવહારથી કંટાળી ગઈ. એ તે કંઈ પ્રદર્શનની પૂતળી હતી ? જાહેરખબર માટેનું બાવલું હતું ? એક દહાડો એણે માને રોકડું સંભળાવી દીધું : 'મા, જો તું મને વધારે સતાવીશ તો કાં આપઘાત કરીશ, કાં તો ગમે ત્યાં ચાલી જઈશ.'

પિતાએ પણ આ વાત સાંભળી માને ઉધડી લીધી : 'અણઘડ તે દરેક બાબતમાં અણઘડ! અરે, માબાપની ફરજ તો કેળવણી આપવાની, શરીરે તંદુરસ્ત બનાવવાની, પછી તો ઉંમરયોગ્ય છોકરું પોતાનું હિત પોતે સમજી લે!'

'અને માબાપનો કશો હકદાવો નહી ? સલાહ–સૂચનાય નહીં? શું તમારી કેળવણી એમ કહે છે, કે જનનીને આખરે લાત મારવાની? જેણે મરણતોલ પીડા સહી જન્મ આપ્યો, કાચા નીંભાડા જેવી કાયા કેળવીને મજૂરી કરી મોટી કરી અને મોટી થઈ એટલે માનો કશો હક દાવો નહિ! દીકરીને પોતાની સ્વતંત્રતાની સદા ખુમારી ને માને ? માતાને જાણે કોઈ હક–દાવો જ નહીં. આના કરતાં તો શેરીનાં કુરકુરયાં પાળ્યાં–પંપાળ્યાં હોય તો વધુ સમજે!'

'માબાપનો હક–દાવો? મા–બાપે અમારા પર ઉપકાર કરવા અમને જન્મ આપ્યો હશે વારુ? જન્મ આપવા માત્રથી સંતાનનું સત્યાનાશ વાળવાનો માબાપને હક મળી ગયો કાં?' કમલા ખૂબ આવેશમાં હતી. આવેશ વિવેકને વિસરાવે છે.

'ઉપકાર કરવા જન્મ નહોતો આપ્યો, બેટા! માતાના દિલની તને શું ખબર પડે? મોતની પથારીમાં આળોટતી [illegible]સંતાનને જન્મ આપે છે, ત્યારે સંસારની મોટી કુરબાની એ આચરતી હોય

છે. અને છતાં જન્મ આપવા માત્રથી જણ્યાં જીવતાં નથી. જણ્યાંને જીવતાં રાખવા તો દેહને ચંદનની જેમ ઘસી નાખવો પડે છે. એ ઉજાગરા, એ વ્યાધિઓ, એ બળિયા–શીતળાના હુમલા. બાળકને ઉછેરવું ને કાચા નીંભાડા પકવવા સરખા ! પેટના જણ્યાનું કોઈ મા અનિષ્ટ વાંચ્છે ! ' અભણ માતાનો અનુભવ આ બોલતો હતો. થોડીવાર એ અટકીને ફરી બોલી, ' પોતાના સંતાનનું સત્યાનાશ અને તે સગી માના હાથે ! '

' હા, હા, સત્યાનાશ. કાકીની કાન્તાને પેલા સટોડિયા સાથે પરણાવી. માસીની માયાને પેલા બબુચકને ગળે બાંધી. ફઈબાની ફુલીને લાગવગથી બિચારા કોલેજિયનને ગળે વળગાડી: લાકડે માંકડાં વળગાડવામાં તમે શૂરાં. આનું નામ સત્યાનાશ નહીં તો શું ? ' કમલા રડતી રડતી ચાલી ગઈ. એ આખો દિવસ ખાધા–પીધા વગર ઘરમાં પડી રહી. માતાએ પણ ન ખાધું. રાતે માએ સામે પગલે જઈ કમલાને પંપાળી મનાવીને ખવડાવ્યું. કમલા માતા પર ઉપકાર કરતી હોય તેમ જમવા બેઠી, ને બે કોળિયા ખાધા.

પણ ભયાનક વર્ષા પછી જેમ માર્ગ સ્વચ્છ બની જાય છે, એમ આ કલહ પછી કમલાનો માર્ગ નિષ્કંટક બન્યો. એ ઇચ્છામાં આવે ત્યાં અને ઇચ્છામાં આવે ત્યારે ફરવાહરવા જવા લાગી. રમેશ અને તેની ખૂબખૂબ મુલાકાતો યોજાવા લાગી. રમેશના મિત્રમંડળ સાથે પણ એ ગાઢ મિત્રતામાં આવી.

હવે જાણે એને નવરાશ જ નહોતી. આજ મિત્રના ત્યાં જમવાનું નોતરું, તો સાંજે સિનેમા, બપોરે પીકનીક ! પ્રવૃત્તિના વેગીલા ચક્રમાં એ ઘૂમવા લાગી. સમય, ટાઇમ. બસ સમયની સદાકાળ અછત દેખાવા લાગી. કમલાના જીવન પર એક અજબ મસ્તીની લહેર છવાઈ રહી. એને રમેશના શબ્દો યાદ આવતા—

'લગ્ન એ ગુલામીનો કરાર છે.'

મુક્ત સ્ત્રી! નિર્દ્વંદ્વ સ્ત્રી લગ્નબંધનથી નિર્લેપ સ્ત્રી, ધર્મ માટે, દેશ માટે શું શું ન કરી શકે? કેટલીકવાર નગરના ટાઉનહોલમાં ભાષણો યોજાતાં. કેટલાક હોંશીલા પત્રકારો કમલાકુમારીના નામે લેખો લખી છાપામાં પ્રગટ કરતા. ક્યાં ઓરડાની ચાર દીવાલ વચ્ચે પુરાયેલી હિન્દુસ્તાનની અભાગી નારી ને ક્યાં આ આઝાદપરસ્ત, પુરુષની સાથે ખભેખભો મિલાવીને ચાલતી વીસમી સદીની વીર નારી! કમલા નવજુવાનોની તો દેવી હતી.

જૂની ઘરેડમાં પડીને પરણી ચૂકેલા જુવાનો મોટા મોટા નિશ્વાસ સાથે કમલાને ઘણી વાર કહેતા: 'અમારું તે કંઈ જીવન છે? શું અમારું અર્ધાંગ ને શું અમારું દાંપત્ય!' તેઓ બની શકે તો પોતાના ઘરની સ્ત્રીઓને તગડી મૂકવા તૈયાર હતા. શરત એ કે નવા જમાનાનું કોઈ બુલબુલ એમને મળી જાય. આવો વર્ગ સમાજને ભાંડતો હતો, ઉપાલંભ આપતો હતો: સમાજે જ અમારાં જીવન નીરસ કરી મૂક્યાં. અમારું અર્ધાંગ કેવું નકામું? અમે શું પ્રગતિ કરી શકીએ? અરે, દેશસેવા પણ સમાન રસવાળાં દંપતી સાધી શકે! આ સમાજનો તો નાશ કરવો ઘટે.

પુરુષો સામેનો મોરચો ચાલુ જ હતો.

બીજો સમાજ સામેનો મોરચો ચાલુ થયો. મહાત્માજી જૂના જમાનાની સ્ત્રીથી દેશસેવા સાધી શક્યા, પણ આ નવા સિતારાઓને ઘરમાં બેઠેલી સ્ત્રીથી સંતોષ નહોતો, ને એ અસંતોષની આગમાં એમનાથી દેશસેવા, ધર્મસેવા થઈ શકતી નહોતી. એમના નીરસ જીવનમાં સૌંદર્યવતી કમલા જેવી નારીઓ જ પ્રાણ પૂરી શકે તેમ હતી. ને તો તો હિંમતથી તેઓ કહી શકે તેમ હતા કે એવાં રસભર્યાં દંપતીજીવનથી કાલે સ્વરાજ્ય ઘેર આવે એમ હતું.

આ સૌંદર્યોપાસક મજનુઓનો વર્ગ કમલાની આજુબાજુ ભમરાની જેમ ભમતો હતો. દેવની પાસે જેમ ભક્ત સ્વનિંદા કરી પાપ

પખાળે તેમ પોતાની ગૃહનિંદા કરીને વહેલા ઘોડે ચડયાનો તેઓ સદાસર્વદા પશ્ચાત્તાપ કરી રહ્યા હતા.

સ્ત્રીઓ પારકાને આકર્ષવામાં પાવરધી હોય છે! એના સ્ત્રીતત્વને ત્યારેજ જોબન પાંગરે છે, જ્યારે કોક એની પાછળ ઝુરતું હોય. એ કલ્પના એને આકાશમાં ઉડાડે છે. એના સૌંદર્યને નવી કાતિલ ખુમારી આપે છે. કમલા આજકાલ વ્યોમવિહાર કરતી હતી, પણ વ્યોમ વિહારમાં એ એકલી નહોતી. રમેશ સાથે હતો.

પુરુષો તરફ એને ઘૃણા હતી, પણ રમેશ અપવાદ રૂપ હતો. ગમે તેવા પુરુષથી સ્વસ્થ રહેતી કમલા રમેશને જોઈ થનગની ઊઠતી. રમેશની ફિલસૂફી, રમેશનું હાસ્ય, એની વાત કરવાની અદા: કમલા પોતાના અંતઃકરણમાં પવિત્ર છબીની જેમ કોતરી રાખતી.

૪

**ગ્રીષ્મના** એક અકળાવનારા દિવસે કમલા સવારથી સાંજ સુધી ઘેર જ પડી રહી. ગરમી ઘણી હતી. એનાથી વિચાર કે મનન કરી શકાય તેવી સ્થિતિ પણ નહોતી. વધારામાં કામ કરનારી ચાલી ગયેલી હોવાથી મા હાથે મરચાં ખાંડતી હતી. મરચાં આખા ઘરમાં ઊડતાં હતાં. કમલા કંટાળીને સાંજે બહાર નીકળી.

'મા, આજ તો તેં જીવ ખાધો! ઓહો! કેટલી ભયાનક ગરમી! અને તેમાં આ મરચાંનો ગુલાલ! બિચારી ચૂડેલ પણ નાસી જાય.'

મા કંઈ ન બોલી. એ મનમાં ને મનમાં વિચારી રહી કે આ છોકરીઓ અમારા જેવું ઘર શી રીતે ચલાવશે? મજૂરી કરીને મરી જતા પુરુષોના સંસાર વ્યવહારને શી રીતે શોભાવશે? જીવન તો સંગ્રામ છે. ત્યાં વળી ગરમી કેવી કે થાક કેવો! એક સ્ત્રી અને એને માથે કેટલી

ફરજો ? ફરજોના મેદાનમાં આ મેના-પોપટ શું કરશે ? ઈશ્વર એમના પર દયા કરે !'

કમલા નાકનું ટીચકું ચઢાવી ચાલી ગઈ. થોડે ગઈ હશે, ત્યાં રમેશ સામેથી આવતો મળ્યો. એણે દૂરથી જ કહ્યું :

'બરાબર, કમલાકુમારી, તસબીરને યોગ્ય તાસીર તમારા ચહેરા પર છે. અત્યારે તમે 'માનિની'ની અવસ્થામાં છો.'

'માનિની' એટલે શું ?'

'માફ કરજો, મિસ કમલા, હાલમાં જરા કામશાસ્ત્ર જોઉં છું. એમાં સ્ત્રીના અનેક પ્રકારમાં 'માનિની'નો પણ એક પ્રકાર છે.'

'હં, હં. જોજો કવિત્વના કૂવામાં પડી ન જતા.'

'અવશ્ય, આપ જેવા મિત્ર મળે, ને ભલા કલ્પના-કવિત્વનો કૂવો ન છલકાય.'

રમેશની વાક્યચાતુરી પર કમલા આફ્રીન થઈ ગઈ. એના કંટાળેલા મગજને આવી મનોરંજક આસાયેશની સખ્ત જરૂર હતી.

'રમેશ, ચાલશો કે ? આજ બહુ કંટાળી છું. ક્યાંય દૂર દૂર ફરી આવીએ ! દરિયાકિનારો હોય ને મંદમંદ લહેરો આવતી હોય ને હમ ઔર તુમ !' કમલા ફિલમીઆ ભાષા બોલતી હતી.

'કવિ બની ગયાં! કવિત્વ જરૂર ચેપી રોગ લાગે છે.'

'જરૂર. અચ્છા, એક ટેકસી લાવો !'

બંને જણાં ટેકસીમાં નગરથી દૂર નીકળી ગયાં. સુંદર એકાંત હતું. મલયાનિલ વાતો હતો. સામે અનન્ત ક્ષિતિજ સુધી હસતો-કૂદતો સાગર હતો. ગગનમાં પંખી ગુંજતાં હતાં ને રંગબેરંગી પતંગિયાં લીલોતરી પર રમી રહ્યાં હતાં. દૂરદૂરથી બંસીના આછા સ્વરો વાતાવરણને માધુરીથી ભરી રહ્યા હતા.

'દેવાંગનાઓ રમવા આવે એવું આ રમણીય સ્થળ છે.' રમેશે ધીરેથી કહ્યું.

'કાવ્યશાસ્ત્રનો કેફ વધુ ચડયો લાગે છે!'

'ના, ના, આજ મને ઓમર ખય્યામ બનવાનું મન થઈ જાય છે. હાથમાં સાકી હો, બાજુમાં સનમ હો, જુવાની ઝુમતી હો તો હે ખુદા, તારું સ્વર્ગ મારે નથી જોઈતું.' રમેશના ઘાટીલા હોઠમાંથી અમૃત ઝરતું હતું.

કમલા કોઈ અનન્ત તૃષાતુરની જેમ તેની સામે તાકી રહી.

'કમલા, આ સુંદર પ્રકૃતિ, આ મનોરમ કિનારો, આ શીતળ હવા, આ પ્યારાં પંખી, સંદેશા મોકલે છે: ગુલામી નહીં, મુક્તિના આશકો અહીં મજા માણે છે. હજારો દંપતીઓ અહીં આવે છે, ને જાય છે: પણ જાણે ટાઢાંબોળ! ન ઊર્મિનું ગાન, ન જીવનનો થનગનાટ! થાકયા ભાઈ એનાથી? આ તો મુક્તસહચારના માનનારાઓનું પ્રિય ધામ છે. આવો, હવાની જેમ ઝૂલો! વૃક્ષનાં કોમળ કિસલયની જેમ થનગનો! માછલીની જેમ નૃત્ય કરો!' રમેશ સાધનાની પરાકાષ્ઠા પર હતો.

'કમલાકુમારી, નિત્યયૌવનની અધિષ્ઠાત્રી દેવી! પ્રશંસાનું-ખુશામદનું પાપ વહોરીને પણ મને કહેવા દો કે કુદરતે તમને જે કળા આપી છે, એ કોને આપી છે? તમારા આ અર્ધ કુસુમિત અધર, રમોલાના જાડા હબસણ જેવા ને પ્રમોદાના ચીની હોઠો કરતાં કેટલા સુંદર છે! ઘણી કુમારિકાઓ મેં નીરખી, અનેક કોલેજ-ગર્લ સાથે મેં દિવસો ગાળ્યા છે; પણ જે અભિજાત સૌંદર્ય કુદરતે તમને બક્ષ્યું છે, એ બીજા પાસે નથી! નાના એવા ડોલરના ફૂલથી દીપી ઊઠતો આ તમારો અંબોડો જોઉં છું, ને બીજા અંબોડા મને સુગરીના માળા દેખાય છે. વસ્ત્રો અને તમારાં અંગ-પ્રત્યંગ બંને મળીને સૌંદર્યની કેવી અપૂર્વ મિલનભોમ રચે છે! આ તમારા કમળદંડ જેવા બાહુ-'

રમેશ નજીક સર્યો હતો. સંસારમાં એકચક્રી સામ્રાજ્ય જમાવી રહેલ કામદેવ જાગી ઊઠયો હતો. કમળાએ રમેશને પોતાના હસ્તનો સ્પર્શ કરવા દીધો. એનામાં યૌવનનો મદ ફોરી ઊઠયો હતો.

રમેશે કોમળ હસ્તને ધીરેથી દબાવ્યો. કમલાએ કોઈ અકળ સુખાનુભવનો રોમાંચ અનુભવ્યો. પ્રવેશક બરાબર લખાઈ ગયો હતો. રમેશે પુસ્તક રચવાની રજા મેળવી લીધી. એ વધુ નજીક સર્યો. એકાંત હતું, યૌવન હતું, ક્ષુધા હતી, તૃપ્તિની ઝંખના જાગી ઊઠી.

અંધકાર ઊતરતો હતો. દૂરદૂરની ટેકરીઓ પાછળથી બીજનો ચંદ્ર ઊગતો હતો.

'કમલાકુમારી, લગ્નનો હું પૂર્ણ દ્વેષી છું. ખીલતી કુસુમ-કળી સમી નવયૌવના પરણીને પાંચ દહાડે કરમાઈ જાય છે. જીવનનો રસ જાણે ઢોળાઈ જાય છે. મુક્ત સહચાર–નિર્બંધ વ્યોમવિહાર–સ્વર્ગ પૃથ્વી પર ઊતરી આવે. જુવાનીનો જામ છલકાતો હોય ત્યારે તેના પર ઢાંકણ મૂકવાથી ઢોળાઈ જશે. એને પીતાં શીખો! સંસાર-નાં કેટલાં અભાગિયાં એને પાપ લેખે છે, પણ એક વાર ઉભરાતા એ જામનો આસ્વાદ તો લો! કમળાકુમારી આપણા ઋષિ–મુનિ મૂરખા નહોતા કે લખી જાયઃ "અસંભોગો જરા સ્ત્રીણાં." યુવાનીનાં દાન, જોબનની ખેરાત, અને સંસારમાં સ્વર્ગ!'

કમલાકુમારી કોઈ દિવ્ય સ્વપ્ન દેખી રહી હતી. રમેશ કામદેવનો સેવક બન્યો હતો:

'તમારા આત્માની સુંદરતા ને અંગની શોભા સામે તો જુઓ. સંસારની આજની સંસ્કારી,–સુધરેલી સ્ત્રી દેશ સામે જુએ છે ને દેહ સામે જોતી નથી. દેશ સામે જોનાર દેહ સામે ન જુએ એ આપણા સમાજનું પાપ છે. માણસને તૃષા લાગે ને પાણી ન પીએ:–એ આપણા ધર્મનો સારોપદેશ. છતે પાણીએ તરસે મરનારની એ મહત્તા

ગણુવાનો. સંસારનાં પાત્ર ભલે જુદાં હોય—પાણી તો એક જ આકાશનું છે. તૃષા લાગી ત્યારે જ્યાંથી પેય મળ્યું તે પી લેવાનું. કમલાકુમારી, તમારા દેહ સામે જુઓ. એમાં જાગી રહેલી પ્યાસ સામે જુઓ! એ પ્યાસને રોગીષ્ટ પાણીથી—સમાજના બંધિયાર જળથી બુઝાવશો કે કોઈ સુસ્વાદુ રમતિયાળ ઝરણાંના જળથી? આ કંકણનો પ્યાર, આ હીરાના હારનું હેત...” રમેશનો હાથ હીરાના હાર પરથી કમળાના પુષ્ટ યૌવનના મર્મભાગ પર સરતો હતો.

‘ચાલો! કમલાકુમારી—આ સાગરમાં ડૂબકી મારી જલ ને મીનની પ્રીત અદા કરીએ: આ વેલી ને વૃક્ષ સાથે ભળી જઈ ચિર આશ્લેષને પામીએ.’

રમેશે કમલાનો હાથ ખેંચ્યો ને ઊભો થયો. કમલા મુગ્ધ પૂતળીની જેમ ઊભી થઈ, એને અનુસરી. બંને ઝાડનાં ઝુંડની પાછળ અદૃષ્ય થયાં—થોડીએક પળો માટે.

રસરાજ ચંદ્રદેવ આજ અમી વરસાવતો હતો.

સ્ત્રીના દેહમાં સિંહણનો ગર્જારવ હોય છે—જોબનના પહેલા દાન સુધી. અસ્પૃશ્ય જોબનવાળી યુવતી અગ્નિ સમાન તેજસ્વી હોય છે. સ્પર્શ કરનારને સહેજમાં ભસ્મ કરી શકે તેવાં તેજસ્ફુલિંગો એનામાંથી ઝગતાં હોય છે. જોબનના દાન પછી એનો અગ્નિ બુઝાતો જાય છે. એ નમ્ર બને છે, વિવેકી થાય છે, ઓશિયાળી બને છે.

પુરુષની ખાસિયત જુદી હોય છે. એના જોબનની પહેલી ખેરાત સુધી એ નમ્ર, ભલો ને ભોળો હોય છે, જોબનનો પહેલો જામ ચાખતાંની સાથે એનામાં સિંહની મસ્તી પ્રગટે છે, નરમાંસ ખાધા પછી વકરેલા વાઘની જેમ સદા એ તાકમાં ફરતો રહે છે. એ અજેય લાગે છે, સદા જીતતો ખેલાડી દેખાય છે. સ્ત્રી સદા પછી હઠે છે, ત્યારે પુરુષ આગળ ધપે છે. કેટલીક વાર બન્નેની સંમતિપૂર્વક, કેટલીક વાર રમેશની

ઇચ્છાને માન આપી બન્ને સાગરકાંઠે ને બીજે જ્યાં જ્યાં સગવડ મળી ત્યાં જઈ આવ્યાં. રાતોને મીઠી બનાવી, દિવસોને ઉજળા બનાવ્યા.

પણ ઉજળા દિવસની કમલાકુમારી અંધારી રાત બનતી જતી હતી. પાકો ચોર ઉજળી રાત કરતાં અંધારી રાતને વધુ પસંદ કરે છે. રાતની ખૂબી એ હોય છે, કે ઉજળી રાત કરતાં માર્ગ વધુ સ્પષ્ટ ભાસે છે ને વળી સંતાવાની ઈચ્છા થાય તો એને પૂરી સગવડ હોય છે.

બે એક વર્ષ એ રીતે વીતી ગયાં, પણ આ દરમ્યાન માતાની ટકટકથી કમળા કંટાળી ગઈ હતી. એનાં રોજરોજ પ્રફુલ્લ થતાં અંગોપાંગ ઘરડી ઘરેડની માતાને શંકા જન્માવતાં હતાં.

'અરેરે! પોતાના જીવન પર એક ડાઘ નહીં, ને પોતાનું પેટ!'...મા કલ્પનાથી કંપી ઊઠતી; કેટલીક વાર ક્રોધથી ગાંડી થઈ જતી હતી.

માસિક ધર્મ પાળવો કમળાએ બંધ કર્યો હતો, એટલે માની કંઈ શંકા વધતી નહોતી. પણ એક વાર કમલા ચારેક દિવસ બહુ જ બેચેન રહી, ને પોતાના ફેમિલી-ડૉકટરની દવા લેવા ખૂબખૂબ આગ્રહ કર્યો, પણ ધરાર ન ગઈ. આખરે નગરના બીજા ડૉકટર પાસે એ જઈ આવી ને દશેક દિવસ ઘેર આવીને ખાટલામાં પડી રહી. એ દિવસથી શરીર પણ કંઈ નિર્બળ પડવા લાગ્યું. ઉત્તેજક દવાઓ એણે વસાવવા માંડી. એનાથી એ પોતાની ખુમારીને જાળવી રહી.

પણ કમલા હવે ઘરથી થાકી હતી. મા એને ખૂબ કંટાળો આપતી હતી. નાની બેન પણ સી. આઈ. ડી. જેવી બની એના વિરુદ્ધ કંઈને કંઈ બકતી હતી. આ મૂંઝવણ ટાળવા માટે એણે રમેશની મિત્રમંડળીમાં એક દહાડો ચર્ચા ગોઠવી. કમલાકુમારી ભાષણ આપે-ચર્ચા ગોઠવે, ને ભલા કોણ ન આવે? એના એક કૃપાકટાક્ષના પણ કેટલાય આકાંક્ષી હતા.

ચર્ચામંડળે નિર્ણય કર્યો, કે સ્ત્રીએ પોતાની આઝાદી જાળવવા માટે આર્થિક સ્વાતંત્ર્ય હસ્તગત કરવું જોઈએ. એ માટે એ શિક્ષિકા બની શકે છે, નર્સ જીવનની તાલિમ લઈ શકે છે; નટી બની કલા-જીવનમાં પદાર્પણ કરી શકે છે.

નર્સ અને નટીજીવન માટે શહેરના પ્રતિષ્ઠિત પુરુષોમાં સારો અભિપ્રાય નહોતો. કામ પણ કંઈ કનિષ્ઠ લેખાતું. શિક્ષિકા બનવાનો કમલાકુમારીએ નિરધાર કર્યો ને નિરધારની સાથે નોકરી પણ મળી ગઈ.

આર્થિક સ્વાતંત્ર્ય લાધી ગયું. હવે પૂર્ણ આઝાદી હસ્તગત કરવા કમલાએ ઘર તજ્યું. રડતી માને કહ્યું:

'મા, ડાહ્યો દીકરો દેશાવર સારો. મને પુત્ર લેખ, ને હું આઝાદીની યાત્રાએ જાઉં છું, એમ માની લે!

'બેટા, તું જાય છે એનો મને વાંધો નથી; દીકરી આખરે તો પારકા ઘરની લક્ષ્મી છે. વહેલી–મોડી જવાની જ, પણ બેટા, મારી કુખ ઉજાળજે!'

રોજ ચાડી કરતી નાની બેન આજે ખૂબ ખૂબ રડી. પણ આઝાદીના લડવૈયાને તો એવા ભાવનાના લાગણીવેડાથી પર રહેવું ઘટે. કમલાકુમારી હૈયું કઠણ કરીને ચાલી ગઈ.

માનું કલ્પાંત ભારે હતું. કુટુંબકલેશ અજબ હતો. મા કહેતી: 'અરેરે, આપણા જુનવાણી રિવાજો કેટલાક ઘણા સાચા છે: પણ આ નવા રિવાજો...અરેરે, પાયા વગરના મહેલ જેવા છે. દીકરો હોત ને લડાઈમાં જતો હોત તો ગોળ ને કંકુ આપત: પણ દીકરી... સમાજ ઘણો ખરાબ છે.'

બાપને હૈયે વિયોગનું દુઃખ વસ્યું, પણ ભણેલીગણેલી કમળા જો એ રીતે સુખી થાય, અરે' આ સંસારની અનેક દુઃખી દીક-

રીઓની માર્ગદર્શક બને તો સારું: એમ સમજી સાંત્વન ધારણ કર્યું. એને પોતાની જ્ઞાતિ તરફ તિરસ્કાર હતો. અનેક દીકરીઓને રોજ રોજ માર ખાતી, ત્રાસ વેઠતી, ગળે ફાંસો ખાતી, અર્ધપેટે મજૂરી કરતી ને આખરે અકાળે મોતની ભોગ થતી જોતો. જ્ઞાતિમાં દીકરી પરણે એના કરતાં કૂવે પડે એ વધુ ઇષ્ટ લેખતો. દેશની આઝાદીમાં શ્રદ્ધા ધરાવનાર પિતા, સ્ત્રી–આઝાદીમાં પણ એટલી જ શ્રદ્ધા ધરાવતો હતો.

કમલાકુમારી ભલે સ્વતંત્ર રહે, નવ–જીવન જીવે ને એ રીતે સુખી થાય. જ્ઞાતીલાઓ સખ્ત ટીકા કરતા, પણ મોટા મનથી એ ગળી જતો.

કમલા કુમારીનું નવું ઘર ચાલુ થઈ ગયું. આ નિમિત્તે આ સાહસને અભિનંદનાર વર્ગ તરફથી કેટકેટલી ભેટોથી ઘર ભરાઈ ગયું. કોઈ ગૌર ગાલોને મુલાયમ રાખવા પફ–પાવડર મોકલતું, કોઈ કાળી નાગણસમા કેશકલાપને સમારવા કાંસકા–સેટ મોકલતું, તો કોઈ જુવાનીને મેંદી ભરી બનાવવા રંગની ડબ્બી મોકલતું. 'ગોરા ગોરા હાથ ને કાલી કાલી ચૂડિયાં'–જેવી પદપંક્તિઓ સાથે કંકણોના કોઈ વરસાદ વરસાવતું. સાહિત્યમાં તો ન પૂછો વાત!

સ્ત્રી–સન્માનના પૂજારીઓ દીવાના બન્યા હતા; કમલાની તમામ સગવડો પૂરી પાડતા હતા. છતાં એને કંઈક પૈસાની તંગી રહેતી જ. માસિક–ધર્મ ચાલુ રહે તે માટે મોટા પ્રમાણમાં લેવાતું ક્વીનાઇન, દાક્તરનાં બીલ, દવાનાં બીલ, પોશાક તથા ટોયલેટ પાછળ મોટો ખર્ચો થતો. કામ કરનારીઓ મોંઘી હતી ને મુલાકાત લેનારાઓ સોંઘા હતા, એટલે ચા-પાણીમાં ઘણું ખર્ચ થતું.

રમેશ શ્રીમંતનું સંતાન નહોતું. એણે થોડા શ્રીમંત મિત્રોને પોતાની સાથે ચા–પાણી પીવા નોતરવા માંડયા. શ્રીમંત–તનુજો તો

બાપનો પૈસો ઠેકાણે પાડવા છેલ્લામાં છેલ્લી ઢબના જેન્ટલમેન બની, પતંગિયાં પકડવા મોટરનાં પેટ્રોલ બગાડતા જ હતા. તેઓએ કમલાકુમારીને વાતથી, ફક્કડ પોશાકથી, છેલ્લામાં છેલ્લી ઢબની શેવીંગથી, સેન્ટભર્યા રૂમાલોથી આંજી નાખી. રમેશની છબી ઝાંખી પડતી ચાલી. કોકની મોટરમાં કોઈના સંગાથે કમલાકુમારી જતી આવતી દેખાવા લાગી. રમેશ પોતે પણ હવે વધુ ને વધુ ગેરહાજર રહેતો થયો. એ ગ્રેજ્યુએટ થઈ ચૂક્યો હતો, ને મોટા કુટુંબનો ભાર ધીરે ધીરે એના પર આવતો હતો. પિતા લગ્ન માટે ઉતાવળ કરતા હતા. પુત્રને નોકરી મેળવવાની તાલાવેલી લાગી હતી, પણ બન્નેને નિષ્ફળતા સાંપડી હતી.

૫

**દિવસો** વીતતા ચાલ્યા. કેવળ ફિલસૂફી પર માણસ જીવી શકતો નથી. એક દિવસ અચાનક રમેશે લગ્ન માટે હા પાડી દીધી. સસરો શ્રીમંત હતો, મોટી થયેલી પુત્રીથી મૂંઝાયેલો હતો. એણે પોતાની પેઢીમાં ગોઠવવાના, અમેરિકા મોકલવાનાં કંઈ કંઈ વચન આપ્યાં હતાં. રમેશને લાગ્યું કે અત્યાર સુધીના વિચારો નવરાશના હતા. જીવનસિદ્ધિનો માર્ગ હવે શરૂ થતો હતો. પરણશું તો પીઠબળ મળશે. સેવા કરવી હશે તો ભવિષ્યમાં ઘણી થઈ શકશે.

રમેશે સારા મુહૂર્તે, મંગળ ચોઘડિયે પ્રભુતામાં પગલાં પાડી દીધાં.

આ સમાચાર કમળાને મળ્યા ત્યારે એને ઘણો આઘાત થયો. સ્ત્રી જેને પોતાનું જોબન આપે એને પોતાનો કરીને દિલમાં રાખે–એ સ્ત્રીસહજ નિર્બળતા એને થોડી વાર પીડા કરી રહી, પણ હવે રમેશનું સ્થાન સહેલાઈથી પૂરે તેવા ઘણા પુરુષ–મિત્રો એની પાસે હતા.

રમેશ કરતાં વધુ માલ ને દોલતથી તેઓ એનો સત્કાર કરવા તૈયાર હતા.

સહજ રીતે કમલાના દિલમાં ઊગી આવ્યું: 'લગ્ન થયાં હોત તો રમેશ મને તરછોડી ન શકત.'

જાણે કલ્પનામાં રમેશ એને સમજાવતો હોય તેમ કહેતો હતો: 'કમલા, લગ્ન થયાં હોત તો તું ચગદાઈ મરત. સંસારમાં પ્રેમ છે, તેમ ધન પણ છે. તારે માથે શોકય આવત. તું દાસી બનત. આજે તો તું હજી આઝાદ છે. હું પડયો, પણ આપણો મંત્ર તું જાળવજે!'

કમળા સાવધ થઈ. દાક્તરને આવવાનો સમય થયો હતો. એ તૈયાર થવા સ્નાન કરીને આવે તે પહેલાં દર્દી તરફ બહુ દરકાર ધરાવનાર દાક્તર સાહેબ હાજર જ હતા.

કમલાએ અર્ધાં વસ્ત્ર પહેર્યાં હતાં. એના દેહ પરની ભીનાશ જોનારની આંખને સ્તબ્ધ કરી ખેંચી રાખતી હતી. અર્ધ ખુલ્લા પગની પેશીઓમાંથી રૂપ ઝરતું હતું.

'દાક્તર, દશ મિનિટ!'

'માફ કરો કમલા, બહુ જ ઉતાવળ છે.'

'આવી, આવી!'

કમલા બેએક મિનિટમાં જેમતેમ સજ્જ થઈને હાજર થઈ. દાક્તરી તપાસ માટે એ મોટા પલંગ પર સૂઈ ગઈ. કાનમાં ભૂંગળી લગાવીને તપાસતા દાક્તરની આંખો ચકળવકળ થઈ રહી હતી. એક પછી એક અવયવ ધીમેથી તપાસતા હતા. કમલાને દાક્તરના આ અધિકાર સામે વાંધો નહોતો: તેમાં પણ બે વાર તો એમની ખાનગી મદદ પણ લીધેલી.

દાક્તરી તપાસ પૂરી થવામાં વિલંબ થતો જોઈ કમળા દાક્તરની

ચેષ્ટા પર લક્ષ આપવા લાગી. એને લાગ્યું કે દાક્તર અંગોને પંપાળી રહ્યો છે.

'દાક્તર !'

'કમલાકુમારી !' દાક્તરની આંખોમાં આખો ઈતિહાસ વંચાતો હતો. કમળા સમજી ગઈ. વક્ષસ્થળ પર પડેલો હાથ દૂર ખસેડતાં એણે કહ્યું: 'આ તમને ન શોભે !'

'શા માટે ન શોભે? મુક્ત સહચારમાં માનનાર સ્ત્રી પાસે મારો હક્ક છે.'

'શું કહો છો ?'

'એ જ કહું છું. તમે સતી સીતાની પૂંછડી નથી. તમે નોંધી લ્યો, કે તમારા દેહમાં એક નવો જીવ ઊતરી ચૂક્યો છે. દવાઓ નિષ્ફળ નીવડી છે. શસ્ત્રોપચાર જ એક માત્ર ઈલાજ છે !'

'ઉપચાર, શસ્ત્રોપચાર !' કમલાના મન પર પાગલપણની અસર થઈ. એનું પાગલ મન નાચી ઊઠયું. નીચોવાતા શરીર સાથે હવે એને પુરુષ–સ્પર્શથી કંટાળો આવ્યો હતો.

'હા, શસ્ત્રોપચાર !'

'અશક્ય. હું હવે માતા બનવા માગું છું.'

'પણ એનો બાપ કોણ બનશે, બાનુ? ગેરકાયદેસર સંતાનનો વાલી કોણ થશે ?'

'એનો બાપ ? કોણ બાપ બને ? હું અવિવાહિત છું. લગ્નના કરારમાં ન માનનારી છું. સામ્યવાદી શાંતિકુમાર કહેતા હતા કે સોવિયેટ શાસનમાં કોઈ બાળક ગેરકાયદેસર નથી.'

'તો માતા કુંતી બની સૂર્યપુત્રને જન્મ આપો ! ભૂલશો

નહીં, આ હિંદુસ્તાન છે. તમારા નામ સાથે સાત સાત પેઢી યાદ કરનાર દેશ છે,' દાક્તરે મશ્કરી કરતાં કહ્યું.

"મા કુંતી! અરે, પવિત્ર નામને મારી સાથે જોડી અપવિત્ર ન બનાવો.'

'લહેર કરો, કમલા! સૌંદર્ય છે, તો ભ્રમરો છે. જેઓ સહન કરવા માટે તૈયાર :નથી, સંયમ માટે ઇચ્છુક નથી, એને માટે વિવાહિત કે અવિવાહિત બંને જીવન સરખાં છે.'

'દાક્તર, ભ્રૂણહત્યા પાપ છે?' કમલા રડી રહી હતી.

'અલબત્ત, મનુષ્યહત્યા જેટલું.'

'હત્યા મેં કરાવી. તમે કરી. શું તમે પ્રાયશ્ચિત્ત નહીં કરો?'

સૌંદર્યના અર્ધનગ્ન પ્રદર્શનથી ક્ષણિક ભાનભૂલેલ દાક્તર સાવધ થતા જતા હતા. પોતાના ધંધાના કલંકને તેઓ સમજતા હતા.

'હિંદુ છો ને! મેં તો ધર્મ પણ છોડયો. મા-બાપના માથે મેં માછલાં ધોયાં. સંસારમાં જન્મીને શું કર્યું? રૌરવ નરકમાં પણ શાતા આપનાર માતૃત્વને મેં કચડયું. મારો ઉદ્ધાર! દાક્તર દેહની નહીં, દિલના આરામની દવા બતાવો.'

દાક્તર સ્તબ્ધ હતો. આવો દર્દી એને આજે જ મળ્યો હતો.

'દાક્તર, મારા સિદ્ધાન્તનાં સ્વપ્ન આજ ઊડી ગયાં. શોખ ને સેવા, સ્વચ્છંદ ને સ્વતંત્રતા, ક્રાન્તિ ને કોમળતા કદી સાથે નથી આવ્યાં. હિંદુસંસારમાં હવે મારું સ્થાન નથી. હિંદુસંસારની દીકરી બની શકું તેમ નથી, ને હિંદુ નવવધુઓના જુલમને મિટાવી શકું તેમ નથી. મા કહેતી હતી, કે બેટી, તેં પાયા વિનાની ઇમારત ચણવા માંડી છે, એ વાત આજ સમજી! સુધારા કરનારે, સ્વતંત્ર જીવન

જીવનારે, પોતાની જાતની ચોકી કરતાં શીખવું જોઈએ. ચોર અને શાહુકારને પરખતાં આવડવું જોઈએ.'

'શાન્ત થાઓ, કમલા! એક વાર વધુ શસ્ત્રોપચાર ને તમે મુક્ત થશો. પછી તમારો માર્ગ સ્પષ્ટ છે.'

'ના, દાક્તર! ફરીથી ખૂન ન કરાવશો. મારા પર દયા કરો. અવતરેલા આત્માને દેહ આપવાની સગવડ કરી આપો. પછી એને તમે સાચવજો. હું સંસાર પરથી નામશેષ બનીશ.'

'નામશેષ? આત્મહત્યા? કમલા, જેવું પાપ તમે કર્યું તેવું મેં કર્યું છે. એ આત્માનો પિતા હું બનીશ.'

'તમે પિતા?'

કમલા ચિત્તભ્રમ થયું હોય તેમ સામે જોઈ રહી. બંને મૌન રહ્યાં, જાણે નવા સાહસ માટેની શક્તિ એકત્ર કરી રહ્યાં હતાં.

'મારી ભૂલો? માર પાપ!'

'મારી ભૂલો, મારું પાપ! કમલા, એકબીજાને માફ કરતાં શીખીએ. હિંદુસંસારના દાંપત્યનો પહેલો પાઠ એ રીતે પૂરો કરીએ.'

'દાક્તર, હું ભવોભવ તમારી દાસી બનીને રહીશ. મને સાપ–વીંછીની વચ્ચેથી ઉગારી લો!' કમળા દોડીને દાક્તરના પગે વળગી પડી.

'દાસી નહીં, રાણી! કમલા, આટલી શક્તિ, આટલું જ્ઞાન, આટલું સૌંદર્ય, તમે ગમે તે ઘરને અજવાળી શકત. અંધારામાં પ્રકાશ પાથરત. ખારાપાટામાં તમે ગુલાબ વાવત. ઢોર જેવો પતિ પણ તમને પામીને સુધરી જાત. અધોગતિએ જઈ રહેલ સમાજને તરછોડવો નહોતો. એની મધ્યમાં જઈ પડકારવો હતો. જેને

સુધારવો હશે, એનો તિરસ્કાર કરે નહીં ચાલે. તમારામાં શું નથી ? અને અમારું ? ઈશ્વર જ્યારે મેળ મેળવશે ત્યારે પુરુષોના પાપનું છાબડું ન જાણે ક્યાં જઈને ઊભું રહેશે ? સ્ત્રી ગમે તેવી પણ પુરુષ કરતાં વધુ પવિત્ર છે. અપવિત્રતા ને સ્ત્રીત્વનો સંગમ જ જાણે કુદરતે નકાર્યો છે. દંશ દઈને નાસી જનાર વીંછીને કુદરતે નફકરો કર્યો છે. પણ દંશ વેઠનારને તો સદાનો સંતાપ આપ્યો છે.'

'તમે દાક્તર છો કે દેવ? હું તમારા માટે શું કરું?'

'મારા ઘરને અજવાળો! મારા કુળને અજવાળો. જુનવાણી સમાજથી કંટાળેલો હતો. કોઈ સાચા અર્થમાં જીવનસખી મળી જ નહોતી. આજે તમે મળ્યાં, દેવી! લો, મારા હાથે લખેલાં લગ્ન–ખબર વર્તમાનપત્રો પર મોકલી આપો.'

પિશાચી સત્તા હેઠળ પાગલ બનેલું માનવી, તેમાંથી મુક્ત થતાં જેમ શાતા અનુભવે, તેમ કમલા શાન્તિ અનુભવી રહી હતી. એનો લાંબો કેશકલાપ પાની સુધી ઢળતો સુગંધ વહાવી રહ્યો હતો. બારી વાટે આવી રહેલો વાયુ નવસંદેશ સુણાવતો હતો.

આખો દિવસ કમલાના ઘરનાં દ્વાર ભિડાયેલાં હતાં. કેટલીક મોટરો આવી આવીને પાછી ફરી ગઈ હતી.

બીજે દિવસે વર્તમાનપત્રોમાં ખળભળાટ મચાવે તેવા સમાચાર હતા.

આઝાદીના આકાશમાં પરોઢનું એક પંખેરું એ રીતે પોતાની પાંખો ફફડાવી ઊડી ગયું.

## ૧૮. પ્રેમલગ્નની પત્ની

**સંધ્યાનો** ઝાંખો પ્રકાશ જ્યારે શહેરના મિનારાઓને છેલ્લી વાર ભેટી લેતો, ત્યારે આરતી ટાણે–ઘંટાઓના અવાજ વચ્ચે એક અવાજ સંભળાતો:

'કિશોર!'

ઘંટાઓના કાન ફાડતા કર્કશ અવાજ વચ્ચે પણ, પૂજારીના ખોખરા ગાન વચ્ચે પણ, એ ટહુકો મીઠો લાગતો. બરાબર સામે આવેલા મકાનના બીજા માળની એક બારી ઊઘડતી અને ચોવીસેક વર્ષનો, સુંદર ચહેરાવાળો એક યુવક દેખાતો. બંને મકાન વચ્ચેનું અંતર ઓછું હતું, છતાં ધીમે સાદે વાતચીત કરવા માટે જોઈએ તેટલું નહોતું; ઊંચે સાદે બોલ્યા વગર એકબીજા વાતચીત કરી શકે તેટલું તો નહોતું જ. અને ભલા, જુવાન છોકરો–છોકરી ઊંચે સાદે વાતો કરે એ કેટલું શોભે!

બંને એકબીજાનાં મોં સામે એકીટશે જોઈ રહેતાં, સડક પર સળગેલી બત્તીનો પ્રકાશ આ મૂંગી મુલાકાત પર પ્રકાશ ન પાડે ત્યાંસુધી. ને પછી એક મુક્ત હાસ્યની લહરી સાથે બંને બારીઓ બંધ થતી.

આવી ક્રિયા તો રોજ થતી. આપણે એ નક્કી ન કહી શકીએ કે રોજ પહેલાં ત્યાં કોણ હાજર થતું; પણ એ વાત નક્કી છે કે વધુ વાર તો સુરભિ હાજર થતી. હિંદુશાસ્ત્રોની દૃષ્ટિએ જો કે આ વાત ઉચત નહોતી, એણે તો સાફ સાફ લખી દીધું છે, કે સ્ત્રી

અને પુરુષ, અગ્નિ અને ઘી બંનેને પાસે પાસે ન રાખવાં. ન જાણે ક્યારે ઉષ્મા પહોંચે ને એ પીગળી જાય !

આ વાત કિશોર અને સુરભિનાં માબાપ જાણતાં હતાં કે ? રોજ તારામૈત્રી દ્વારા ઘરમાં પ્રવેશ કરતા આ પ્રેમદેવતા વિષે તેઓને કંઈ ખબર હતી કે નહિ ?

સુરભિના બાપ મધ્યમ સ્થિતિના હતા; પણ સુરભિની મા કમલા સુખી ઘરની દીકરી હતી. આજે તો એ દિવસો ભુલાઈ ગયા, પણ જ્યારે સુરભિની મા નવી નવી સાસરે આવી, ત્યારે અહીંની સુખસગવડો બહુ સામાન્ય નિહાળી એને ઘણી વાર ઓછું આવતું. સુખી ઘરની દીકરી એટલે નવરાસ ઘણી. આ નવરાસની વેળાએ કમલાએ ઘણાં કાવ્યો વાંચ્યાં હતાં, ને દંપતીજીવનના મનોરમ આકાશમાં કલ્પનાવિહાર પણ કર્યો હતો.

સુરભિના બાપને આવાં કાવ્યો ને પ્રેમલી–પ્રેમલાના સ્વાંગ ભજવવાનો કદાચ શોખ હશે, પણ ગુજરાનની મુશ્કેલીએ એને બધું ભુલાવી દીધું. આ કારણે અને પછી તો વિધવા બેન સાસરે ન પોષાણી એટલે ઘેર આવી રહી. નાની બેનનાં બે ભાણેજિયાં ભણવા કમલાને ઘેર આવ્યા. કમલાના બાપની ફઈબાએ પણ ઘરડાપો કાઢવા બીજે જવાનું પસંદ ન કરતાં અહીં જ ધામા નાખ્યા; એટલે ટૂંકી કમાણી, આટલા માણસોનું પોષણ ને ગુજરાનની સગવડમાં મને–કમને સુરભિની માએ ચિત્ત પરોવ્યું ને આજે તો એ બધા ઉછાળા શાન્ત થઈ ગયા હતા હવે દીકરા–દીકરીનાં લગ્ન સિવાય એના મનમાં બીજા કોઈ ઓરતા (મનોરથ) નહોતા રહ્યા.

એ ઓરતામાંનો એક મુખ્ય વિષય તે લગ્ન. સુશીલ દીકરી ઉંમર લાયક થાય, ગજુ કરવા માંડે એટલે માના મોંમાં તો લગ્નની જ વાત હોય ને ! અને આ વાતના શ્રીગણેશ પણ થઈ ચૂક્યા હતા. અડવાડિયામાં એકાદ બે જણ તો 'કન્યારત્ન' જોવા અવશ્ય આવતા.

ધીરે ધીરે વાત પાકી થવા માંડી. મુંબઈના શેર બજારમાં પેઢી ધરાવતા એક નરપુંગવના પુત્ર સાથે વાત લગભગ નક્કી થઈ.

કોઈ એ વાતની શંકા ન કરે કે આ ઠેકાણું ખોટું હતું. ધીકતો ધંધો ચાલતો હતો. મુંબઇમાં બે મકાન હતાં. મૂરતિયો પણ સારો, નમણો ને ભણેલોગણેલો હતો. ઘર પણ ખાનદાન! અને પૈસો કોઈને ન લેવાનો કે ન દેવાનો! આવું ઠેકાણું તો સુરભિના બાપ જેવા મધ્યમ સ્થિતિના માણસને પૂર્વપુણ્યના કારણે જ મળે! સામાં માણસો એવાં ખાનદાન હતાં કે સુરભિની મા કહેતી કે મારે તો દીકરી આપીને દીકરો લેવા જેવું છે!

એક તરફ વાત પાકી થતી જતી હતી, સગપણનો દિવસ પાસે આવતો જતો હતો; બીજી તરફ સુરભિની ચિંતામાં વધારો થયા કરતો હતો. કાલ સવારે જ કિશોર શાળામાંથી આવતો સામો મળ્યો ત્યારે એણે ધીરેથી પૂછ્યું:

'તો સુરભિ, શું તું બીજે ઘેર જવાની? બસ, આપણો સંબંધ સ્વપ્નની જેમ પૂરો થવાનો?'

'કિશોર! એવું ના બોલીશ. જેની સાથે બાળપણની પ્રીત બંધાણી એને કેમ કરી છોડી શકોશ? તું કંઈ રસ્તો ન બતાવે?'

'બીજો શો રસ્તો બતાવું? સુરભિ, આપણે ત્યાં કંઈ પ્રેમલગ્ન થઈ શકે ખરાં?'

'પ્રેમલગ્ન!' સુરભિ આટલા શબ્દો પૂરા બોલી ન રહી તેટલામાં એક ઓળખાણવાળો પુરુષ વચ્ચે આવી પહોંચ્યો. વાત એટલેથી અધૂરી રહી. આખી રાત પથારીમાં પડ્યા પડ્યા સુરભિએ વિચાર કર્યા કર્યા. કેટલીય વાર મૂંઝાણી, છાનું છાનું રોઈને હૃદય ખાલી કરી લીધું; પણ જે દિવસો વીતતા હતા, તે હવે છેવટના હતા.

કંઈપણ નિર્ણય કરવો જ જોઈએ. આખરે મન મક્કમ કરી સુરભિએ માની પાસે વાત કરવાનો નિર્ણય કર્યો.

૨

**તહેવારના** દિવસનો બપોર હતો. સહુ મેળામાં અને દેવ-દેવીનાં દર્શન કરવા ગયાં હતાં. માની છાતીમાં બે દિવસથી દુઃખાવો ઊપડયો હતો, એટલે સુરભિ ઘેર રહી હતી. જુવાન દીકરી બહાર બહુ ઓછી નીકળે, એ સહુને પસંદ હતું; એટલે કોઇએ ખાસ આગ્રહ પણ નહોતો કર્યો.

સુરભિ ખાટલા પર બેસીને શેક કરતી હતી. શેક કરતાં કરતાં એણે ધીરેથી વાત છેડીઃ ' મા ! સાહેબ લોકોમાં તો જેની સાથે પ્રેમ થાય એની સાથે પરણે. એ પ્રેમલગ્ન, કહેવાય ખરું ને !'

' હા, બેટા ! એમાં તો સહુ પોતપોતાને પસંદ પડે તેની સાથે રહે, ખાય–પીએ ને પરણે.'

' એવાં પ્રેમલગ્ન આપણે ત્યાં લોકો કેમ કરતા નહિ હોય ?' એણે આડકતરી રીતે પ્રશ્ન રજૂ કર્યો,

' છી ! છી ! છી ! બેટી, આપણે ત્યાં વળી પ્રેમલગ્ન કેવાં ? એ તો ગોરા લોકોમાં જ ચાલે !' મા ભોળે ભાવે બોલી રહી હતી.

' પણ એવાં લગ્ન કરવામાં નુકશાન શું ?' જાણે જાણવા માટે સહજ પ્રશ્ન કરતી હોય તેમ સુરભિ બોલી.

માએ કાવ્યો વાંચ્યાં હતાં, કલ્પનાના આકાશમાં વિહાર પણ કર્યો હતો. પુત્રીના આવા પ્રશ્ને એક વાર દફનાઈ ગયેલા ભૂતકાળને સજીવન કરી દીધો. ઉંમરે પહોંચેલી પુત્રીની મા, કેટલીક વાર પુત્રીની સખી બની જાય છે.

'બેટી ! પ્રેમ અને આપણા સંસારને શું લેવુંદેવું? પ્રેમ કરીને કોઈની સાથે પરણીએ તો આપણે ત્યાં જીવવું ભારે પડે. સાહેબ લોકમાં તો પંખીનું જીવન. મોટાં થયાં એટલે માબાપથી જુદાં. એમના સંસારમાં હુતો ને હુતી જ હોય. એ જેમ કરે તેમ પાલવે. આપણો સંસાર વર–વહુમાં નથી પૂરો થતો. એની મર્યાદા વિશાળ છે. બિચારો પુરુષ ચંદનના લાકડાની જેમ એ ફરજ અદા કરતાં ઘસાઈ જાય. સ્ત્રીની વાત પૂછો જ મા. સ્ત્રીને માથે શી શી કઠિન ફરજો છે, એ જાણે છે? એ પરણી એટલે પારકાની થઈ. એને એક બહોળા કુટુંબમાં જવાનું. ત્યાં સાસુ–સસરાના તાબામાં રહેવાનું. ન હોંશ, ન કોડ, ન લાડ. એણે તો આખા ઘરનું વૈતરું કરવાનું. એમાંય લાજ–મલાજો. દિવસે પતિને ન દેખી શકાય, હાથે પીરસી ન શકાય, બીજાના દેખતાં આડે ન ઉતરાય. એ માંદો મરણપથારીએ હોય તોય વહુથી લાજ ન છોડાય. આમાં તે પ્રેમ-લગ્ન ક્યાંથી ચાલી શકે? બેટા ! અમે જાણીએ છીએ કે પ્રેમલગ્ન કરેલાં દીકરો–દીકરી માબાપના કે સાસુસસરાના આવા અંતરાય કદી ન સાંખે, અને એટલે જ પરણીને પારકે ઘેર ગયા પહેલાં કેટલાં વર–વહુએ એક બીજાને જોયાં કે ઓળખ્યાં હોય છે?'

'એટલે પહેલાં લગ્ન ને પછી પ્રેમ. પહેલાં પ્રેમ ને પછી લગ્ન એમ નહિ. ખરું ને મા?'

'સુરભિ, એ પણ બરાબર નથી. આપણે ત્યાં પ્રથમ લગ્ન ને પછી ફરજ. તે પછી પ્રેમ જન્મે તો ભલે. હિંદુ સ્ત્રીઓએ તો ફરજનું પહેલું ભાન રાખવું જોઈએ. ટાઢું–ઊનું ખાતાં એણે સાવિત્રી થવું જોઈએ. સાસુ, નણંદ ને બીજા વડીલોની ગાળો સહેતાં દમયંતી થવું જોઈએ. દિવસે ઘરવાળાંની ને રાતે પતિની ભક્તિમાં સતી સીતાનું દૃષ્ટાંત નજર સમક્ષ રાખવું જોઈએ. દીકરી ! આપણો સંસાર તો વિચિત્ર છે. સાત વર્ષે સંતાન ન થાય તો ધણી

બીજી લાવે. પહેલીને તો ઘરમાં રહેવાનું, કામકાજ કરવાનું ને જીવનભર ચિંતા પર બળવાનું. એ વખતે ફરજ–આર્ય પત્નીના ધર્મનો તેને ખ્યાલ ન હોય તો શું થાય?'

'એટલે મા! કોઈ પણ ભોગે આપણે ત્યાં પ્રેમલગ્ન ન જ થઈ શકે?'

સુરભિની માએ આ વખતે સુરભિના મુખ સામે જોયું. આ અવાજમાં એને કંઈક અર્થ હોય તેમ ભાસ્યું. પણ થોડી વારે એણે ધીરેથી કહ્યું:

'ના બેટી! એક વાર કહી દીધું કે, કુટુંબની લાજ–મરજાદ પ્રમાણે, સહુની સાથે રહેવું હોય તો, એવાં લગ્ન ન જ થાય. વળી નાત–જાત ને ઘોળનો સવાલ તો બેઠો જ છે ને!'

અચાનક સુરભિ ઊઠીને બહાર ચાલી ગઈ. એણે રવેશમાં આવીને થાંભલા સાથે માથું ટેકવી ધીરેથી કહ્યું:

'પણ મારે પ્રેમલગ્ન કરવું છે તેનું શું?' આ શબ્દો કોઈએ નહોતા સાંભળ્યા. સામે સૂરજનારાયણ પશ્ચિમમાં ઢળતા હતા; ને મેળામાં ગયેલાં કુટુંબીજનો પાછાં ફરતાં હતાં.

'પ્રેમલગ્ન!' આટલું કહી કમલાની માએ હસતાં પડખું ફેરવ્યું. એને પણ કંઈ યાદ આવતું હોય તેમ જણાતું હતું,

૩

**યૌવન** જેમ સદા સ્થાયી રહી શકતું નથી; તેવી રીતે યૌવનને જ નિમિત્ત કરીને સ્વીકારાયેલો સ્નેહ પણ ઘણી વાર ઢીલો પડી જાય છે. ઉતાવળ એ યૌવનની અંધારી દિશા છે; અને એ કારણે કેટલીક વાર બાહ્ય રૂપ ને રંગથી એ માની લેવા પ્રેરાય છે, કે બસ, આના

વિના હું ચલાવી નહિ શકું; આ મળશે તો જીવનમાં મારે બીજી જરૂર નહિ રહે.

કિશોર યુવાન હતો, સંસ્કારી હતો. સુરભિ રૂપવતી હતી, ગુણ-તી તો હતી જ. પણ બંને વચ્ચે ફેર એટલો હતો કે સુરભિને ઘરબાર ને માતાપિતા છોડવાનાં હતાં ને કિશોરને ઘરબાર, માતપિતા ઉપરાંત પૈસો પણ છોડવાનો હતો. છતાં કિશોરે એ બધું છોડવાનો નિર્ણય કર્યો.

શિયાળાની હિમ વરસાવતી એક મેલી સાંજે બંનેએ સિનેમામાં જવાને બહાને ઘર છોડયું. એક ભાડૂતી મોટરે બેપાંચ કલાકમાં બંનેને ઠીક ઠીક દૂર લઈ જઈ મૂકી દીધાં. બીજા દિવસનાં વર્તમાનપત્રોએ કિશોર અને સુરભિનાં લગ્નની ખબર જગજાહેર કરી મૂકી. અને એ ખબર રાત સુધી કિશોર અને સુરભિની રાહ જોઈ બેઠેલાં મા-બાપને મળી તેમની ત્યારે લાલઘૂમ આંખોમાંથી શ્રાવણ-ભાદરવો વહી નીકળ્યો.

સુરભિનાં માબાપે કિશોરને ગાળો દીધી ને છોકરીને મૂર્ખી ઠેરવી. તેમણે કિશોરને હેરાન કરવા અપહરણનો કેસ માંડવાનો વિચાર કર્યો, પણ વકીલે સૂચના આપી કે સુરભિ અઢાર વર્ષની થઈ ચૂકી હતી.

કિશોરના મા-બાપે જાહેર કર્યું કે જો તે અઠવાડિયામાં હાજર થઈ પોતાનાં કૃત્યની માફી નહિ માગે તો મિલકતમાંથી હક્ક ગુમાવશે.

એક અઠવાડિયું તો આંખના પલકારની જેમ વીતી ગયું. કિશોર અને સુરભિ તો સ્વર્ગને ભૂમિ પર ઉતારી રહ્યાં હતાં. પણ આઠ દિવસે એ પ્રશ્ન ઊભો થયો કે પુના જેવા શહેરમાં ક્યાંક મકાન લઈ સ્થિર થવું ને કિશોરે નોકરી શોધવી. મકાન શોધતાં વાર ન લાગી પણ નોકરીએ તો ઠીક ઠીક વાર લગાડી. શ્રીમંતનો પુત્ર,

કૉલેજનો અભ્યાસ અને દુનિયાનો બિનઅનુભવ એટલે નોકરી મળે તો પણ કરવી મુશ્કેલ હતી.

આખરે નોકરી મળી. ક્લાર્ક તરીકે બરાબર આઠ કલાક કામ કરવાનું હતું. કિશોરે કેડ બાંધીને કામ શરૂ કર્યું. સુરભિ પણ એને બની શકે તેટલી આસાયેશ આપવા કોશિશ કરવા લાગી.

બે એક માસ એમ ને એમ વીતી ગયા. પણ કિશોર દિન પર દિન દુર્બલ થતો જતો હતો. ભર જુવાનીમાં એને બુઢાપો આવતો દેખાયો. કામ કરતાં શ્વાસ ચડી જાય, ચાલતાં ચક્કર આવે; અને એ છતાં ગુજરાન માટે આઠ ને નવ કલાક તનતોડ મહેનત કરવી પડે. આખરે એક દહાડો ન્યુમોનિયાનો પંજો તેના પર પડયો ને એ પથારીવશ થયો. સુરભિએ દિવસ રાત ભૂલી સેવા શરૂ કરી, પણ તાવ જવા માટે ના પાડતો જણાયો. કિશોરને આ વેળા વહાલસોયી માતા, પ્રેમાળ પિતા યાદ આવવા લાગ્યાં. એને એમ લાગવા માંડયું કે નાની વાત માટે મેં મોટો ભોગ આપી દીધો. આ પછી તો બકવાદ શરૂ થયો. બકવાદમાં પણ માતા ને પિતાનું નામ.

સુરભિએ વૈદ્ય-દાક્તરોની ફીમાં અંગેઅંગનું ઘરેણું વેચી દીધું. હવે તો પૈસા કયાંથી લાવવા? ને પૈસા ન હોય તો દવાનું શું? કિશોર કેવળ મારે કારણે કમોતે મરે? સુરભિ એવી કલ્પના પણ કેમ કરી શકે?

પોતાના લગ્નને જ્યાં સુધી સગાંવહાલાં ન અપનાવે ત્યાં સુધી મદદે પણ કોણ આવે? પોતાના પિતા તો એનું મોં જોવાય તૈયાર નહોતા. પ્રાણ આપી દીધેય પ્રીતમ બચી શકે તેમ નહોતું રહ્યું. સહરાના ઘોર રણમાં ભૂલા પડેલા એકલવાયા મુસાફરની જેમ સુરભિ અંધારામાં ફાંફાં મારવા લાગી.

કિશોર ધીરે ધીરે બેભાન બનતો જતો હતો. સભાન અવસ્થામાં

સુરભિનો હાથ પકડી આંખમાંથી આંસુની ધારા વહાવ્યા કરતો. વાચા બંધ થઈ હતી. એ આંસુ શાનાં હતાં, સુરભિ સમજી શકતી નહીં. એ સમજવા માટે એણે આખી રાત આંટા માર્યા.

સવારે એના શ્રમિત મુખ પર નિશ્ચયનું તેજ હતું. એ દિવસની ટપાલમાં સુરભિએ કિશોરનાં માબાપ પર કોઈના નામથી તાર કર્યો. પુત્ર મૃત્યુને બિછાને છે, તમને ઝંખે છે, જલદી આવો, એમ જણાવ્યું.

કિશોરનાં માબાપ પહેલી ગાડીએ આવ્યાં. તેઓએ જ્યારે પ્રવેશ કર્યો ત્યારે ઘરમાં કોઈ નહોતું. તાજી સાફ કરેલી પથારી પર કિશોર એકલો બેભાન પડયો હતો. એના વાળ તાજા હોળેલા હતા. મોસંબીનો રસ પણ તાજો જ નીકળ્યો હોય તેમ જણાતું હતું. ને અડધા કલાક પહેલાં દવાનો ડોઝ પણ અપાઈ ગયો હતો.

કિશોરની મા કિશોરના ખાટલા નજીક પટકાઈ પડી. પોતાના રુગ્ણ બાળકનું મોં એ ન જોઈ શકી. એણે પોક પોક રડી દીધું. પિતાજીએ તરત દાક્તરને બોલાવ્યો. એએક કલાક વીતી ગયા છતાં સુરભિ ન દેખાણી. પણ ઘર એટલું વ્યવસ્થિત હતું કે કોઈ પણ ચીજ શોધતાં વાર ન લાગતી.

સાંજ પડી. સુરભિ ન આવી તે ન આવી.

અચાનક એક કાગળ દવાની શીશી નીચે દબાયેલો મળ્યો. તેમાં ‘કિશોર તમારે હવાલે. હું જાઉં છું. હવે નહીં મળું! સદાને માટે પ્રણામ!’ એટલું લખ્યું હતું.

‘રાંડ, મારા છોકરાને ભરખીને ક્યાંય કોઈસાથે નાસી ગઈ!’ માએ રોતાં રોતાં કહ્યું. ને બે એક દિવસે કિશોરને લઈ ઘરબાર બંધ કરી સહુ ઘેર પાછાં ફર્યાં.

( ૪ )

**કિશોર** ઘેર આવ્યા પછી બે દિવસે ભાનમાં આવ્યો, છતાં એની સ્મરણશક્તિ હજી એટલી સચેત નહોતી. બીજી તરફથી માબાપે સુરભિ માટે દિલની આગ ઠાલવવી શરૂ કરી હતી. કિશોરના ક્ષીણ મગજ પર એ વિચારો ધીરેધીરે બેસતા જતા હતા, કે સુરભિએ મને ખરે વખતે દગો દીધો. સ્ત્રીની જાત જ એવી ! દુઃખમાં કોઈની નહિ !

બેએક અઠવાડિયા પછી કિશોરના લગ્ન માટે વાતો ચાલવા માંડી. જુવાન નરને કન્યાના શા તોટા ? બે એક મહિને તો તેનાં લગ્ન પણ થયાં. લગ્નને દિવસે અભિનંદનની ટપાલનો થોકડો આવી પડયો. એમાં એક કાગળ પર સુરભિ જેવા અક્ષરો હતા. કિશોરે એ કાગળ અજબ ઉત્સુક્તાથી હાથમાં લઈ ફોડયો.

પત્ર સુરભિનો જ હતો.

**પ્રિય કિશોર !**

"લગ્નને શુભ અવસરે તારી સુરભિના ખૂબ ખૂબ અભિનંદન. તમારી જોડ પ્રભુ સુખી ને આબાદ રાખે. કિશોર ! તને ખબર છે કે શંકરજીથી પાર્વતીજી ઘણી વાર અદૃશ્ય થઈ જતાં; પણ ક્યાં ચાલ્યાં જતાં, ખબર છે? શિવજીની જટામાં જ ભમરી થઈને ભરાઈ રહેતાં.

"તને લાગ્યું હશે કે મેં દગો કર્યો. પિતાજી અને માતાજીએ પણ તેમ જ કહ્યું હશે. તેઓ તેમ કહે તેમાં તેમનો વાંક નથી જોતી. તેઓએ તો જેવું જોયું તેવું કહ્યું. પણ કિશોર, સુરભિ કદી દગો કરી શકે ? સ્ત્રી એટલી જલદી નિષ્ઠુર થઈ શકે ? હવે જાણવું હોય તો જાણી લે, કે પિતાજી ઘરના દરવાજે ચડયા ત્યાં સુધી હું તારી

પાસે હતી. તારા વાળ મેં જ હોળ્યા હતા. છેલ્લી વારની દવા મેં જ પાઈ હતી, મોસંબીનો રસ પણ તાજો જ તૈયાર રાખ્યો હતો. પિતાજીને પૂછી જોજે.

"પણ આ વાંચી તું પ્રશ્ન કરશે કે તો મેં તને શા માટે છોડયો ? કિશોર, એની જરૂર ઊભી થઈ હતી. હું હોઉં ત્યાં સુધી તારી સારવાર કોઈ કરી શકે તેમ નહોતું. મારી પાસે મારા પ્રાણ સિવાય સારવાર માટે કાંઈ પણ ધન નહોતું. અને એ પ્રાણધન આપી દીધે પણ તું બચી શકે તેમ હોત તો તેમ કર્યું હોત. પિતાજી કદાચ બે દહાડા આપણે ઘેર રહેત, પાંચ-પચીસ રૂપિયા આપત, પણ હું હયાત હોઉં ત્યાં સુધી તેઓ તને પોતાને ઘેર ન લઈ જઈ શકત. એ માટે વચ્ચેથી ખસી ગઈ છું. કિશોર, તારા સુખમાં મેં મારું સર્વસ્વ માન્યું છે. એટલે જ મારા સુખ માટે જ મેં આમ થવા દીધું છે. પ્રેમલગ્નનો પંથ કેટલો વિષમ હોય છે, એ આજે બરાબર સમજી છું. આપણી દેહવાસના આ સુખ પાસે તુચ્છ છે. મારો કિશોર એક કલાર્ક બને, એક મજૂરીઓ બને, એનું પેટ પણ પૂરું ન ભરાય; એ મારો પ્રેમ ન જોઈ શકયો ને તારા માર્ગમાંથી હું ખસી ગઈ.

"કિશોર ! જીવનભર તારી જ છું. તારી છબી મારી પાસે છે. હવે તું સજીવ છબી પડાવીશ ત્યારે વળી મંગાવી લઈશ. સેવા જોઈ એ ત્યારે આપમેળે હાજર થઈશ. મારી શોધ માટે ન મથીશ. તારા સંસારસુખમાં ઉલ્કાપાત કરાવનાર હું તારી પાસે જ છું, પણ તને મળીશ નહીં-શિવજીની જટામાં બેસી ગયેલ ભમરીની જેમ જ ! આજનાં પ્રેમલગ્ન કરનારાં નિભાવી નથી શકતાં. મુશ્કેલી આવતાં જુદાં થઈ જાય છે. આપણે તેવાં નથી.

"કિશોર ! પુરાણકાળમાં પાર્વતીએ પ્રેમલગ્ન કર્યાં હતાં. આજે મેં તેનું અનુસરણ કર્યું છે. પ્રેમનો પંથ પાવકની જવાળા જેવો છે. એ પાવકની જવાળા વચ્ચે મેં પ્રયાણ આદર્યું છે.

" કિશોર ! હવે કદાચ જ આપણે મળશું; દુઃખના દહાડા સિવાય. પણ આપણું પ્રેમલગ્ન આ જીવન વિતાવી દેવા માટે શું ઓછાં સંસ્મરણો ધરાવે છે? સુખી રહેજે ! તારી સુરભિને ભૂલી જજે ! સુખ, સંપત્તિ ને શાંતિ અનુભવજે ! "

**તારી સુરભિ**

પત્ર વાંચ્યા પછી કિશોર ખુરસી પર સ્વસ્થ ન બેસી શક્યો. નવવધૂએ એ રાત એકલી જ ગુજારી.

*

શહેરના રાજમાર્ગો પર કિશોર ઘણી વાર જોવાય છે. અને રસ્તામાં જતી આવતી સ્ત્રીઓ તરફ એકટાશે નિર્લજ્જ રીતે જોઈ રહે છે. પણ હજી સુરભિ તેને નથી મળી.

## ૧૯. ઉષાની લગ્ન-ફિલસૂફી

**અરુણના** દ્વાર પર ઉષા આવીને ઊભી રહી, ત્યારે આકાશના ચંદરવામાં નવલખ હીરાઓની ભાત પડી ચૂકી હતી. સ્ત્રીનું મોહિની-રૂપ પુરુષની જુવાનીના દ્વાર પર આવીને જેવું સોહામણું બની જાય છે, એવી સોહામણી ઉષા લાગતી હતી.

અરુણનું દ્વાર બંધ હતું. સમી સાંજથી દીવો પેટાવીને એ લખવા બેઠો હતો. અરુણ ઘરડાં માબાપની લાકડીરૂપ હતો. જિંદગી-ભર રોટલો રળવાનાં ફાંફાં મારવામાં બાપની કાયા અકાળે બૂઢી બની હતી. હવે તેઓથી રળવાનાં વલખાં મરાય તેમ નહોતું. એ ભાર કોલેજમાં ભણતા અરુણે ઉપાડી લીધો હતો.

ઉષાએ ધીમેથી દ્વાર ઉઘાડયું. ખંડના દીવાનો પ્રકાશ ઝાંખો ઝાંખો ઉષાના ચહેરા પર પથરાઈ રહ્યો. દિવસ પર કદાચ પુરુષ સામ્રાજ્ય ભોગવતો હોય, પણ રાત્રિ સ્ત્રીને સ્વયં ચક્રવર્તી બનાવે છે. આજે એ જ ચક્રવર્તીપદનો રુઆબ લઈને ઉષા અહીં આવી હતી.

અઢાર વર્ષની એની યુવાની લચી પડતી હતી. મોટા માથા પરની મોટી વેણી બકુલ-ફૂલના ભારથી તૂટી પડતી હતી. ગોરું વદન ને અણિયાળાં નયનો ગમે તેવાને વશ કરે તેવાં હતાં. રૂપેરી ટીપકીઓવાળી કાળી ઓઢણીની અંદર એની માખણ શી સંગેમરમરની કાયા કોઈ પણ પુરુષનાં મધારીની સુધબુધ વિસરાવે તેવી હતી.

આવી જાજરમાન સ્ત્રી, રાત્રિનો પહોર, એકાંતનું સામ્રાજ્ય

ને જુવાનીની બહાર: કુસુમાયુધ કામદેવે બધાં સાધન એકઠાં કર્યાં હતાં. એ આજ અરુણને એના નિર્ણયમાંથી હટાવવા આવી હતી.

ઉષા પાણીના રેલાની જેમ ચુપચાપ આગળ વધી. અરુણ મસ્તક નીચું નમાવી લખે જતો હતો. એ એના કાર્યમાં મગ્ન હતો. ઉષાએ ધીરેથી અરુણની પીઠ પર સ્પર્શ કર્યો. અરુણે ચમકીને પાછળ જોયું. ઉષા થોડી આગળ વધી. પોતાનો હિમની દીવી જેવો ઘાટીલો હાથ અરુણના ખભા પર મૂકીને મલકાતી મલકાતી ઊભી રહી.

"કોણ? મારી માલતી?"

"કોણ માલતી? માલતીને હું પિછાનતી નથી" ઉષાએ બનાવટી રોષ બતાવતાં કહ્યું.

"તું માલતીને પિછાનતી નથી?

"ના, અરુણ, હું એવી કોઈ માલતીને પિછાનતી નથી. સ્ત્રી એના સામ્રાજ્યની એક માત્ર મહારાણી છે. એના રાજ્યમાં બીજી કોઈ સ્ત્રીને કે પુરુષને પ્રવેશવાની મનાઈ છે."

"ઉષારાણી, મનાઈહુકમનો અમલ ચાલુજ છે, પણ હું તો મહાકવિ ભવભૂતિના 'માલતી માધવ' માંની માલતીની વાત કરતો હતો. અત્યારે જ એક માસિક પત્ર માટે એનું વિવેચન લખી રહ્યો હતો. માલતી પણ ખરેખર તારા જેવી જ હશે."

"એ માલતીની વાત કરો છો? ત્યારે એમ કહોને તમે ભવભૂતિની માલતીની વાત કરતા હતા, અરુણની ઓળખીતી માલતીની નહીં," ઉષા હસી પડી. એના રોષમાં પણ જેમ સૌંદર્ય હતું, તેમ હાસ્યમાં પણ હતું. "અરુણ, આજે તમારો નિર્ણય માગવા આવી છું. જે 'માલતી' નું તમે વિવેચન કરી રહ્યા છો, એ માલતી હાજર થઈ ને તમારો–માધવનો–નિર્ણય માગે છે."

"નિર્ણય ? ઉષા, રાત્રિ-દિવસ એ જ વિચારમાં છું. જો હું નવલકથાનો માધવ હોત તો તારા જેવી માલતીને ક્ષણભર અળગી ન કરત ! પણ જીવન એ કંઈ નવલકથા નથી. મને જન્મ આપનારાં મા-બાપનો પણ કંઈ વિચાર કરવો જોઈએ ને ! મારા ભરોસે તૂટેલી કિસ્તીને કિનારે પહોંચાડવાની મુરાદ રાખનારનો પણ મારે ખ્યાલ કરવો જોઈએ ને !"

"મા-બાપ ! મા-બાપ ! અરુણ, એક નમાલા માણસ જેવી કેમ વાતો કરો છો ? આપણા આદર્શોની આડે ખુદ પ્રભુ પણ આવે તો—આપણા પ્રેમના પુરની આડે ખુદ યમરાજ પણ પાળ બાંધે તો આપણાં જેવા સુશિક્ષિત યુવાન-યુવતીઓની ફરજ છે કે તે સામે બંડ ઉઠાવવું."

"ઉષા, પણ આપણને જન્મ આપનાર, આપણાં પરમ ઉપકારી મા-બાપને વિસરી જવાં ? કયો આદર્શ, કયો પ્રેમ એ કહે છે ?"

"અરુણ, તમે એક 'ઈડિયટ' જેવી વાતો કરો છો. મા-બાપની હું પણ પૂજારણ છું, પણ અમુક હદ સુધી, અને ઉપકાર ઉપકારની વાતો કરી કોઈ મા-બાપ જુવાન-જુવતીનાં જીવનનો સર્વનાશ ન આદરે એની હું સ્પષ્ટ ચેતવણી આપું છું. એમણે તમારા કે મારા પર પરોપકાર કરવા માટે આપણો જન્મ નહોતો આપ્યો. વાસનાનાં વમળમાં વહેતાં નર-નારીને આ બધું અનિવાર્ય હતું. એમની ઇચ્છા ન હોય તો પણ કુદરત ફરજ પાડતી હતી." ઉષા કોઈ ડિબેટીંગ સોસાયટીમાં ભાષણ કરતી હોય તેમ બોલી રહી હતી. એ એના—મૌલિક ને બંડખોર વિચારોથી યુવાનોમાં પૂજાતી હતી.

"ઉષા, રઢિયાળી ઉષા ! જો તું મારા હૃદયની ભીતરમાં પ્રવેશી શકતી હોત, તો તું જાણત કે અરુણ તને કેટલો ચાહે છે ? હું એ પણ જાણું છું કે ઉષાના પગની પાનીની રંજ લેવા ખાતર કેટલાય

યુવાનો જીવન ન્યોછાવર કરવા તૈયાર છે. ઉષાની પાસે અઢળક રૂપ છે, તીવ્ર બુદ્ધિ છે, પૈસો પણ છે.—એની પાસે શું નથી? ઉષા જેની તરફ હાથ લંબાવે એને તો વગર માગ્યે પૃથ્વી પર જ સ્વર્ગ મળે તેમ છે—પણ શું સ્વર્ગ મળે એ ખાતર આપણે આપણો ધર્મ મૂકવો જોઈએ? એક પ્રિયતમા ખાતર પતિ કુરબાની કરે એ ધર્મ, એક મા-બાપ ખાતર એક પુત્ર કંઈક કષ્ટ સહે એ મૂર્ખતા? ઉષા પ્રેમનો પ્રચલિત અર્થ કંઈક સુધારણા માગે છે."

"અરુણ, મૂર્ખ ન થા! ઉષાને તરછોડ મા! ઇતિહાસ તો વાંચ! પ્રેમને નામે કઈ કુરબાનીઓ થઈ? એક યુવક-યુવતીઓના પ્રેમ આડે જ્ઞાતિ, કોમ કે કુળનાં બંધન ન લાવવાં ઘટે. બુઢાં મા-બાપે એ સમજવું જોઈએ, હવે જૂના ચીલા છોડવા જોઇએ."

"જૂના ચીલા છોડવા જોઈએ એ વાત સાચી, પણ એને છોડવાનો રાહ જુદો છે. મા-બાપનો ત્યાગ કરે એ ન બને. દમદાટી દીધે હૃદય-પરિવર્તન ન થાય. મા-બાપો કન્યાવિક્રય કરતાં હોય, પુત્રપુત્રીને અનીતિને માર્ગે દોરતાં હોય ત્યાં બંડ જરૂરી છે, પણ જ્યારે તેઓ પણ કોઈ ભાવના પાછળ ઘેલાં હોય ત્યારે એનું પરિવર્તન સહેલાઈથી ન થાય. ત્યાં સહનશીલતા જોઈએ: સાચાં પ્રેમીએ જીવન-સ્વાપર્ણ કરવું જોઈએ. એક દહાડો મા-બાપ સમજશે કે એમની જુનવાણી દીકરા-દીકરીને ભરખી રહી છે, ત્યારે આપોઆપ સ્વતંત્રતા આપશે, સ્વહસ્તે વરમાળ આરોપશે અને એ સુખિયું કુટુંબ સંસારમાં સ્વર્ગ ઉતારશે."

"અરુણ, તમે આટલા 'ઓરથોડોક્સ' હશો તેની ખબર નહોતી. ત્યારે શું તમે પ્રેમને પિછાંનતા નથી?"

"પ્રેમ? ઉષારાણી! એ પ્રેમે જ મારા પગ બાંધ્યા છે, નહિ તો સામે જ સ્વર્ગ હાજર હોય ને હું ઇન્કાર કરું? જે રૂપ પાછળ

હજાર વિશ્વામિત્રો હસતાં હસતાં તપશ્ચર્યાનો ભંગ કરે, એ રૂપને હું ક્ષણવાર પણ અળગું કરું ? ઉષા, તારા વિના મારો સંસાર ખારા-પાટ જેવો છે. તારા વગરનું મારું જીવન મૃત્યુ સમાન છે."

"ખોટી શાયરી ન કરો ! હું જૂની સીતા કે દ્રૌપદી નથી, કે આ રીતે ભોળવાઈ જઈશ—વીસમી સદીની એક વીર કન્યા છું."

"શાયરી કે કવિતા હું કરતો નથી. પણ ઉષા, મને લાગે છે કે પ્રેમને આપણે સાચો પરખ્યો નથી. જીવનની ફરજ, જીવનનાં કર્તવ્યો, જિંદગીનો બોજ ફગાવીને કેવળ પોતાના થોડા સુખ માટે ભાગી છૂટવું, એનો અર્થ પ્રેમ કે કુરબાની નથી. જીવનના સર્વ ધર્મ, માણુસ તરીકેની તમામ ફરજો અદા થવી જોઈએ. આજે તો પ્રેમને સ્થાને મોહ પ્રેમનું રૂપ ધરીને આવી ઊભો છે. એકબીજાનાં રૂપ પાછળ પાગલ બનેલાં પતંગિયાં વાસનાનો માર્ગ મોકળો કરવા માબાપ, કુટુંબ—કબીલો, મિત્રમંડળ, ધંધોધાપો ફગાવીને નાસી છૂટે છે—ને એને પ્રેમલગ્નનું નામ આપે છે. આ ભાગેડુ લગ્નોથી સંસાર સુખી નહીં થાય, માબાપો નહીં સુધરે, જુનવાણી નષ્ટ નહીં થાય. પૂર્વ-ગ્રહ ને કદાગ્રહની જબરદસ્ત દિવાલો ખડી થશે. વાસનાની તૃપ્તિ પૂરી થતાં, રૂપનો મોહ ઓસરી જતાં એ બન્ને ભાગેડુનાં જીવન સહરાના રણ જેવાં બનશે, ને ફરીથી જે માયાથી એ નાસી છૂટયાં હતાં, એની જ શોધમાં એ પડશે."

'અરુણ, હું ભાષણ સાંભળવા નથી આવી. તમારો સ્પષ્ટ જવાબ લેવા આવી છું. ઉષા જોઈતી હોય તો આ બધી રામાયણો છોડવી પડશે. ઉષા પોતાના પ્રેમના માર્ગમાં કાંટા બનીને આવનાર કોઈને પણ સ્વીકારવા રાજી નથી—પછી એ માબાપ હોય, સમાજ હોય, ધર્મ હોય કે દેશ હોય !"

"અને ઉષા, જવાબ જ જોઈતો હોય તો મારો જવાબ ચોખ્ખો

જ છે, કે અરુણ જેને ઉષા પ્રેમ કહે છે તેને ખાતર, પોતાનો દેશ, ધર્મ, સમાજ, કે માબાપને નહીં તજી શકે. અને જેમ તેઓને નહીં તજી શકે તેમ ઉષાને પણ નહીં તજી શકે. એના પ્રેમદેવતાનાં એ બધા અંગ છે. એની પ્રેમમૂર્તિ ખંડિત, લૂલી કે લંગડી નથી.' અરુણે પોતાનાં ઝુલ્ફાં સમાર્યાં. મોટાં મોટાં નેત્રો ઉષાના રૂપને પીતાં હોય તેમ એના ગોરા વદન પર રમી રહ્યાં.

" દગાખોર ! આ રીતે રાજા રામ બનવું હતું તો પહેલેથી કહેવું હતું ને ! ઉષાના ચરણ ચૂમવા હજાર જણા તૈયાર હતા." ઉષાએ પોતાની સાડીનો પાલવ હાથમાં લઈ ઉડાડતાં કહ્યું. એ પાલવ નીચેથી દેખાઈ આવતાં એનાં ગોરાં માંસલ ગાત્રો અજબ કેફ જન્માવી રહ્યાં હતાં.

" રાણી, આપણે કંઈ સોદાના બજારમાં ઊભાં નહોતાં કે મન-પસંદ મૂલ્ય આપનાર ગમે તે બકાલ એ વસ્તુને ખરીદી જાય. રૂપથી દુનિયાને વશ કરનાર સ્ત્રી નથી જાણતી કે એ તો ગણિકાની સોદાગરી છે, ગુણવંતીની નહીં. ઉષાને અરુણે સીતા માની છે ને સીતા મળે તો રામ બનવામાં શો વાંધો ? રાણી, પિતાજીનો આગ્રહ છે, કે પોતાની જ્ઞાતિની સારી કન્યા મળતી હોય તો પછી બહાર શા માટે જવું ? બીજું આજની નવી કુમારિકાઓ માટે તેઓનો મત સારો નથી. મારે બંને માન્યતાઓ રદ કરાવવી છે. મેં તેમને કહી દીધું છે કે: 'પિતાજી, કહેશો તો કુંવારો રહીશ, પણ ઉષા સિવાય બીજીને નહીં પરણું' તેઓ પણ કહે છે, કે 'ઉષાને પરણવી હોય તો ઘર છોડી દે !' મેં તેમને ના પાડી છે. કહ્યું છે કે આ જ ઘરને આ જ દુનિયામાં વહુ તરીકે કોઈ આવશે તો ઉષા જ આવશે. આ જીવનમાં અરુણને ઉષા જ ખપે !"

" પણ ઉષાને અરુણ ખપે છે કે નહીં એનો કદી વિચાર કર્યો કે નહીં ?" ઉષાએ અભિમાનથી પૂછ્યું.

"એ હું નથી જાણતો—સાચો પ્રેમી એ જાણવા પણ ઇચ્છતો નથી. મેં તો ઉષાથી ને માબાપથી શાંત સત્યાગ્રહ આદર્યો છે. સહન કરવું પડે તે કરવા તૈયાર છું. શું ઘાયલ પંખીને દેખીને ગળગળાં થનારાં માબાપ, વ્યાકુલ પુત્ર પર રહેમ નહીં લાવે ?"

"આવા જુનવાણી વિચારોથી તો આ ભવમાં ઉષા જેવી ક્રાંતિકારી કુમારિકા નહીં મેળવી શકો."

"આ ભવે નહીં તો આવતા ભવે. પ્રેમીની સાધના કદી તો ફળશે. ઉષા, જગતમાં મહાન કાર્તિકેય જન્માવવા પાર્વતી ને શંકરની સાધનાનું દ્રષ્ટાંત મારી સામે છે. માબાપ કે ઉષા બેમાંથી એકેને ન છોડીશ. હું કાયર નથી કે પત્ની ખાતર માબાપથી ડરીને સમાજથી મોં સંતાડી ભાગી છૂટું, અથવા વડીલો ખાતર પ્રિય પત્નીને ધક્કો મારું, એ પણ ન બને. એક સાચો પ્રેમી જે અદાથી પોતાનો માર્ગ કરે એ અદાથી હું મારો માર્ગ કરીશ."

"એ બૂઢા બબુચકો સદા તમારા માર્ગ આડે જ આવ્યા કરશે તો ?"

"તો સમાજની વેદી પર મારું બલિદાન આપીશ. મારા જેવા ચાર—પાંચ બલિદાનો એ વડીલોને સાચી દિશા બતાવશે, અને ઉષા જેવી બીજી રૂપસુંદરીઓનાં જીવનો દુઃખી નહીં થાય."

"એટલે તમારો નિર્ણય સ્પષ્ટ છે. સમાજની વેદી પર તમારે બકરાની જેમ હલાલ થવું છે?"

"ઉષા, જે સમાજના બળથી આપણા બાપદાદાઓએ સંસારમાં પોતાનું ગર્વભર્યું મસ્તક ઉન્નત રાખ્યું, એ સમાજ હલાલ થયેલા બકરાઓનો નહીં, પણ સિંહોનો રચેલો હતો. આજે જરૂર કાટ ચડયો છે, પણ એને કાપી નાખવાની જરૂર નથી, આસ્તે આસ્તે મલમ લગાડવાની જરૂર છે."

" ઓલ રાઇટ, મિ. અરુણ ! આજે તો જાઉં છું. ચારેક દિવસ પછી વળી આવીશ. છેલ્લો જવાબ ત્યારે લઈ જઈશ. કરેલી પ્રીત નિભાવી શકાય ત્યાં સુધી નિભાવવી, એ મારો મત છે."

" ઉષા, રજનિરાણીથી પણ વધુ સોહામણી ઉષા, મારા જીવન-ની ઉષા, તું ક્યાંય જઈ શકવાની નથી. અંતરમાં તું બિરાજમાન થઈ ચૂકી છે. આજે જવું હોય તો જા ! પણ એટલું ધ્યાન રાખજે, કે જીવન એ જુગાર નથી, લગ્ન એ સોદો નથી, સંસારમાં એક સુખ ખાતર બીજા સુખનો નાશ કરવો સારો નથી."

' કોઈ સાધુ-પુરાણી થયા હોત તો સારું થાત ! અચ્છા, સાહેબજી !" ઉષા અદ્ભુત મિજાજ સાથે ઊભી થઈ. એણે ગર્વથી પોતાનું વિશાળ મસ્તક ધુણાવ્યું. એના સુગંધી કેશકલાપમાંથી બકુલનાં ફૂલ પૃથ્વી પર ખરી પડયાં.

ઉષાએ દ્વાર ઉઘાડયું. અરુણે પૃથ્વી પર પડેલાં પુષ્પો સાવચેતી-થી લઈ ઉષાની સમક્ષ ધર્યાં:

" ઉષા, આ ફૂલ વેણીમાં મૂકવા દે !"

" જરૂર નથી. તમારી પાસે રાખો !" ઘનઘોર રાતે ગગનના હૈયામાં વીજળી જે ઝડપથી પ્રકાશીને અદશ્ય થઈ જાય, એ ઝડપથી ઉષા અંધકારમાં ભળી ગઈ

નિઃસહાય, દીન-હીન અરુણ દ્વાર ઉપર ઊભો ઊભો આકાશના નવ લાખ ચાંદરણાંઓ ગણી રહ્યો. ન જાણે એ ક્યાંય સુધી ત્યાં ઊભો રહ્યો. ભરેલા આસમાનનું હૈયું જેમ ટપકયા કરે એમ એની આંખોમાંથી આંસુ ટપકતાં હતાં.

ધર્મ, સમાજ, દેશ, માબાપ, કુટુંબ-કબીલો: એક ટૂંકા જીવન-ની આસપાસ કેટકેટલી દિવાલો ? એકને ભેદી નીકળનાર બીજામાં

સપડાઈ જવાનો. બીજામાંથી છટકી શકનાર ત્રીજી દિવાલે ફસડાઈ પડવાનો. અરેરે, આર્યાવર્તની આ અભેદ્ય કિલ્લેબંધી વચ્ચે ફૂલ કરમાતાં હશે કે ખીલતાં હશે?

પથરાના ટેકે બેઠેલા જુવાનની આંખો દૂર દૂર ક્ષિતિજ પર મંડાઈ રહી. ત્યાંથી વહ્યો આવતો બંધનમુક્ત પવન કોઈ જુવાનનાં સુગંધી ઝુલ્ફાં સાથે લાડ કરતો હતો, કે કોઈ રસયૌવનાનાં સવા લાખ ટકાનાં વેણીનાં ફૂલ સાથે અટકચાળાં કરતો હતો.

સાગરનાં ઊંડાં જળ પાછળ ડૂબી ગયેલો સૂરજ, વિશાળ આકાશમાં થોડી રંગબેરંગી વાદળીઓ રમવા મૂકી ગયો હતો. રાત્રિ પૃથ્વી પર કબજો કરે તે પહેલાં પોતાના નિવાસે પહોંચવાની ઉતાવળ કરતું એક પક્ષીઓનું ટોળું કિકિયારી કરતુ જુવાનના માથેથી પસાર થતું હતું.

અંતરમાં ઊઠી રહેલી કિકિયારીઓમાં બેભાન બનેલા જુવાન અરુણને પક્ષીઓની કિકિયારીઓએ સાવધ કર્યો. એણે ઊંચે જોયું તો પેલા પક્ષીઓની સાથે સાથે તેના ચોથા દિવસની સંધ્યા પણ દૂર દૂર અદૃશ્ય થતી હતી.

## ૨

**કેવી** સુંદર સોહામણી સંધ્યા—એવી જ સોહામણી ઉષા. હમણા જ આ સંધ્યાના અસ્ત સાથે જ—જવાબ માગવા આવવાની હતી. જીવનના શ્વાસોશ્વાસ સાથે વણાઈ રહેલી ઉષાને અરુણ શું જવાબ આપશે? આત્માનું નૂર ને આશાનો પડછાયો બનીને દિલમાં વસેલી ઉષા ખાતર શું અરુણ કંઈ આત્મભોગ નહીં આપે? અંદર અંદર જલતી આગ જેમ અચાનક ભભૂકી ઊઠે, એમ અરુણનું અંતઃકરણ એને પોકાર કરી રહ્યું હતું. એ વિચારોમાં ઊંડો ઊતરતો જતો હતો.

સાગરના એક મોજા પર બેસીને જાણે ઉષા ધસી આવતી હતી. એના હાથમાં એક પંખી હતું. એ કહેતી–હસતી હસતી કહેતી–હતી: " અરુણ, છોડી દઉં આ ધર્મ નામના પંખીને ? મારી અનેક બહેનોએ છોડી દીધું છે, મારી અનેક સહિયરોએ એનો ત્યાગ કરીને મનગમતો સ્વામી મેળવ્યો છે. આપણે પુખ્ત વયનાં છીએ. કચેરીના બારણે બે મિનિટ જ લાગશે. ધર્મ, ધર્મ, હમ્બગ જેવી વાતો હવે છોડી દે !"

અરુણ આગળ વધીને કાકલૂદી કરતો: " ઉષા, એ પંખીને ન ઉડાડીશ, આપણી બેકદરીએ એનો કંઠ સૂકવી નાખ્યો છે. એની પાંખોનો રંગ આજની ભુંગળાવાળી સંસ્કૃતિએ કાળો કરી નાખ્યો છે. એના રંગે ને એના સૂરોએ અનેક જીવન અજવાળ્યાં છે. એ નહીં હોય તો જોડાયા પછીનું જીવન–વાસનાનાં થોડાં અઠવાડિયાં પછીનું જીવન–નીરસ બનશે. આ હોઠમાં સદા સુધા ઝરતી નથી, આ ભુજાઓમાં સદા સ્વર્ગ છુપાયલું નથી. એ નહીં હોય તો મારાથી તૃપ્ત થયેલી તું મને છોડી જઈશ. તારાથી ધરાયેલો હું તને તજી દઈશ. "

ઉષાના મોં પર ઉશ્કેરાટની એક રેખા સળગી ઊઠી. એણે વધુ નજીક આવી પોતાના ઇંદ્રધનુષ્યના રંગની સાડીના પાલવમાં છૂપાયેલી કટારી ખેંચી કાઢી. એ કટારીને આમતેમ હલાવી તેનાં પ્રતિબિંબ પાડતી તે બોલી રહી હતી: " અરુણ, હું માનું છું, કે આ સમાજ ને દેશરૂપ કટારીને સાગરના અતિ અનન્ત ઊંડાણમાં દાટી દેવાની તું સંમતિ આપીશ જ. આ સમાજરૂપી કટારીએ સદા યુવાન ને યુવતીઓનાં ભર્યાં હૈયાં બેરહમીથી કાપ્યાં જ છે. વરૂઓના ટોળા જેવા આ સમાજે દર વર્ષે સ્ત્રીઓ પાસે કૂવા ને વાવ, વિષ ને અફીણ કરાવ્યાં છે. આજની યુવતી મુક્ત બની છે, કાલ સુધી સમાજ એને ઘરમાં પૂરતો, અંધારામાં રાખતો, કમાણી કરવા ન દેતો; આજે એ બંધનો ફગાવી–સમાજને લાત મારી–યુવાનો ને યુવતીઓ આગળ ધપ્યાં છે. સમાજની કાતિલ કટારી ત્યાં બુઠ્ઠી નીવડી છે. "

"ભલે ઉષા, કાળજાનાં ગરમ લોહી માગનારી એ કટારીને ભોંયમાં ભંડારી દે! મને લેશ પણ વાંધો નથી. પણ પેલો માનવ-શાસ્ત્રનો નિયમ યાદ રાખજે કે 'મનુષ્ય સામાજિક પ્રાણી છે.' સમાજ વગર એને ચેન નહીં પડે. જૂનો સમાજ છોડીને નવો વસાવવો પડશે. સગાંસંબંધીઓનો રક્તસ્નેહે બંધાયેલો સમાજ છોડી–સીનેમા–પીકનીકમાં માનનારો સમાજ યોજવો પડશે. ઉષા, એક રીઢી માટલીને ફોડીને નવી માટલીમાં પાણી ભરીશું, તો નવું નવું હશે ત્યારે તો પાણી ગંધાશે જ. ને એ રીઢી થાય ત્યાં સુધી રાહ જોવાની જ હોય તો તૈયાર રીઢી માટલીમાં નવું પાણી શા માટે ન ભરવું?"

"ઓરથોડોકસ, ચૌદમા શતાબ્દિનો આદમી! અરુણ! વારુ અરુણ, આ મારા ચંપલ જુએ છે. તળિયાં સારાં છે, પણ એના બંધ તૂટી ગયા છે. શું તારી ઇચ્છા એવી કે એ પણ હું ઢસડે રાખું? તું કહેશે 'નવા બંધ લગાવ!' પણ હવે એને યોગ્ય બંધ મળે તેમ છે?"

"ઉષા, હું કંઈ ન સમજ્યો!

"ન સમજાયું, અરુણ? એ બંધ-તૂટેલા ચંપલ એટલે જેને તું માબાપ કહે છે તે, આપણને પેદા કરવા માટે જેઓ આપણાં પરમ ઉપકારી છે તે."

"સુંદર ઉપમા આપી, ઉષા! જૂના જમાનામાં એ શિરછત્ર લેખાતાં, હવે પગરક્ષકની ઉપમા પામ્યાં. બંને સ્થિતિમાં એ તો રક્ષક જ રહ્યાં, પણ એ બોખલાં સ્ત્રી–પુરુષ પર આમ ખુન્નસ શોભે? બિચારાં ઉપર આપણા જેવાઓએ તો દયા કરવી ઘટે. તેઓએ ઘણા દિવસ પોતાની છાતીએ કાંટા લગાવી, આપણા પગની પાનીઓ ફૂલગુલાબી રાખી. નવા બંધ લગાવવાની ઇચ્છા પણ હવે ઓસરવી ઘટે. નવા બંધ એમને માફક પણ નહીં આવે. જેવાં ને તેવાં પડી રહેવા દે!"

"શાબાશ, અરુણ! ત્યારે તમારો હૃદયપલટો થયો ખરો! ઉષા એને પોતાનો વિજય માને છે. અત્યાર સુધી પુરુષોએ સ્ત્રીઓને જીતના મેદાનની સોગઠી માની. આજ સ્ત્રીઓ મેદાને પડી છે. ઘરના અંધારા ઓરડા, જૂઠાં બણુચકની જહાંગીરી, કાંટાની વાડ સમાં જેઠાણી–નણંદ જેવાં સમોવડિયાં, ધણી આપે એટલી સંતાનોની જંજાળ–બધુંય છોડયું છે. આઝાદ સ્ત્રી આજ એ જ માગે છે. અરુણ, ચાલ્યો આવ! ઉષાના અધર તારે માટે શરબતના જામ ભરીને છલકાતા ઊભા છે. ઉષાનું યૌવન સ્વર્ગના સુખને કાલ્પનિક બનાવે તેટલું તાજું–બ–તાજું ખડું છે."

ઉષા પોતાનો નવરંગી સાળુ ઊંચો કરી વનપરીની જેમ પાણીમાં છબછબિયાં બોલાવતી આગળ ધસી આવી.

"ઉષા, સ્વર્ગની દેવી! ત્યાં જ ઊભી રહેજે!"

"કેમ?"

"મારે લગ્નને અભડાવવું નથી. આજની સ્નેહલગ્નની સુંદરીઓએ જેમ અધર રૂપી અમૃત–જામ સસ્તા કર્યા છે, એમ સસ્તા લૂંટવાની મારી ઇચ્છા નથી. સ્ત્રીઓને જો આઝાદ થવાની તમન્ના હોય તો પુરુષો કંઈ ગુલામીની ચૂડીઓ પહેરવા તૈયાર નથી. મારી ભાવના સ્પષ્ટ શબ્દોમાં કહું છું: મારી દૃષ્ટિએ લગ્ન અંગે ભેગાં મળતાં યુવાન–યુવતી, ફૂંદા ને પતંગિયાંની જેમ વાસના પોષવા માટે જ ભેગાં ન મળે, એમનાં લગ્નની પાછળ મઘમઘતા ગુલાબના ફૂલક્યારા હોય–એ ક્યારામાંથી સુંદર એવું 'ઘર' નીપજે. ઘરમાંથી આદર્શ એવો સમાજ સરજાય. એ સમાજસર્જનના બળે દેશમાં નવા પ્રાણ રેડી શકાય. સુખી ઘર, પ્રાણવાન સંતાન ને સમૃદ્ધ સમાજ: એ લગ્નજીવનના મારા આદર્શ છે. એ આદર્શ સામે આવનાર જુનવાણી સમાજ, માબાપ કે કોઈને અમે સહેવા તૈયાર નથી. ઉષા, મારા એ આદર્શો સામે જ તને સૂગ છે. પછી......"

"પછી અરુણ, મને મોડું થાય છે!"

પથ્થરના ટેંક વિચારનિદ્રામાં બેઠેલ અરુણના ખભાને કોઈ હલાવી રહ્યું હતું. સ્વપ્નસૃષ્ટિમાં સરેલો અરુણ સાવધ થઈ ગયો. પાણીમાં છબછબિયાં કરતી આવતી ઉષા અદૃશ્ય થઈ હતી. કલ્પનામૂર્તિ નહીં, પણ સાચેસાચ પોણા બે મણ વજનની ઉષા પોતાના કોમળ હાથથી અરુણને ઢંઢોળતી કહેતી હતી:

"અરુણ, મને મોડું થાય છે! જુઓ, આ કિરણકુમારને પણ મોડું થાય છે. આજે મેં આપણા લગ્નનિર્ણયના માનમાં સીનેમાનો પ્રોગ્રામ રાખ્યો છે."

"કોણ કિરણકુમાર?"

"મિ. કિરણ! અરે અરુણ! તેઓ ટૂંક સમયમાં એક જાણીતી ફિલ્મકંપનીમાં જોડાવાના છે. નવા 'હીરો' તરીકે તેઓ જ ચિત્રમાં કામ કરશે."

"ને હીરોઈન?" અરુણે પ્રશ્ન કર્યો.

"એ જ મુશ્કેલી છે. એમ તો અનેક નટીઓ તેમની સાથે કામ કરવા તૈયાર છે. પણ મિ. કિરણ ઇચ્છે છે કે કોઈ 'સોસાયટી ગર્લ' હોય તો ચિત્રને સારી ખ્યાતિ મળે. હજી કોઈ સન્નારી એમને સાંપડી નથી. જે તૈયાર છે, તેમની પાસે મોડલ નથી, ખૂબસૂરતી નથી, અભિનય નથી, કંઠ નથી, દર્દ નથી."

"પણ તમે?" અરુણે ડરતાં ડરતાં કહ્યું.

"યસ, માય ડિયર! બરાબર કહ્યું. મિ. કિરણ કહે છે, કે ઉષાકુમારી! તમે જન્મસિદ્ધ હીરોઇન છો. જેમ તમે કહ્યું તેમ. તેમની પણ તે જ ઇચ્છા છે. મારી પણ એ જ ઇચ્છા હતી. સ્ત્રીઓએ નિર્ભયતાથી આવા ક્ષેત્રમાં હવે તો પહેલ કરવી જ પડશે ને!"

"જરૂર, આજની કેળવણી એ જ માગે છે. સ્ત્રી ગૃહિણી બને એના કરતાં સીનેમાસામ્રાજ્ઞી બને એમાં આજના યુગને ખૂબ રસ છે. તમને બંનેને મારા અભિનંદન! પણ મિ. કિરણ લગ્ન કરવાના હતા તેનું શું થયું? લગ્ન થયાં?"

"ના, ના, મિ. અરુણ!" કિરણકુમારે જરા પાસે આવતાં કહ્યું. "લગ્ન વિષેના મારા વિચારો પણ મિસ ઉષા—અરે મિસિસ મહેતા—શું કહું—?"

"ના, ના, મિસ ઉષા જ કહેવું ઠીક છે," અરુણે કહ્યું.

"એટલે મિસ ઉષાની જેમ મારા વિચારો પણ અમુક ચોક્કસ છે. જુઓને તમે જાણો જ છો કે રીકસ્થમાં મિસ તારા ને હું કોર્ટ-શીપમાં હતાં, પણ ચારેક મહિનામાં તો એ મારાં કામની ટીકા કરવા લાગી ને ભાષણખોર બની ગઈ. મિસ મૃણાલ અલબત્ત સુંદર છટાવાળી કૉલેજ ગર્લ છે, પણ એને કલબોનાં ખાન-પાનની મોટી સૂગ છે. મિસ અનંતબાળા પૂરી ગાંધિયણ છે. એટલે મિ. અરુણ, બે વર્ષ મારાં કેવળ કોર્ટશીપ-સંવનન-પાછળ જ ગયાં. આવતે વર્ષે તો બી. એ. થઈશ, એટલે મારે લગ્નની જલદી જ છે, પણ શું થાય?"

"દિલગીર! મિ. કિરણ, અભ્યાસની સાથે સાથે તમે કેટલો બોજો વહી રહ્યા છો!"

"આજના યુવાન પાસે એવડી ફરજ છે. દેશ એ જ માગે છે."

"અરે, વળી દેશને વચ્ચે કયાં લાવ્યા? ઉષાદેવીને માઠું લાગશે."

"અલબત્ત, પ્રેમની આડે કોઈ દિવાલ ખડી નહીં રહી શકે. મિ. અરુણ, કેમ તમારો શો જવાબ છે?" ઉષાએ પોતાની બંકી ગરદન નમાવતાં કહ્યું. નિર્લજ્જ વાયુ એનો ઝીણો સાળુ ખેંચી રહ્યો હતો.

"જવાબ તો જે હતો તે જ! અરુણ, કાયર નથી. એક યુવાનની હિંમત, દૃઢતા ને ખંતથી એ બધાનો સામનો કરી સાચું સુખ લાવવા તૈયાર છે."

"એટલે? અરુણ, મને વખત નથી. તમે ચાન્સ ગુમાવો છો. મિ. કિરણ, સાક્ષી રહેજો."

"અલબત્ત, કિરણ સાક્ષી પણ રહે ને સાથી પણ રહે તોય અરુણની આંખોમાં મરચાં નહીં ભરાય. ઉષાદેવી, તમે બંને હીરો ને હીરોઈન બનો એ જ ચાહું છું."

"તમારા ડહાપણની જરૂર નથી. ચાલો મિ. કિરણ, હું એક પણ મિનિટ હવે ઊભી રહેવા માગતી નથી. મારા સ્વમાનનો આ પ્રશ્ન છે."

ઝળહળતી રાત્રિની વચ્ચે ઝળાંહળાં થતી ઉષા ઠસ્સામાં ચાલી ગઈ. ન જાણે અરુણ ક્યાં સુધી ત્યાં બેઠો રહ્યો હશે.

*

**વાચક,** ઉષા ને અરુણના આ કરુણ અંત ઉપર અમને પણ લાગી આવે છે. વર્ષોથી બંનેના કંઈ ખાસ સમાચાર નથી. એટલું માત્ર જાણવા મળ્યું છે, કે અરુણ હજી પરણ્યો નથી, ને એ ઉદાસી ગમે તેવી કન્યાને પરણવા પણ તૈયાર નથી. કહે છે: "મારા અંતરમાં જે રૂપ સમાઈ ગયું છે, ત્યાં હવે કોઈ રૂપ ભાવતું નથી."

ભલે ભાઈ! પણ પેલા મિત્રનું શું? હીરો મિ. કિરણ ને હીરોઈન મિસ ઉષાનું શું? છાપાં વર્તમાનપત્રો ઘણાં જોયાં, પણ ક્યાંય જાહેરાત જોવાતી નથી. અલબત્ત મિ. કિરણ કોકવાર એક જાણીતી સીનેમા–નટીની મોટરમાં જોવાય છે. જાણવા મળ્યું છે, કે તેઓ કોઈ નટીના પ્રાયવેટ સેક્રેટરી તરીકે નોકરી ખેંચી રહ્યા છે. એમની આશા હજી અમર છે કે કોક દહાડો હું હીરો બનીશ.

ઉષાના તો કોઈ ખબર–અંતર નથી!

## ૨૦ પ્રેમપંથ પાવકની જ્વાલા

**નરેશ** શહેરનો જાણીતો કવિ હતો. એની કવિતા બધે છૂટથી વંચાતી અને કવિ તરીકે એનાં ખૂબ આદરમાન થતાં. પણ એના પર એક મોટો આક્ષેપ હતો: લોકો કહેતા કે એની કવિતાએ જુવાન છોકરાં–છોકરીઓનાં ચિત્ત ચકડોળે ચડાવ્યાં છે. એની 'પ્રેમ, પ્રેમ ને પ્રેમ' વર્ણવતી કવિતાઓએ યુવાન દિલોને ઉશ્કેરી મૂક્યાં છે. એ કવિએ જ પ્રેમીના મુખને મુખ નહિ પણ મુખચંદ્ર અને પ્રેમી વિનાના જીવનને સહરાનું રણ સમજાવ્યું છે.

અને વસ્તુ પણ એવી બનતી. યુવાનો અને યુવતીઓ કવિ નરેશની કવિતાને ખૂબ પ્રેમથી વાંચતાં; એની પંક્તિઓની પંક્તિઓ ગોખીને આખો દહાડો બોલ્યાં કરતાં. વેપારીનો નવજુવાન દીકરો ત્રાજવે માલ તોળતાં તોળતાંય પ્રિયાની અલકલટ પરનું કાવ્ય ગણ-ગણતો અને ઘાંચીનો છોકરો આંધળા બળદને આર ઘોંચતો ઘોંચતો માશુકની મીઠી યાદમાં બેચાર શુદ્ધઅશુદ્ધ પંક્તિઓ ગાઈ બેસતો.

શરૂઆતમાં લોકોએ માન્યું કે આ પણ મેનિયા છે, થોડા દહાડામાં બધું શાન્ત થઈ જશે: પણ એ માન્યતા ટૂંકા સમયમાં જ જૂઠી પડી. 'પ્રેમમેનીઆ' વધતો જ ચાલ્યો, અને સાથે તોફાનો, કલહો ને ધમાલો પણ વધ્યાં. ખાસ મોટી વાત તો એ બની કે એને કારણે પ્રાચીન કાળની વર્ણવ્યવસ્થાના પાયા ડોલી ઊઠયા. બ્રાહ્મણની કન્યા ઘાંચીના છોકરા સાથે પ્રેમમાં પડી નાસવા લાગી ને વણિક યુવાન શૂદ્ર કન્યા સાથે પ્રેમપાશમાં જકડાવા લાગ્યો. જ્ઞાતિ, વર્ણ કે નાતજાતનાં બંધનો તો ચારે તરફથી નષ્ટ થવા લાગ્યાં.

ગજબ ગુજરી ગયો. અને એમાં અધૂરું હોય તેમ કવિ નરેશે વિશ્વામિત્ર ને મેનકા, પારાશર ઋષિ ને શૂદ્ર કન્યા, મત્સ્યગંધા ને શાન્તનુનાં કાવ્યો રજૂ કરવા માંડયાં. પ્રેમઘેલા યુવાનોને આથી પ્રોત્સાહન મળ્યું. પિતાની મિલકતો, વર્ણનાં બંધનો, લોકલાજ બધુંય તરછોડયું. જાણે દીપક અને પતંગની સૃષ્ટિ રચાઈ ગઈ.

લોકોએ નરેશને આવાં ઉત્તેજક કાવ્યો ન લખવા વીનવ્યું, પણ નરેશ તેમ ન જ કરી શકયો. અર્થાત્ એણે તેમ કરવા ઘણી મહેનત કરી, પણ એ નિષ્ફળ નીવડયો. પ્રેમ સિવાય બીજો રસ એની પંકિતઓમાંથી ન ઝરી શકયો. એણે થોડા દહાડા પોતાની કલમને થંભાવી: તો એનું જ જીવન અકારું બનવા લાગ્યું. અજંપાની મહાન દુનિયામાં એ અટવાઈ ગયો.

આખરે એણે એક જ નિશ્ચય કર્યો અને તે પોતાનું કાવ્યઝરણુ ચાલુ રાખવાનું. આ પ્રસંગે એક મોટો દુઃખદ બનાવ બની ગયો. શહેરના એક શ્રીમંત સત્તાધિકારીની પુત્રી કોઈ જુવાન સાથે નાસી છૂટી. પિતાએ પુત્રીને આ રસ્તેથી પાછી વાળવા ઘણા પ્રયત્ન કર્યા, પણ તે ન માની. એણે પિતાની લક્ષ્મી, પિતાનું કુળ ને પિતાનો આશરો એક કંગાળ પ્રેમીને ખાતર કુરબાન કરી નાખ્યાં. પરિણામે પિતાએ બળ વાપર્યું ને પુત્રીને પકડી ઘરમાં કેદ કરી. બીજી તરફ લગ્નની તૈયારીઓ કરી.

પણ એ તૈયારીઓ અર્ધે રસ્તે રહી. પુત્રીએ આ રીતે લગ્ન કરી જીવન પસાર કરવા કરતાં જીવનનો અંત આણવો શ્રેયસ્કર માન્યો. એક પત્ર લખી કન્યાએ ગળે ફાંસો લીધો. આ પત્ર અત્યંત હૃદયસ્પર્શી હતો. પણ વિચિત્ર વસ્તુ એ હતી કે એના મથાળા પર કાવ્યની બે પંકિતઓ લખેલી હતી. એ પંકિતઓ કવિ નરેશના એક કાવ્યની હતી.

શ્રીમંત પિતાને આ પંક્તિઓએ પુત્રીના મૃત્યુ કરતાં વિશેષ વેદના જગાવી. અરે, આ જ કવિએ આ નાદાન મગજોને ઉશ્કેર્યાં. એનો બદલો, એનું વેર! શ્રીમંત પિતાના દિલમાં બધી બળતરા કવિપર ઉતારવાની ઉત્કટ ઇચ્છા થઈ આવી.

એમાં વળી બળતામાં તેલ હોમાયું. કવિ નરેશે 'પ્રેમની વેદીનું મહામૂલું રત્ન' કરીને એક કવિતા લખી, એમાં મરનાર કન્યાનાં ખૂબ જ વખાણ કર્યાં. કન્યાને પોતાના પ્રેમમાર્ગેથી પાછી વાળનાર પિતાને હત્યારા લેખ્યા. બસ, થઈ રહ્યું; બીજી સવારે કવિ નરેશની આસપાસ કાવત્રાનું મોટું જાળું ગૂંથાઈ ગયું.

વર્તમાન પત્રોએ સ્પષ્ટ લખ્યુંઃ "પ્લેગના ભયંકર કીડાઓને સંઘરવા સારા છે, પણ આ કવિની કૃતિઓ ભયંકર છે. ફેંકી દો, જલાવી દો!"

સભાઓ ભરાણી. એમાં ઠરાવ થયા કે 'સરકારે કાયદેસર આ કવિને કવિતા કરતાં રોકવો જોઈએ અને તેની બધી કૃતિઓ આગને હવાલે કરવી જોઇએ.'

પણ આ અવાજો સરકારના ન્યાયાસનને જરા પણ ડોલાવી ન શકયા. આખરે પુત્રીના મૃત્યુનો બદલો ઇચ્છતા પિતાએ શહેરના કુશળ વકીલોને આમંત્ર્યા. નરેશ પર પોતાની પુત્રીને ઉશ્કેરવાનો, નસાડવાનો અને તેમાં નિષ્ફળ થતાં પિતાને દમદાટી દેવા ખાતર ગળે ફાંસો લેવાની સલાહ આપવાનો આરોપ મુકાયો. પેલી બે પંક્તિઓ સાક્ષીમાં રજૂ કરવામાં આવી.

કોર્ટમાં કેસ ચાલ્યો. નરેશ ભાવનાવાદી હતો. એણે તો કહ્યા જ કર્યું કે કન્યા મરવામાં સાચી હતી. હરએક સાચો પ્રેમી જૂઠા પ્રેમની દિવાલોમાં ગોંધાવા કરતાં આ જ રસ્તો પસંદ કરે! સાચા પ્રેમીને મન જીવન–મૃત્યુનો હિસાબ નથી.

અરે, કેવો ભયંકર માણસ! કોર્ટે પણ વલણ બદલ્યું. જાહેર સલામતી માટે ભયરૂપ લેખી એને બે વર્ષની સજા કરી.

૨

**એ દિવસો,** મહિનાઓ ને વર્ષો પણ વીતી ગયાં. બે વર્ષે કવિ નરેશ છૂટયો—એનો એ જ. પણ એણે બહાર આવીને જોયું તો એની દુનિયા બિલકુલ પલટાઈ ગઈ હતી. એના વિરુદ્ધ એટલો પ્રચાર થયો હતો કે નરેશની કૃતિને કોઈ જોતું નહિ, વાંચતું નહિ કે સ્પર્શતું નહિ! નરેશ બહાર આવ્યો એટલે તેની પણ એ જ સ્થિતિ કરી. ન એની સાથે કોઈ વાત કરે, ન એને કોઈ બોલાવે! નરેશનાં કાવ્યોને તો સ્પર્શે જ કોણ?

કવિ માનભંગ થયો! લોકોએ એની પીઠ પકડી, એનું અપમાન ચાલુ રાખ્યું. આક્ષેપો, કટાક્ષો, વ્યંગોથી વાતાવરણ ગાજી રહ્યું; હવે એને બહાર નીકળતાં શરમ આવવા લાગી. એ ઘરમાં ભરાયો. પણ ખાવું શું ને પીવું શુ? દિવસોના દિવસો સુધી કડાકા થવા લાગ્યા. ક્ષીણ થયેલા દેહમાં ધીરે ધીરે તાવ ભરાયો.

નરેશ એકલો હતો. પ્રેમ ને પ્રિયાનાં ઘણાં કાવ્યો એણે લખ્યાં હતાં, પણ પોતે કોઈ પ્રિયાને ઘર આંગણે લાવી શકયો નહોતો. આવો માણસ શા માટે એકલવાયો રહેતો હશે? લોકોને પ્રેમમાર્ગે ચડાવનાર પોતે કાં પ્રેમથી દૂર ભાગતો હશે? લોકોએ તો એને હત્યારો કહીને તજ્યો હતો. એનું મકાન ભૂતિયું ઘર બન્યું હતું, ને જુવાન દિલો તો ભૂલેચૂકે પણ ત્યાંથી ન નીકળતાં.

નરેશની આંખોના દીવામાંથી પ્રકાશ ઘટવા લાગ્યો. ચતુર નરેશે મોતના પડછાયા પરખ્યા. શરીર એટલું નિર્બળ બનતું ચાલ્યું હતું કે હવે પાણી માટે પણ દૂર જવાય તેમ નહોતું. એને લાગતું કે

કદાચ તૃષાના કારણે પણ પ્રાણ નીકળી જાય, છતાંય આવી સ્થિતિમાં બહાર નીકળી કોઈની મદદ માગવાની તેણે ઇચ્છા ન કરી.

એક સવારે એ મૂર્છામાંથી સાવધ થયો ત્યારે એને લાગ્યું કે મારું કાર્ય હવે જલદી આટોપવું જોઈએ; વખત પૂરો થવા આવ્યો છે. એણે પાસે પડેલી કાગળની થોકડી લીધી. ધ્રૂજતે હાથે કલમ ઉઠાવી લખવા માંડયું :

‘ રસિક નરનારો,

‘ છેલ્લી દુઆ તમારા દુઆગીરની. સ્વર્ગનો પ્રકાશ અને પૃથ્વીની સુગંધ તમારું સદા કલ્યાણ કરો! હું તો ચાલ્યો. તમારા દિલનો જૂનો દોસ્ત–તમારો ભુલાયેલો, હિણાયેલો દેવતા, ચાલ્યો. છતાં જતાં જતાંય એક ભેટ તો કરતો જઈશ.

‘ એ ભેટ તે એક સ્વજીવનની કથા! ભલા, જેની પાસે માટલામાં પીવાનું પાણીય બ. ક નથી, એ તમને બીજું શું આપી શકે? આપી શકે છે, છેલ્લા શ્વાસોશ્વાસની ધમાલમાં લખાયેલી એક પ્રેમકથા. એ વાંચજો ને વિચારજો! એના એક એક શબ્દની પાછળ જે વ્યથા, વેદના ને દર્દ છે, એ કોઈ પ્રેમીને ન સ્પર્શજો!

‘ ઊઘડતી તરુણાવસ્થાના એ દિવસો હતા. દિલને બહલાવે તેવો જુવાનીનો બાગ ખીલ્યો હતો. દરેક યુવાનને થાય છે તેમ મને પણ મહત્ત્વાકાંક્ષા ને મદભર માનુનીનાં સ્વપ્નાં લાધતાં હતાં. મારું કવિત્વ મારી મહત્ત્વાકાંક્ષાને પોષતું, પણ કોઈ માનુની મારું દિલ મનાવી શકી નહિ. રસ્તે જતાં ઘણી મળી, પણ કોઈને જાતીય વાસના પીડતી હતી, તો કોઈને મારું કવિત્વ ખેંચતું હતું. કોઈ પ્રેમ પ્રેમ કરતી હતી, પણ પ્રેમ પાછળના મર્મને કોઈ જાણતી નહોતી.

‘ એ વેળા અચાનક એક યુગલના પરિચયમાં આવ્યો. સ્ત્રી શિક્ષિકા હતી, પુરુષ શિક્ષક હતો, અમારું વિદ્યાપાઠનું વર્તુલ એક

હતું. બધાંને પાંગરતી જુવાનીનાં સ્વપ્ન લાધતાં હતાં. અમે ઝડપથી મિત્ર બની શક્યાં; મિત્ર બની અભેદ કેળવી શક્યાં.

'આ મિત્રતા અમને એક વાર કાશ્મીરની સુંદર કુંજોના પ્રવાસે લઈ ગઈ. કાશ્મીરની સુંદર કુદરત, એમાં રમતાં ને ઊડતાં ફૂદાં જેવાં અમે? ખરેખર સ્વર્ગભૂમિનું સ્વપ્ન માણતાં હતાં.

'મને કવિ ન બનાવો?' સ્ત્રીએ કહ્યું

'તમે વિલોચનાને જરૂર કવિ બનાવો!' પુરુષે ભોળે ભાવે પ્રોત્સાહન આપ્યું.

'વાતાવરણ જ એવું સુંદર હતું કે સ્વયં કવિ બની જવાય. અમે ગુરુ–શિષ્યા બન્યાં. કુદરતે નરનારને જે એકતંતુતા આપી છે, એ તાર અમને વીંટાવા લાગ્યા. અમારી કવિતામાં પ્રેમ જ ઉછળવા લાગ્યો.

'અચાનક આ પ્રેમે એક દિવસ બંધન ફગાવી દીધાં. સુંદર મજાની કુદરત હસી રહી હતી, વૃક્ષ વેલીને આલિંગી રહ્યાં હતાં, કવિત્વની ધૂન જામી હતી. મારી અને વિલોચનાની સૃષ્ટિ અદ્વૈતભાવમાં પ્રવેશતી હતી. અચાનક બોલાઈ ગયું:

'વિલોચના, થોડા દિવસ પહેલાં આપણે મળ્યાં હોત તો આપણે એ જ......!'

'નરેશ, એમ જ થાત!' વિલોચના એટલું જ બોલી. 'પણ હવે આ અશક્ય વાત કેમ શક્ય થાય? કવિ!'

પણ આ શબ્દો પૂરા ન થાય તે પહેલાં વિલોચનાનો પતિ આવ્યો. એણે વાત સાંભળી હતી. એ અત્યંત ગુસ્સે થયો. મેં ભૂલ માટે માફી માગી, પણ એ ક્ષમા ન કરી શક્યો. ક્ષમા પણ કેમ કરી શકે? વિલોચના કંઈ સામાન્ય સ્ત્રી નહોતી! અને એના પતિ થવામાં કંઈ ઓછું સદ્ભાગ્ય નહોતું!

'આખર એ આવ્યું કે અમે જુદાં પડયાં; પણ એક પ્રતિજ્ઞા પર સંમત થઈને. આ યાત્રા બાબત કોઈએ કોઈ સાથે ચર્ચા ન કરવી.

'દિવસો વીત્યા એ પછી. પણ વિલોચનાને ન ભૂલી શકયો. અને તેનું જ પરિણામ એ આવ્યું કે હું બીજી કોઈ સ્ત્રીને અપનાવી ન શકયો. જાતીય ઉશ્કેરાટ મને કદી સતાવી ન શકયો. પ્રેમ એ સામાન્ય વસ્તુ નથી. પ્રેમ બદલો ન ચાહે. એને તો શહીદની દુનિયામાં જીવવાનું. મેં પ્રેમ કર્યો, પ્રેમનું મૂલ્ય મારે આપવું જોઈએ : અને એ ખાતર વિલોચનાની માનસમૂર્તિ મારા મનમાં પધરાવી; મેં જગતની તમામ સ્ત્રીઓને મારા મનથી હાંકી કાઢી. જાતીય આકર્ષણ એ રોગ છે. મેં તો આત્મીય આકર્ષણ માણ્યું હતું, અને એટલે જ મેં જીવનભર બીજું ગાવા ઘણો પ્રયત્ન કર્યો પણ પ્રેમ સિવાય કંઈ કહી શકયો કે ગાઈ શકયો નહિ. રાધા કૃષ્ણને ભૂલી શકે ખરી ? જે જેના રંગમાં રંગાયો, એને કેમ વિસરી શકે ?

'મારા કાવ્યનો પ્રેમપાઠ આ છે. એ પચાવે તે માણજો. હું તો ચાલ્યો. છેલ્લી...'

કાગળ પૂરો થયો ને કવિ જમીન પર લથડી પડયો. ચાર છ દિવસે જ્યારે કોઇ ટીંખળી માણસે કવિને કાંકરો મારવા ઘરમાં ડોકિયું કર્યું, ત્યારે ખરેખર ભૂતિયા ઘરમાં એક શબ ફૂલીને ઢમઢોલ પડયું હતું, ને એક લાંબો કાગળ હવામાં આમ તેમ લહેરાતો હતો.

## ૨૧ સૌંદર્ય કે કલા

**જળના** એક એક બિન્દુ માટે તલસતા જગતમાં-આભમાં અણધારી વીજ ચમકે ને લોકોનાં હૈયાં ચકડોળે ચઢાવે એમ......

નિરંજના લખનઉના સુંદર સંગીતવિલાસી જીવનમાં અસ્તિત્વના અંધકારમાંથી અચાનક પ્રકાશી. જોતજોતામાં એના અભિનય ને અવાજે પ્રજાજીવનને આંજી નાખ્યું. કેવલ ત્રણ દિવસના જલસામાં તો માનવીઓને મંત્રમુગ્ધ કરી મૂકયા.

નિરંજનાના સૂરનો એક એક પલટો ને એક એક તાન અચૂક અસર ઉપજાવી દેતાં. કદીક લોકોને શૃંગારમાં ડુબાવી દેતી તો કદી વિરહના વિલાપમાં આંસુઓ ટપકાવી દેતી. કોઈ ઉસ્તાદ મચ્છીમારની જાળમાં ફસાયેલાં મત્સ્ય, માછી ખેંચે એ દિશામાં વહ્યાં જાય એમ સંગીતના પાશમાં ફસ્યાં મત્સ્ય જેવાં માનવી-મન ખેંચાયે જતાં.

મનહર-ગામના જ મહંતનો પુત્ર-હમેશાં સાંભળવા આવતો. ગામ-લોકો જાણતા હતા કે મનહર સંગીતકલાનો સારો અભ્યાસી છે, ને મહંતાઈ, શ્રીમંતાઈ કે સત્તાધીશતાને સમાન દરજ્જે પહોંચી ગઈ હોય ત્યાં મનહરને જીવનમાં સંગીત જેવી વસ્તુઓ માટે અવસર હોય એ સ્વાભાવિક જ હતું.

એ નિરંજનાનાં વિશાળ નયનો સામે મીટ માંડતો, અભિનયમાં નવનવી મોહકતા પામતાં સુલલિત ગાત્રો ઉપર દષ્ટિ ફેરવતો સંગીતના માધુર્યમાં ડોલ્યે જતો. એ ક્ષણે ક્ષણે વાહ વાહ પોકારતો ને પ્રેક્ષકો મનહરનું અનુસરણ કરી તાલીઓના ગડગડાટથી નિરંજનાને વધાવી લેતા.

આમ લોકહૃદય ઉપર ઈશ્વરની આણ જેવી નિરંજનાની મોહક આણ વર્તાઈ રહી હતી. ટેબલ પર કલમ ચલાવતો અધિકારી કે શાક તોળતો કાછિયો, મરચું મીઠું વેચતો ગાંધી કે ગાડી હાંકતો કોચવાન ‘બાંકે સાંવરિયા’ની ધૂનને ફરી ફરીને કોઈ મંત્રજાપની જેમ સ્મરી રહ્યો હતો.

૨

**વસંતની** એક નમતી સંધ્યા હતી. આછા ઉજાસભર્યા જગતને માથે ચંદ્રની ઝાંખી રેખા, દૂર દૂરના બગીચાઓમાંથી તાજાં ગુલાબમાંથી પરિમલ લઈને વહેતો પવન ને દૂર દૂરની આમ્રઘટામાં ટહૂકતી કોયલ,—જાણે પ્રકૃતિને યૌવન પાંગર્યું હતું !

નિરંજના શ્રમિત દેહને આરામ આપવા ઝરુખામાં ફરી રહી હતી. પ્રકૃતિની યુવાની સાથે એની યુવાની પણ મસ્તી કરતી હોડે ચઢી હતી. ધીરા ધીરા પવનથી સરકતા સાળુને સંકોરતી નિરંજના રાજમાર્ગ ઉપર દૃષ્ટિ માંડી રહી હતી. આજ કોઈ કલાભક્ત રસિક યુવાન તેની મુલાકાતે આવવાનો હતો.

એક વિક્ટોરિયા આવી ને દરવાજે ઊભી રહી. દાસીએ આવી વરધી આપી: ‘મનહરબાબુ મળવા પધાર્યા છે.’

‘વારુ, હું પોતે જ સ્વાગત કરવા આવું છું.’

નિરંજના મનહરને લેવા સીડી સુધી ગઈ. દીવાનખાનામાં મખમલી કોચ ઉપર મનહરને બેસાડી પાસેની ખુરશી પર પોતે બેઠી.

‘નિરંજના, તમારી કલા ઉપર હું આફરીન થયો છું. ખરેખર તમારું સંગીત સ્વર્ગીય છે,’ મનહરે શરૂઆત કરી.

‘મહેરબાન, એ આપની કદરદાની અથવા મહેરબાની છે,’ નિરંજનાએ મુખ મલકાવતાં કહ્યું.

આસમાની સાળુમાં વીંટાયેલું એનું ગૌર ને ભરાવદાર મુખ અત્યારે આકાશના નીલાંગણમાં પૂર્ણિમાનું ભાન કરાવતું હતું. મનહરનું મન ચકડોળે ચડતું હતું: 'આનું દેહસૌંદર્ય વધે કે સંગીતસૌંદર્ય ?'

'લો, આ મારી અદના ભેટ સ્વીકારશો કે ?' મનહરે મખમલી કેસમાંથી ચમકતો એક હાર કાઢ્યો. હીરાનાં તેજ, હસતી નિરંજનાની દંતાવલિ સાથે હરીફાઈ કરતાં હતાં.

'નહિ, નહિ, મારા સાહેબ ! આપની મહેરબાની જ ઘણી છે, એનાં મૂલ ન હોય,' નિરંજના કેવળ વિવેક ખાતર જ બોલી.

'લો, લો, આ તો તમારી અમૂલ્ય કલાને ભેટ છે, અમો તો કલાના સેવક છીએ,' મનહરે નિરંજનાના હાથમાં મખમલી કેસ મૂકી, પણ મૂકતાં મૂકતાં નિરંજનાનો કોમળ હસ્ત જાણતાં અજાણતાં પણ દબાઇ ગયો. નિરંજના આ કલાભક્ત પર વારી ગઈ હતી. કલાભક્ત કલાને નામે દેહનાં પણ દાન લેવાની તૈયારીમાં હતો. અગમચેતીઓ અપાયે જતી હતી.

નેત્રનાં મદઘેલાં વારી પરસ્પર ભેટતાં હતાં ત્યાં તો દાસી આવી. 'બા સાહેબ ! કોઈ યુવાન ઘણી વારથી દ્વાર પર ઊભો છે.'

બંધાયેલી નેત્રપલ્લવી વિખૂટી પડી.

'ઠીક, કાલે મળીશ,' મનહરે રજા લીધી. નિરંજના બારણા સુધી સાથે ગઈ.

'દાસી, યુવાનને બોલાવ.'

એક હસતો યુવાન આવ્યો. એની આંખોમાં તેજ હતું. શરીરમાં તનમનાટ છતાં કપડાંમાં રહીશોનાં નૂર નો'તાં.

નિરંજના જોતાં જ સમજી ગઈ કે આવા યુવાનો પાસે હીરાના હાર ન હોય. પૈસા વગરનું જગત લુખ્ખું ન લાગતું હોય એમ ઠંડો આવકાર આપતાં બોલી: 'આવો, સામે ખુરશી પર બેસો.'

'આપની કલાથી અમો ઘણા ખુશ થયા છીએ. ઈશ્વરે શું સુંદર કંઠની બક્ષીસ આપી છે! અમારે ત્યાં એક ધાર્મિક ઉત્સવ છે ત્યાં આપનું સંગીત રાખવાનો વિચાર છે. છતાં એટલી સ્પષ્ટતા કરવી જરૂરી છે, કે પુરસ્કારમાં પ્રેમભર્યા અભિવાદન સિવાય વિશેષ કાંઈ આપી શકીએ તેમ નથી!'

'ઘેલા ભાઈ, કલાનું અભિવાદન એમ લુખ્ખું ન હોય. સંસારની પ્રત્યેક વસ્તુનાં મૂલ્ય છે. મૂલ તો મુલવવાં જ પડે ને!' નિરંજના ઉચ્ચ સંગીતભર્યા વાતાવરણમાંથી વ્યવહારના શુષ્ક વાતાવરણમાં ઊતરી પડી. યુવાન ચમકયો.

'અમૂલ્યનાં મૂલ્ય ન અંકાય. સુંદરી, પુરસ્કાર આપીશું પણ સામાન્ય. છતાં કલા તો બદલા વિના જ આદરભાવ પામે. પૈસાને ને કલાને આભડછેટ હોય. કલા કલાને ખાતર હોવી જોઈએ.' યુવાને કલાની ફિલસૂફી સમજાવી.

'મહેરબાન! એવી કલાની કદરમાં હું નથી માનતી. જુઓ, આ રહી કલાની કદર! કલાની કદર એમ થાય!' મખમલી કેસ બતાવતાં નિરંજના હસી. યુવાનને લાગ્યું કે ચંપાના ઝાડ નીચે તો ભારે ભોરીંગો પડયા છે. એની વાસ લેતાં તો ભારે ભોગ આપવો પડે. જેને એ સ્વચ્છ જળભર્યું સરોવર સમજતો હતો એ તો મૃગજળથી ભરેલ ખાખ મેદાન લાગ્યું.

'નિરંજના! સાચું કહું? એ કલાની કદર નથી, આ તો લાલચ છે. તમારા સંગીતે ધર્મપ્રેમી જનોનાં હૃદયો પ્રભુભક્તિથી તરબોળ થઈ જશે. કલાને માત્ર અર્થની ગુલામ ન બનાવો, કદીક સન્માર્ગે પણ વાપરો,' યુવાન એને સમજાવવા મથી રહ્યો હતો.

'યુવાન, હજી તમે સંસારના અજાણ છો. લેખકની કલમની કિંમત છે, ચિત્રકારની પીંછીની કીંમત છે, તો ગાયકના કંઠની કાં

નહીં ? જગતની બધી બાઝારી કેમ ચાલે છે એનું તમને ભાન નથી. કલાની કદર કરો કે ન કરો, પૈસા લાવો, એ વિના તમારા ગામમાં મારું સંગીત ન હોય.'

'નિરંજના ! ભૂલો છો, કલાને ન વેચો, હીરાના હાર આપી જનારા સંગીતપૂજકો નથી, તમારી સૌંદર્યજ્યોતના આંધળા પરવાનાઓ છો ! જ્યોત બુઝાઈ જતાં કોઈ પાસે પણ નહિં આવે.' યુવાન હૃદય કબજે ન રાખી શક્યો. માળી આખો બગીચો છુંદાઈ જતાં જે ભાવનાથી પોકારી ઊઠે એ ભાવનાથી એણે સંભળાવી દીધું.

નિરંજના તાડુકી ઊઠી. એની મુખમુદ્રા તામ્રવર્ણી થઈ ગઈ. જે કંઠમાંથી સતાર જેવો સૂર નીકળતો એમાંથી લાવાનો રસ ટપક્યો.

'બસ ચુપ કરો મહાશય ! મારાં સીડીનાં પગથિયાં ચઢવા મળ્યાં ને આટલી વાર વાત કરવાનું મળ્યું એને તમારું પરમ સૌભાગ્ય સમજો. હવે એક ક્ષણ પણ અહીં ઊભા ન રહેશો, નહિ તો...' ગાયિકાના સુંદર ઓષ્ઠ પર કંપ હતો.

'હે દીનાનાથ !' યુવાન પગથિયાં ઊતરી ગયો. ઝાંખા પ્રકાશથી છવાયેલા રાજમાર્ગ પર અદૃશ્ય થઈ ગયો.

'બેવકૂફ મારું મગજ ચાટી ગયો,' નિરંજના આરામ લેવા કમરામાં ચાલી ગઈ.

પછી તો ઘણા દિવસો વીત્યા. લખનઉ આખુ સંગીત સરિતામાં તરી રહ્યું હતું. કલાભક્ત મનહર પણ નિરંજનાની સારી કદર કરતો, અવારનવાર મુલાકાત લેતો ને નાચ મુજરા ગોઠવતો. લોકો પણ નિરંજનાના દેદારનાં દર્શનથી પોતાની જાતને કૃતકૃત્ય માનતા હતા. આમ લખનઉનું પ્રજાજીવન આગળ ધસી રહ્યું હતું, ને દરેકના હૃદય પર નિરંજના રાણીપદ ભોગવતી હતી. દરેક દીવાલો પર

એની તસબીર હતી. પ્રત્યેક હૈયાં પર એની સ્મૃતિ હતી. પ્રત્યેક જબાન પર એની ધૂન હતી.

૩

**આજે** લખનઉ નગરી આખી ખળભળી ઊઠી હતી. દૈનિક પત્રની નકલો ઉપર દરોડો પડ્યો હતો. રસ્તે જતાં આવતાં લોકો નવા સમાચાર વાંચી રહ્યા હતા:

'મધરાતે થયેલો ગંભીર અકસ્માત,

'મોટર સાથે અથડાયેલી વિક્ટોરિયા,

'રાવબહાદુરને ત્યાંથી મુજરો કરી મોડી રાતે પાછી ફરતી સુપ્રસિદ્ધ નર્તિકા નિરંજનાનો અકસ્માત,

'નાક તેમ જ પગને પહોંચેલી સખ્ત ઈજા.'

લોકો વાંચતા સ્થંભિત થઈ જતા ને ચર્ચા કરતા વિખરાતા.

નિરંજના તો રાષ્ટ્રધન હતી. એ ધનને આજે જફા પહોંચી હતી.

સમાચાર મળતાંની સાથે મનહર નિરંજનાને જોવા દવાખાને દોડી ગયો. પાટાથી વીંટાયેલી નિરંજના દુઃખથી કરાહતી પલંગ ઉપર પડી હતી. એનું મનોહર પોપટિયું નાક બિલકુલ છુંદાઈ ગયું હતું ને એના ફેરથી પગનું હાડકું ભાંગી ગયું હતું. નિરંજનાની ખબર પૂછી ડૉક્ટરની સાથે વાતચીત કરી મનહર ઘેર ચાલ્યો ગયો.

મનહર બે ચાર દિવસ નિયમિત આવતો રહ્યો. પણ પછીથી ગમે તેમ પણ શિથિલ થઈ ગયો. નિરંજનાને ધીરે ધીરે ફેર આવતી હતી પણ પેલું સુંદર પોપટની ચાંચ જેવું નાક ફરીથી પોતાનું સ્વરૂપ ન પામ્યું; ઘાના ચિહ્નોવાળું નાક બેઠેલું જ રહ્યું. પગ પણ લૂલો જ રહ્યો. ઘણી દવાઓ છતાં પેલો નૃત્ય વખતનો નર્તક પગ પૂર્વસ્થિતિ ન પામ્યો.

હમેશ આવતો મનહર હવે બે એક દિવસના અંતરે આવવા લાગ્યો. 'સખ્ત કામ છે' 'તબિયત નરમ છે' નાં બહાના શરૂ થયાં ને પછી તો નિરંજનાને એના દર્શન માટે પાંચ પાંચ દિવસ તલસવું પડતું ને તેમાં પણ કદીક નિષ્ફળ જતી. કલાનો કદરદાન મોંઘો થતો લાગ્યો.

લખનઉમાં આજકાલ પાછા નાચમુજરા શરૂ થયા હતા. બનારસની કોઈ ગાનારી આવી હતી ને નિરંજનાની માંદગીનો સારો લાભ લઈ રહી હતી. લોકોને 'રામપ્યારી' નું સંગીત હવે ઠીક પસંદ પડવા માંડયું હતું.

નિરંજના આજ હોસ્પીટલ છોડી રહી હતી, છતાં હૃદય વ્યાકુળ હતું. એની પાસે લાંબી બિમારીમાં ઘણું દ્રવ્ય ખરચાઈ જવાથી પૂરતો પૈસો પણ નો'તો ને એની પાસે એનો મનહર પણ નહોતો. બહાવરી બની એ બે ચાર વખત એને બંગલે ગઈ, પણ કેવલ હેરાનગતિ સિવાય કાંઈ ન મળ્યું. મનહરની મુલાકાત ન થઈ તે ન જ થઈ.

નિરંજના થાકી–હારી, દ્રવ્યની તંગીમાં સપડાઈ ગઈ. અન્તે એણે માંદા મને પણ એક જલસો ગોઠવ્યો. સંગીતની બહાર વહેવડાવી કમાણી કરી લેવાનો વિચાર રાખ્યો.

બીજા દિવસની સાંજે જલસો જામ્યો. ઘણા વખતથી અદૃશ્ય થયેલી ગાયિકાને સાંભળવા આજ મેદની ઊતરી પડી હતી.

એણે ફરીથી સંગીતનો આશ્રય લીધો. ભલે સુડોળ નાસિકા બેડોળ બની, પગ ખોડંગતો બન્યો, પણ કંઠમાં તો એ જ દર્દભર્યા સૂર હતા, એ જ માધુર્ય ને એ જ આલાપ હતા. રિસાયેલા એના સંસારને મનાવવા તેણે કેડ ભીડી. એની જે એક એક ચીજ પર માનવ માત્ર પાગલ થઈ ઊડતો, અનેક વાર 'એક દફા ઔર' ના પોકારોથી વધાવી લેતો, એ ચીજ એ છેડવાની હતી.

તાળીઓના ગડગડાટ ને રોશનીના પૂર ભપકા વચ્ચે નિરંજના આવી. પણ આ શું? નિરંજના ખોડંગતી? લોકોએ ખૂમરાણ મચાવી.

સિતાર છેડી ને સંગીત શરૂ થયું. ખૂબ મહેનત લીધી પણ વિધિ રિસાણી હતી. જનતા ખુશ ન થઈ, નૃત્ય ને નખરાં વગર સંગીતની લુત્ફ ન જામે એમ લોકોનો નમ્ર–નફ્ટ અભિપ્રાય હતો.

'ચીબી!' 'લૂલી!' એક પ્રેક્ષક સુંદરતા–વિહોણા મુખના દેખાવથી ને નૃત્યના અભાવથી કંટાળીને બોલી ઊઠયો.

પ્રેક્ષક વર્ગ અસંતુષ્ટ હતો. એણે પેલાના શબ્દો ઝીલી લીધા. જલ્સો નિષ્ફળ ગયો ને નિરંજના હારી બેઠી. જીવનના આકાશમાં વિપત્તિનાં ઘનઘોર વાદળો ઘેરાવા લાગ્યાં.

છેલ્લો પાસો ને જીવનની છેલ્લી હારજીત. મનહરને એક આજીજીભર્યો પત્ર લખ્યો. પોતાના પૂર્વના સ્નેહી જીવનને ખાતર, દયાને ખાતર, નિરંજનાને ખાતર, અરે, ખુદ ઈશ્વરને ખાતર એક મુલાકાત આપવા પ્રાર્થના કરી.

પણ રૂઠેલી વિધાતા ન માની. મનહરનો પત્ર આવ્યો,

**નિરંજના,**

'પત્ર મળ્યો. ફરીથી હવે હેરાન ન કરશો. સખ્ત કામને લીધે મુલાકાત નહીં થાય. કંઠ અવશ્ય તમારો સુંદર છે. એમાં દર્દ પણ હશે, પણ કેવલ સંગીત માટે તો આજે વિજ્ઞાને સુંદરમાં સુંદર ગ્રામોફોનની રેકોર્ડ રજૂ કરી છે. **'મનહર'**

પત્ર વાંચ્યો. 'ગ્રામોફોનની રેકોર્ડ!' નિરંજના ક્રોધાન્વિત બની ગઈ.

ભાનમાં આવતાં એણે જાણ્યું કે જીવનનું સાચું ભાન, સાચું જ્ઞાન આજ એ પામતી હતી. મોટા ભાગનું જગત કલા પાછળ ઘેલું

નહોતું, ગલગોટા જેવી દેહયષ્ટિ ઉપર ફીદા હતું. લજ્જાની સીમા વટાવતાં નખરાં પર વારી જતું હતું.

એ બહાવરી બની, બૂમ પાડી ઊઠી. 'બસ આજ, દેહપલટો, હૃદયપલટો, અરે જીવનપલટો, બસ પલટો, પલટો ને પલટો.'

દાસીએ મહા મહેનતે એને પલંગમાં સુવાડી.

બીજે દિવસે મકાન ખાલી પડ્યું હતું. મેનાં પોપટના નિનાદથી ગાજી રહેલાં પાંજરાં ખુલ્લાં ને ખાલી પડયાં હતાં. બગીચામાં ઢોર રખડતાં હતાં. ગામ લોકો શૂન્ય આવાસને જોઈ બબડતાં ચાલ્યાં જતાં હતાં. નિરંજના બધું રાચરચીલું વેચી કોઈ ગામડામાં શેષ જીવન વિતાવવા ચાલી ગઈ છે. આમ લખનઉના બજારમાંથી સંગીતની એક સરિતા કરુણ રીતે શોષાણી.

૪

**નૌતમપુર** ગામ પર મીઠી સવાર ઊગતી હતી. નિરંજના એક ભાડાના ઘરમાં બિમાર અવસ્થામાં પડી હતી. પાણીનું પ્યાલું દેનાર પણ કોઈ સાથી નહોતું.

વિધિ તારું કેવું બલ ! જે ગુલાબ પાછળ હજાર ભમરાઓ ભમતા હતા ને કનિષ્ઠમાં કનિષ્ઠ સેવામાં પણ પોતાનું સૌભાગ્ય માનતા હતા; એ ગુલાબમાંથી રંગ ને રૂપ ઊડી જતાં આ એકલતા ને આ નિર્જનતા ! એકેક ભમરાઓ ! કેવા નિષ્ઠુર બેહયાઈ !

માર્ગ પર ચાલ્યો જતો એક યુવાન આ પીડિત સ્ત્રીને જોવા ક્ષણવાર થોભ્યો.

'બિમાર સ્ત્રી !' એ નજદીક ગયો, પણ જોતાંજ થંભી ગયો. આ તો નિરંજના ! અપમાનના શબ્દો બોલનારી ગર્વિષ્ઠ ગાયિકા. 'નિરંજના ?'

'કોણ ?' દર્દથી પીડાતી નિરંજનાએ નેત્રો ઉઘાડયાં.

'ન ઓળખ્યો કે ?' યુવાન હસ્યો.

'હા, કોણ, યુવાન, ભાઈ મને માફ કરજે !' નિરંજના ગળ-ગળી થઈ ગઈ. એને ભૂતકાળ નજર સામે તરી આવ્યો.

'બેન ! ગભરાશો નહિ, આ ગામ તમારી સેવા કરશે. જ્યારે સહુ તિરસ્કારશે ત્યારે અમે તમારાં મૂલ કરી શકીશું.'

'ભાઈ, આજ હું અપંગ છું. મારી કલાને કોઈ પૂછતું નથી મારા સૌંદર્યની બરબાદી થઈ ચૂકી છે. મને કોણ સાંભળશે ?'

'તમારું સૌંદર્ય હજી અપૂર્વ છે, નિરંજના, તમારું મૂલ્ય અણ-મોલ છે. વિધાતા સહુને બે જાતનાં રૂપ આપે છે, અંતરનાં ને બહારનાં. પણ બહારની દુનિયામાં બહારના રૂપની બહુ કીમત છે. એ કીંમતે તમને મગરૂર બનાવ્યાં, ને અંતરનાં રૂપ વિસરાવ્યાં. ઈશ્વરે જ તમને વિપદા આપી, સદ્દમાર્ગે વાળ્યાં. આજસુધી તમારું સંગીત કેફ જન્માવતું. હવે પ્રેમ જન્માવશે. વાસનાનાં પૂર વહી ગયાં. જળ નિર્મળ બન્યાં છે, બહેન !'

'હું શી સેવા આપી શકીશ ? મારી પાસે કાંઈ નથી.'

'પ્રભુએ આપેલા કંઠની, વિધિએ સમર્પેલ સંગીત વિદ્યાની.

ગાયિકા ન બોલી, નેત્રોમાંથી આંસુ ખર્યાં. યુવાને પાણી પાયું.

જોતજોતામાં નિરંજના સાજી થઈ ગઈ. સાદા ને નિર્દોષ વાતાવરણે દેહ ને દિલના રોગ મટાડી દીધા. હવે તો નિરંજના ખોડંગતા પગે ગામડાનાં ખેતરો ખુંદી વળતી. પનઘટ આરે જઈ વાતે વળગતી. છોકરીઓને સંગીત શીખવતી ને રાત્રે આરતી ટાણે ભજનની ધૂન છેડતી. એના કંઠમાંથી મધુરા સ્વર રણકી રહેતા.

'મંદિરિયે વસજો મારા નાથ,
હો મોરે મંદિરિયે વસજો મારા નાથ'

નિરંજના, કયું તારું મંદિરિયું ? અરે મારું મનમંદિર, કેવું રૂપાળું સિંહાસન ત્યાં બિછાવ્યું છે. શું મારો નાથ ત્યાં બેસવા નહિ આવે.

પ્રેક્ષક વર્ગ વાહ વાહ પોકારતો ને પ્રભુભક્તિમાં વધારે દૃઢ થતો. નિરંજનાને પણ પેલા શિકારી કૂતરાના જેવી દૃષ્ટિવાળા પ્રેક્ષકો કરતાં આ સાદા ને સરળ પ્રેક્ષકો ગમતા. ત્યાં સૌંદર્યની ભૂખ હતી, અહિં ભક્તિનાં પૂર હતાં.

જીવનમાં ન અનુભવેલાં સુખ ને સંતોષ નિરંજનાએ અહીં માણ્યાં ને પછી.........

કદી કદી જ્યારે આકાશમાં ચાંદની પૂર બહારમાં ખીલતી ને જગત શુભ્ર જ્યોત્સ્નાના પાશમાં વીંટળાઈ શાન્ત થઇ જતું ત્યારે નિરંજના ભૂતકાળને આપમેળે વિચારતી–સંભારતી ક્રોધી થતી ને આખરે બબડતી સુઈ જતી:

શયતાનો ! એ કોની પૂજા હતી !
કલાની કે સૌંદર્યની ?

## ૨૨. પ્રેમી

**પ્રેમનાં** પૂર આડે કોણ દિવાલો બાંધી શકે? ચોમાસું આવે અને જગતને હર્ષભર્યું બનતાં કોણ રોકી શકે? એ લીલી કુંજાર વાડીઓને કોણ કહેવા જાય, કે પાણી ભલે વરસે, પણ ખીલશો મા!

જગન્નાથને પણ એવું બન્યું! તાકાત તો નહોતી થર્ડ ક્લાસના પેસેંજર થવાની ને દાખલ થયો ફર્સ્ટ ક્લાસના ડબામાં! હતો તો એ કંચનલાલ શેઠનો ગુમાસ્તો પણ શાકભાજી લાવતાં લાવતાં કંચનલાલ શેઠની નાની પુત્રી લીલીનો પ્રેમી બન્યો. ખાનદાનીના ભયંકર ગઢો ભેદીને પણ એણે લીલીને પોતાના મનમંદિરની દેવી બનાવી.

લીલી પણ કોઈ પ્રેમીની શોધમાં હતી. પણ હજી એ શોધ પૂરી કરી નહોતી રહી. એક વૈજ્ઞાનિક જેટલી ઝીણવટથી કોઈ ચીજની શોધખોળ કરે, તપાસે અને ચકાસી જુએ તેટલી ઝીણવટથી એ બધું તપાસતી અને ચકાસતી. અનેકોને મિત્ર બનાવ્યા હતા ને અનેકોને નિરાશ બનાવ્યા હતા. જગન્નાથ પણ એ લિસ્ટમાં દાખલ થવા મથતો હતો. છેલ્લા કેટલાક દિવસથી એ ટેલીફોન માર્કાનું ઝીણું ધોતિયું છોડી માન્ચેસ્ટરનું લાવ્યો હતો ને કોટ પણ શહેરના દરજી પાસે શિવડાવી લીધો હતો. ઝીણા ફરવાળી ટોપી તો એના મોટા મોઢાને ખૂબ દીપતી. મોં ધોળું કરવા છાનો છાનો પાવડર ઘસતો ને હજામતને તો વાસી થવા જ ન દેતો.

લીલીનું મન આ ભોળા જગન્નાથ તરફ ખેંચાયલું રહેતું,

પણ નોકર તરીકેની તેની મર્યાદા એ ભૂલી ન શકતી. છતાં પોતાના ખાનગી માણસ તરીકે જગન્નાથનો એ ઉપયોગ કરતી.

શ્રીમંતાઈ ચારિત્રની બાબતમાં ઘણીવાર વધુ ઢીલી હોય છે; કારણ કે એને એટલી ઢીલાશ આણવા માટે એકાંત અને અવસર હોય છે. નાના ગામડા જેવડા બંગલામાં સ્વચ્છંદ થવાને એકાંત શોધતાં વાર નથી લાગતી અને પેટ ભરવાની બેફિકરી સ્વચ્છંદતાને વધવા પૂરો અવસર આપે છે. લીલી માટે પણ એમજ હતું, અને આ એકાંત અને અવસરનો લાભ પોતાના માનીતા પતિને શોધી લેવા માટે કરવાનો તેનો નિશ્ચય હતો.

પતિની પણ તેની વ્યાખ્યા જુદી હતી. ન સીતાના જેવી હતી કે ન આજની સુંદરીઓ જેવી જૂના કાળમાં પતિઓ જેમ મનપસંદ પત્નીઓની ઇચ્છા રાખતા એવા લીલીની વ્યાખ્યા હતી. હાલમાં જ એક એવા શ્રીમંતપુત્રને પસંદ કરી લીલી પરીક્ષા લઈ રહી હતી. જગન્નાથને લઈને આંજે તે નવા ઉમેદવાર સાથે સફર માણી રહી હતી.

બન્ને ખૂબ ગેલમાં હતાં. ઉમેદવાર જુવાન ખૂબ સોહામણો હતો. લીલી પોતાના મનમાં પોતાની જોડની કલ્પના કરી રહી હતી. છબી પડાવીએ તો કેવી શોભે, એ વિચારી રહી હતી. સમુદ્રનો કિનારો આવતાં બન્ને હાથમાં હાથ ઝાલી મોટરમાંથી બહાર ફરવા નીકળી ગયાં. જગન્નાથ ને શોફર બે જ એકાંતમાં રહ્યા.

સાગરનાં મોજાં પર ચાંદની હસતી હસતી રમતી હતી. સુંદર હવા વનવૃક્ષોમાંથી સુસવાટા બોલાવતી ચાલી આવતી હતી.

ઊંચા નાળિયેરનાં વૃક્ષો અત્યારે ખૂબ સુંદર દેખાતાં હતાં.

'લીલી! સાગર જોયો?'

'સુરેશ! એના પર રમતી ચાંદની નીરખી?'

બન્ને એકબીજાં સામે જોઈ રહ્યાં. પ્રેમના આશકોને સાગર–ચંદ્રની જોડલી મીઠી લાગી, ધીરેથી વાત છૂટી.

'લીલી ! તમારામાં લગ્નની પ્રથા કેવી ?'

'વાત કરીશ મા ! આ લોકોની લગ્નપ્રથા જ જંગલી જેવી છે.'

'પણ લીલી ! પેલો જયંત, રમેશ વગેરે તારી પ્રેમ–પ્રથા માટે ખૂબ ટીકા કરે છે. કહે છે, કે તું એક વખત તેમને પ્રેમી તરીકે સ્વીકારી ચૂકી હતી.'

'છટ, તેઓ મારા ખાસડાને પણ લાયક નથી.'

'એમ કે...?' લીલી હજી આ શબ્દો પૂરા કરે એ પહેલાં કોઈ બે ચાર વ્યક્તિઓ ધસી આવી.

'હે સાલાને અને ઉપાડ એ રાંડને, એક વખત તો એનું મોં કાળું કરી નાખીએ.'

બે જણ સુરેશની સાથે લડવા રોકાયા ને એક વ્યક્તિએ લીલીને ઉઠાવી. લીલી કાઠી અને વ્યાયામના ઘણા ઊંચા પ્રયોગો જાણતી હતી; ઇનામ પણ મેળવ્યાં હતાં. પણ વખત પડે પરશુરામની જેમ વિદ્યા વીસરી ગઈ. એ કંઈ કરી ન શકી. બે ચાર ફાંસા પડતાં એ બેભાન બની ગઈ. એની તીણી ચીસ વાતાવરણને ભેદી રહી.

મોટરમાં નિરાંતે બેઠેલા જગન્નાથના કાન આ ચીસે ચમકી ઊઠ્યા. એ દોડ્યો. થોડે દૂર કોઈ વ્યક્તિને કંઈ ઊંચકી જતો જોયો. જગન્નાથ ક્ષણવારમાં ભેટી પડ્યો. સાધારણ ધમાધમમાં જગન્નાથ પેલાને હંફાવી શક્યો, પણ પેલા બે આવી જાય તેટલી વારમાં તેને લીલીને લઈને પસાર થઈ જવાનું હતું.

જગન્નાથ મોટર સુધી પહોંચ્યો ને લીલીને અંદર મૂકી તેટલી વારમાં તો બે જુવાન આવી પહોંચ્યા. પણ તેઓ મોડા પડ્યા હતા. મોટર તરતજ ઊપડી ગઈ ને તે જોતા જ રહી ગયા.

૨

**બીજે** દિવસે 'સાગરતટે સુરેશના ખૂન'ની વાતે આખું શહેર ચમકી ગયું. સુરેશનો બાપ બેટાના ખૂનીને પકડવા આખી દોલત લૂંટાવા તૈયાર હતો. સી. આઇ. ડી. ખૂબ કોશિશ કરવા લાગી.

પરિણામે એટલું શોધાયું, કે તે જ વખતે શેઠ રાયમોહનની મોટર પુરજોશમાં ત્યાંથી પસાર થઈ ગઈ હતી. આટલી વાત આવતાં તો કાગનો વાઘ થઈ ગયો. એ નક્કી થયું, કે રાયમોહનના કોઈ માણસે સુરેશનું ખૂન કર્યું.

લીલી નહોતી જાણતી, કે પોતાના પ્રેમના ઉમેદવારોની શોધનું આ પરિણામ આવશે. ગમે તેમ પણ એની મહેરબાની જગન્નાથ પર ઊતરી પડી. લીલી જગન્નાથને ખૂબ ચાહવા લાગી. જગન્નાથના છાના પ્યારને તૃપ્તિ થતી હતી.

છતાં છેલ્લા દિવસોમાં પોલિસ વગેરુ શોધતી ઘરમાં આવી રહી હતી. સુરેશ સાથે પડાવેલી છબી મળી આવી હતી. બંને સાથે હરતાં ફરતાં એની સાહેદી તો અનેક મુખ આપતાં હતાં. છતાં એનો સાથીદાર જગન્નાથ ચૂપ હતો. જે સઘળું રહસ્ય જાણતો હતો, એની જ જબાન ચુપ હતી. પોલિસ કંઈ મેળ ન બેસાડી શકી.

પાંચ હજારનું ઈનામ ખૂની માટે પ્રગટ થયું. હવે ભીંસ વધતી ચાલી. લીલીનો એકમાત્ર આધાર જગન્નાથ હતો. એ ચોવીસે કલાક જગન્નાથને વીંટળાતી ફરવા લાગી.

આજના સમાચાર તો ઓર ભયંકર હતા. શૉફર ફૂટી ગયો હતો. એણે લીલીને ગુનેગાર જણાવી. શ્રીમંત ગુનેગાર મળ્યો એટલે પોલિસને તો ઘી–કેળાં. પાકી તપાસ માટે તેમણે જગન્નાથને પકડ્યો. પોલિસ જગન્નાથને સખ્ત પરેશાન કરી રહી હતી. ભેદ ખોલવા એનો આખો દેહ મારનાં ચિહ્નોથી વિવર્ણ થઈ ગયો

સાંજે એ ઘેર ફર્યો ત્યારે એનો હતાશ ચહેરો જોઈ સહુએ માની લીધું કે નક્કી જગન્નાથે ભેદ કહી દીધો. કોઈએ એને આવકાર પણ ન આપ્યો.

અમિત જગન્નાથ એક ખૂણે ઢળી પડયો. પોલિસતપાસનો ત્રાસ એના દેહ પર સ્પષ્ટ હતો. થાકેલો એ ઊંઘી ગયો.

પણ જાગ્યો ત્યારે કોઈ સ્વર્ગની પરી એની સામે ઊભી હતી. મધરાતના સિતારા એના ઓઢણામાં ઝબકતાં હતા. યૌવનની ચંદ્રરેખ આછું તેજ ઢોળી રહી હતી.

'જગત !'

આવો મધુર શબ્દ એને કાને કદી નહોતો પડયો. એ ચમકયો. સાવધ થઈને જોયું તો લીલાકુમારી !

'અત્યારે કેમ ?'

'એક પ્રશ્ન પૂછવા આવી છું. તમે પૈસાને ચાહો છો, કે પ્રેમને ?' લીલાના હાથમાં પીળું પીળું કંઈ હતું.

'ન સમજ્યો, કુમારી ! પ્રેમ આગળ પૈસો કોઈ વિસાતમાં નથી.'

'તું મને પ્રેમ નથી કરતો ?'

'અવશ્ય. પણ તમે...'

'અંતર ચીરીને બતાવું ?'

'ના. એટલું તમારે મોંએ કહો એટલે તૃપ્તિ.'

'પોલિસે તમારા પર જુલમ ઢાળ્યો.'

'એથી શું ? ગમે તેવો જુલમ કોઈની બંધ જબાન ખોલાવી શકે ખરો ?'

'એટલે તમે કશું કહ્યું નથી ?'

'કશું જ નહીં. જીવતા જીવે રૌરવ નરક વેઠી આવ્યો છું. પણ લીલા, એકવાર કહો કે હું તમારા પ્રેમનો અધિકારી ખરો ?'

'અધિકારી, અત્યાર સુધી મળ્યા તેમાં સહુથી શ્રેષ્ઠ. લીલી તારી...'

જગન્નાથ ઊભો થયો. એણે સર્વ વેદનાને જાણે ફગાવી દીધી. એણે ધીરેથી કહ્યું:

'સુરેશની કંઈ નિશાની તમારી પાસે હશે ?'

'હા, મને સોનાની ચેન, હીરાની વીંટી અને એક ઘડિયાળ ભેટ આપેલું છે.'

'મને એ આપી દો ! તમારી વાત છૂપી રાખવા આટલું ઇનામ આપવું પડશે.'

લીલીને લાગ્યું, કે જગન્નાથ આખરમાં તો હલકો માણસ ને ! પણ વાત છુપાવ્યા વગર ચાલે તેમ ન હતું. પોતાના ગળામાંથી સોનાની ચેન કાઢી લેવા જગન્નાથને કહ્યું. જગન્નાથ આવી લીલીની ટેવથી અજાણીતો હતો. એણે બધી ચીજો કબજે કરી.

બહાદુર સી. આઈ. ડી. શોધમાં ખૂબ આગળ વધી હતી. મોટરનો શોફર તાજનો સાક્ષી બન્યો હતો.

રાયમોહન પોતાની પુત્રી માથેનો આ આરોપ ઓછો કરવા, માગે તે આપવા તૈયાર હતા. પોલીસો ફરી જગન્નાથની ધરપકડ કરે એ પહેલાં શેઠ એની પાસે પહોંચી ગયા ને એક હજારની નોટો ગજવામાં સેરવી દીધી.

જગન્નાથ સવારથી કંઈ તૈયારી કરી રહ્યો હતો. ઘરનો બધો સામાન એણે ભેગો કરી લીધો હતો. પોતાના એક મિત્રને પોતે કદાચ બહારગામ જાય તો આ સામાન પોતાની માતાને મોકલી આપવાનું

કહ્યું હતું. બીજા કેટલાક પૈસાનું મનીઓર્ડર થઈ ગયું હતું. છેલ્લામાં છેલ્લું બંડલ બાંધી જગન્નાથ બહાર નીકળી રહ્યો હતો. તે વખતે પોલીસ તેની ગિરફતાર કરી થાણામાં ઉપાડી ગઈ.

જગન્નાથ ઉપર સૌનો આધાર હતો. એ શું કરશે, એની સૌને ચિંતા હતી. લીલીને લાગ્યા કરતું, કે જગન્નાથ લાલચુ છે. સૌની છાતી ધકધક થતી હતી.

પણ આ શું? બધે સમાચાર ફેલાઈ વળ્યા. જગન્નાથે કબુલાત કરી હતી કેઃ સુરેશભાઈને એકલા જોઈ મને દાદાગીરી કરવાનું મન થયું. મેં પૈસા માગ્યા, એણે ન આપ્યા. મેં ધમકી આપી હલ્લો કર્યો, તેઓ સામે થયા. મેં લાકડીનો ફટકો દીધો, તેઓ નીચે પડયા. તેમનો ચેન, ઘડિયાળ અને વીંટી લઈને નાઠો. એ વખતે લીલી બહેન મોટર લઈ ફરવા આવેલાં. મેં તેમને પિતાજી જલદી બોલાવે છે, એમ કહી મોટર પાછી ફેરવી ને હું નાસી ગયો.

ગુનેગાર આબાદ પકડાયો ને કેસ ચાલ્યો. કોર્ટે ફાંસીની સજા કરી, ફાંસી પહેલાનું બયાન કરવા કહ્યું.

જગન્નાથે લીલીને મળવાની રજા માંગી. લીલી રડતી રડતી આવી. 'જગન્નાથ! આ શું સૂઝયું?'

' ક્રૂર કહેશો મા! મેં મારે ખાતર આ કર્યું છે, મારા હૃદયમાં તમે સ્થાન કરી લીધું હતું. એક ગુમાસ્તો તમને મેળવી શકે એ અશક્ય હતું. ખાનદાની, મોટાઈ, સંસ્કાર મારી ને તમારી વચ્ચે ઊભા હતા. આ ભવે તમે મારાં ન થાત, પરભવમાં તમને મારાં કરવાનો મારો નિશ્ચય પાર પડે છે. બોલો! વચન આપો કે પરભવે મળશો?'

' જગન્નાથ! શું બોલે છે, આ ભવે તું કહે તો......'

'બોલશો મા. અશક્ય વાત કરશો મા ! પરભવનું વચન આપો !'

લીલી રડતાં રડતાં એટલા શબ્દો બોલી શકી. મુલાકાત પૂરી થઈ.

ને......એક દહાડો એ ફાંસીને માંચડે ઝૂલી ગયો. એનું શબ બાળવા લઈ ગયા ત્યારે છાતી પર સરેશથી ચોંટાડેલી એક છબી મળી આવી. એ છબી લીલીની હતી.

વખત વીત્યો, ને બધું ભુલાયું. લીલીની લગ્નવેળા આવી પહોંચી. પણ એણે તો સાફ કહી દીધું. 'મારે લગ્ન માટે પરભવની રાહ જોવાની છે.'

*

વર્ષાઋતુ આવતી ને ધરો મહેકી રહેતી, ત્યારે સરિતાકિનારે ફરતી લીલી સખીને કહેતી,

'બેન ! આ ધ્રો કેમ ઉગતી હશે ? એને તો વર્ષા સાથે કેટલો પ્રેમ ! છુંદાયે જાય તોય ઉગવાની !'

## ૨૩. સુંવાળું ઝેર

**યૌવન**ના રમ્ય ઉદ્યાનમાં જ્યારે વસંતની કોયલ ટહુકાર કરી રહી હતી, ત્યારે શોભના શરદને મળી.

ભોળી, બાળક જેવી રમતિયાળ, ઝુલ્ફાં જેવી ચંચળ, પપૈયા જેવી બોલકણી, ઝરણાં જેવી નિર્મળ શોભના એક દિવસે શરદને સ્નેહી તરીકે ઓળખતી થઈ. પછી આ સ્નેહનું રૂપાંતર ભગિનીપ્રેમ, માતૃ-પ્રેમ કે પત્નીપ્રેમ, જેમાં કરો તેમાં થવા તૈયાર હતું.

સાધારણ રીતે કુટુંબી સંસ્થાને લીધે પુરુષ પોતાની માતાના પેટે જન્મેલીને બહેન ને જેને પેટે પોતે જન્મ્યો તેને માતા; આ સિવાય બીજી સમવયસ્ક સુંદરી સ્ત્રી મળી કે પત્નીની જ મનોદશા સેવવા લાગે છે.

શરદની મનોવાંચ્છા કંઈક આવી હતી. શોભના સ્નેહભૂખી પણ હતી. ગમે તે રીતે એને સ્નેહ જોઈએ. શરદની એકએક ક્રિયાને એ પ્રેમનું ચિહ્ન માની વધાવી લેતી.

શરદ ઊગતો નવલકથાકાર હતો. એની કલ્પનાની સૃષ્ટિ વિશાળ હતી. એની ચેતનભોમ નિત નવીન લાગણીએ થનગન્યા કરતી. અને આને જ પરિણામે એની નવલકથામાં અનેરા રંગો પુરાતા. ચિત્તની પણ જબરી ચંચળતા હતી ને પરિણામે બધી નવલકથાઓ એકધારા વર્તાપ્રવાહમાં બદ્ધ ન થતાં નિતનિત નવા વેશે રજૂ થતી.

શરદને શોભના ભેટી ને કલ્પનાને કાવ્ય મળ્યું, આકાશને મેઘ-ધનુષ્ય મળ્યું; ફૂલને સુગંધ મળી. બંને એકજ જાતનાં હતાં, એકજ

નાતનાં હતાં. બન્નેનાં વડીલો પરસ્પર સ્નેહસંબંધથી બંધાય તે ચાહતાં હતાં. રોજ બંને ખેતરોમાં ફરતાં, નદીકાંઠે હવા ખાતાં, પુષ્પો ચુંટતાં. કદી શોભના કવિતાઓ ગાતી, તો શરદ પોતાની નવલકથાઓની કાચી કોપી તેની પાસે વાંચી સંભળાવતો.

આ સ્વર્ગીય વિહાર હતો. શોકથી અજાણ્યું સુખ હતું.

બીજી તરફ શરદની નવલકથાઓ સમાજમાં ઠીક ઠીક આદર પામી રહી હતી. પ્રકાશકોને ત્યાં એનો સારો ઉઠાવ રહેતો. શરદને પણ ઠીક ઠીક આવક થવા લાગી. પ્રકાશકો આડે દહાડે શહેરમાંથી તેને ત્યાં આવવા લાગ્યા, ને પોતાને માટે પ્રથમ પુરસ્કાર આપીને પણ નવલકથા લખવા માટે વિનવવા લાગ્યા.

ઉનાળે આંબાવાડિયામાં જઈને શોભના કંઈક મીઠું મીઠું ગાયા કરતી, ને શરદ નવલ રચ્યા કરતો. માબાપની જમીનજાગીર વિશાળ હતી. શિયાળે સગડીની હુંફમાં શરદ લખ્યે જતો ને શોભના વચ્ચે વચ્ચે એકાદ હાસ્ય-પ્રસંગ ઉપજાવી સગડી બરાબર સળગાવતી રાખતી. વર્ષામાં તો એ લખવા કરતાં કુદરતનાં રસ્યું રસિયા હતાં

એક દહાડો શરદ અને શોભનાને છૂટા થવું પડ્યું. કલકત્તા ફિલ્મ કંપનીવાળાનો પત્ર હતો તેની નવલકથા પરથી એક ફિલ્મ સર્જવાની હતી. કથાને અંગે કરાર કરવા તેને બોલાવ્યો હતો શરદ ત્યાં ગયો ને બએક દહાડા રહી, બધું નક્કી કરી પાછો આવ્યો. કથાના બદલામાં દ્રવ્ય ઠીક મળવાનું હતું. શરદે કલકત્તાની બધી નવીનતાઓ શોભનાને વિસ્તારીને કહી, પણ ફિલ્મ કંપનીની નટીઓ વિષે વાત કરી ત્યારે એના સ્ત્રીસહજ સ્વભાવે પ્રથમવાર કંઈક શંકા પેદા કરી. પણ એ તો પાણીનાં વર્તુલ જેમ બીજી ક્ષણે નાશ પામી.

શરદની નવલકથા પરથી બનેલી ફિલ્મે આખા હિંદમાં પ્રસિદ્ધિ મેળવી. પરિણામે ફરીથી શરદને તેડું આવ્યું ને પોતાને ત્યાં રહી

પોતાનાં નટ–નટીઓ જેમાં વધુ ખીલી શકે તેવી ભૂમિકાવાળી નવલકથા રચવા ઈચ્છા જાહેર કરી. શરદ જવા તૈયાર થયો.

પણ આ પહેલાં મા–બાપની ઈચ્છા લગ્નકાર્ય ઉકેલી લેવાની હતી. શરદ અને શોભના પણ ચાહતાં હતાં. લગ્ન લેવાયાં ને સમાપ્ત પણ થયાં. શરદ કલકત્તા જવા રવાના થયો.

'શોભના! બધું ઠીક થતાં તને તરત તેડાવી લઈશ.'

'હા, ભૂલીશ નહિ, નહિ તો લપડાક પડશે.' શોભનાએ એક નાની ટાપલી શરદના ગાલ પર મારી. પત્નીની પ્રેમભરી ભેટ લઈ શરદ કલકત્તા ગયો.

૨

એક સુંદર સુસજ્જિત કમરામાં વીજળીના પંખા નીચે શરદ પોતાની નવલકથા લખી રહ્યો હતો. વીજળીનું સ્ટેન્ડ પાસે ઝગહળી રહ્યું હતું. શોભનાનો આવેલો એક પત્ર સામે જ પડયો હતો.

'મહાશય! અમારી ભૂમિકા માટે જરા વધુ ધ્યાન આપશોને.'

શરદે માથું ઊંચુ કરી બોલનાર સામે જોયું. સોળ–સત્તર વર્ષની એક યુવતી પફ અને પાવડરમાં સજ્જ થઈને ઊભી હતી. એનાં રેશમી વસ્ત્રોમાંથી ગુલાબની સુગંધ વહેતી હતી ને માથાના ઘુંઘરિયાળા કેશ પંખાના પવનથી ગૌર કપોલ પર વારે ઘડીએ અથડાયા કરતા હતા. વીજળીનો પ્રકાશ એના દેહ પર ઔર પ્રકાશ રેઠી રહ્યો હતો.

શરદે હકારમાં માથું ધુણાવ્યું, પણ શું જવાબ દેવો તે ગોઠવી ન શકયો. એની આંખ સામે તો બાજીરાવને મનાવવા આવેલી મસ્તાનીનો ચહેરો ખડો થયો. યુવતી કંઈ પણ સંકોચ વગર ટેબલ પર બેસી ગઈ. એનો શ્વાસ શરદના હાથને સ્પર્શવા લાગ્યો. લખવા મહેનત કરી પણ કંઈ ન લખાયું.

'લખોને! કેમ શાન્ત થઈ ગયા!' યુવતીએ કલમવાળો શરદનો હાથ ઝાલ્યો.

પણ શું લખે? એ દહાડે કંઈ ન લખાયું. આ યુવતી, શરદ જે નવલકથા રચતો હતો, એની મુખ્ય અભિનેત્રી શારદા હતી. ધીરે ધીરે સ્ત્રી અને પુરુષ વચ્ચે રહેલું ગુપ્ત પ્રબળ આકર્ષણ જાગી ગયું.

શારદા અને શરદ ધીમે ધીમે પાસે પાસે આવવા લાગ્યાં. શરદની મોટી કમાણી પણ એના શોખની પાછળ ખર્ચાવા લાગી. શારદા એક કુશળ અભિનેત્રી હતી, એમ પ્રેમના અભિનયમાં પણ કુશળ હતી. પણ એટલો તો આપણે ખુલાસો કરી લેવો જોઈશે, કે શરદ અને શોભનાના પ્રસંગમાં શરદ મુખ્યત્વે ભાગ ભજવતો, એમ આમાં શારદાનો પ્રથમ હિસ્સો હતો.

કાળક્રમે શોભના પણ કલકત્તા આવી. આસપાસનું વાતાવરણ કળવામાં સ્ત્રી બહુ કુશળ હોય છે. એ શરદની મનોવૃત્તિ કળી ગઈ, પણ એક શબ્દે ન બોલી. ચાલતું હતું તેમ ચાલવા દીધું.

શરદ પોતાની ઉપાસના ચૂક્યો હતો. નવીન અભ્યાસ અને નવીન કલ્પના વિના એકધારો રસ કેમ જળવાય? વાર્તાઓ શુષ્ક પડવા માંડી. લોકોમાં ફિલ્મ વધુ ખેંચાણકારક ન નિવડવા માંડી એટલે ડાયરેક્ટરો વિચાર કરવા લાગ્યા. શરદને આ વખતે કંઈ ભાન નહોતું. તે પોતાની અડધી દોલત શારદા પાછળ ખર્ચી ચૂક્યો હતો.

૩

**અડધી** રાતે સ્ટુડિયોનું વાતાવરણ શાન્ત થયું હતું, પણ બનાવેલા નકલી મિનારાને અઢેલીને કોઈ બે વ્યક્તિ ઊભી હતી.

'શારદાદેવી! વાર્તામાં તો હવે કંઈ ખાસ આવતું નથી.'

'મને પણ લાગે છે. એકવાર વધુ પ્રયોગ કરી જુઓ. તેમને પાર્ટમાં ઉતારો તો લોકોમાં આકર્ષણ ઉમેરાય ને આવક પણ થાય !'

'વાત ઠીક છે. શરદને કેટલો નીચોવ્યો ?'

'નીચોવાય તેટલો, મારા પંજામાંથી તે કોણ છટકે ! વાઘણના પંજામાંથી છટકે તો મારા પંજામાંથી છટકે. પણ હવે મારા પગારનું ?'

'થઈ પડશે. બધું તારું જ છે.' ડાયરેક્ટર આગળ વધ્યા ને ને શારદા શાન્ત ઊભી રહી. આ શરીર સાથે ચેષ્ટા કરવાનો ગમે તે સ્વાર્થસાધુને હક્ક હતો.

પ્રસિદ્ધ નવલકથાકાર શરદકુમાર ફિલ્મમાં અગ્રભાગ ભજવવાના છે, એ વાતે બધે ખળભળી મચી ગઈ. શરદની નવલકથાથી જ લોકોને આકર્ષણ હતું. તેમાં ફિલ્મમાં પોતાનાં અભિનયનાં અજવાળાં પાથરશે એ વિચારે તો વધુ આકર્ષણ ઉમેરાયું.

સ્ટુડિયોમાં ફિલ્મ ઝપાટાબંધ ઊતરી રહી હતી. ઈન્ડોર સીન પૂરા થયા હતા. આઉટડોર ચાલુ હતા. આજે નદીનો છેલ્લો સીન લીધા બાદ ફિલ્મ પૂરી થવાની હતી. નદીમાં એક હોડિયા પર રવાના થવાનું હતું, ને શારદા સૂતી હોય ને પોતાને તેની રક્ષા કરવાનું હતું. અચાનક સાપનું આગમન થાય ને એ શારદાની સામે ફેણ માંડે, એ પહેલાં તેને પકડીને ફેંકી દેવાનો હતો. આ માટે ફિલ્મ કંપની તરફથી એક ઝેર વગરનો સાપ પાળવામાં આવ્યો હતો.

સીન લેવો શરૂ થયો. સાપ હોડિયા પર ચઢ્યો, ને શરદે આગળ વધી એની ડોક પકડી લીધી. સાપ ઊછળ્યો ને તેને દાઢ બેસારી દીધી. કામ આગળ ચાલ્યું. શરદની આંખો આગળ ઝેરી કુંડાળાં વળવા લાગ્યાં. એને ભાન થયું, કે સાપ ઝેરી છે.

એણે ચીસ નાખી. હોડી હાંકનારને કિનારે લેવા સૂચના કરી. હોડી કિનારે આવી. હાથમાંથી લોહી વહી રહ્યું હતું. શરદે આગળ

પાટો બાંધી દીધો. બધા દોડાદોડ કરવા લાગ્યા. ગમે તેમ પણ દવા લાવવામાં સૌ વિલંબ કરતા હતા.

શોભના શૂન્યમનસ્ક થઈને એક તરફ ઊભી હતી. એણે આ દશ્ય જોયું, ને દોડી. શરદના હાથે વળગી ઝેર ચૂસવું શરૂ કર્યું.

શરદ સ્વસ્થ થતો ગયો, તેમ શોભના ઝેર ચુસવામાં અશક્ત થતી ગઈ. થોડીવારે એ ઢળી પડી. એના બીજા હાથમાં એક કાગળ હતો. શરદે એ જોયો ને આંખો ફાટી રહી.

ફિલ્મના માલિકનો શરદને નોકરીમાંથી છૂટા કરવાનો હુકમ હતો ને સાથે બીજી કંઈક અસ્પષ્ટ ભાષામાં ધમકી હતી.

'આ શું?'

'સુંવાળું ઝેર! પેલા નાગના વિષથી યુ કાતિલ!'

'શોભના! તારી શી દશા છે?'

'છેલ્લી સલામ! શરદ ઘેર જા ત્યારે આપણા રોપેલા પેલા આંબાને પાણી પાજે."

શોભનાની આંખો હમેશને માટે મીંચાઈ ગઈ.

શરદ એક ક્ષણ પણ ન ઊભો રહ્યો. પફ-પાવડરના લપેડા પણ ન લૂછ્યા, ને દોડી ગયો.

પણ સહુથી વધુ દુઃખ તો એક ત્રીજા માનવીને હતું.

પબ્લીસીટી મેનેજરની દુનિયા આજે નાશ પામી હતી. એ એક અદ્ભુત સ્ટંટ માગતો હતો. એને જાહેરાતનો નવો પ્રકાર જોઈતો હતો; ને એ નવો પ્રકાર મેળવવા એણે નિર્વિષ સાપને બદલે વિષધર સાપ આણ્યો હતો. એ જાણતો હતો કે જીવતો હાથી લાખનો હતો, પણ મરેલો સવા લાખનો હતો.

યોજના આવી કંઈક હતી;

ફિલ્મના છેલ્લા શોટ્સમાં મુખ્ય નાયકનું મૃત્યુ. તેમણે બતાવેલી અદ્ભુત અદા. ફિલ્મ ક્ષેત્રમાં ન બનેલો રોમાંચક બનાવ. ને સાથે શરદની સ્મશાનયાત્રાનું સુંદર, હૃદયદ્રાવક રીલ!

જનતા ઊલટી પડવાની, ઉત્કંઠા ને આશ્ચર્યનો એક સાગર લહેરિયાં લેવાનો. કમાણીનો પાર નહીં રહે.

એકવાર પબ્લીસીટી મેનેજર એકલો એકલો નાચ્યો. એને માનવદેહની પરવા નહોતી. શરદ તો રસકસ વિનાનો ચુસાયેલો ગોટલો હતો. કોઈને સ્નાન કે સૂતક નડે તેમ નહોતું. જે જન્મ્યું છે, તે એક દહાડો તો મરવાનું છે ને! આવું મૃત્યું કયાંથી!

પણ ઉતાવળ થઈ. શરદની સ્ત્રી વહેલી આવી પહોંચી. હોડીવાળાના હાથ ઉતાવળા ચાલ્યા. મજા મારી ગઈ છતાં......

ફિલ્મ ચાલી ને ખૂબ વખણાઈ. તેમાં પણ સરિતાના શૉટ્સ તો લોકોને ખૂબ પસંદ આવ્યા.

પણ અફસોસ...જનતા ફરીથી શરદને ફિલ્મમાં અભિનય કરતો કે કથા લખતો કદી ન નીરખી શકી. જગતની તૃષા અણછીપી રહી. આનું કારણ કોઈ ન સમજી શકયું.

શરદે કલમ પણ તજી દીધી હતી. શોભનાની દુશ્મન એજ બની ને! એ પેલા આંબાના વૃક્ષને પાણી પાતો, ત્યાં જ વસતો હતો. ત્યાંથી કોઈ એને ગમે તેવા લોભલાલચે ખેંચી શકે તેમ નહોતું. પ્રસિદ્ધિના દુઃખદ પ્રકાશને તજી એ મૃત્યુ તરફના સુખદ અંધકારમાં ઊતરતો જતો હતો.

## ૨૪. પરણ્યા પહેલાં અને પછી

**સુકુમાર** કમલિનીને તમે ક્યાંથી ઓળખો ? અને કદાચ દશ વર્ષ પહેલાં તમે તેના સમાગમમાં આવ્યા હો, પણ એ વાતની ખાતરી હું આપી શકું છું, કે આજે એ તમને મળે તો તમે આશ્ચર્યકારક રીતે એને ન ઓળખી શકો. વસંતની ચાંદની રાત અને હેમંતની ચાંદની રાતમાં કેટલો ફેરફાર હોય છે, તે તમે જાણો જ છો.

અહીં હું તમને એ કુમારી કમલિની અંગે જ બે શબ્દો કહેવાનો છું. છતાં એ વાત તો હું પણ નહિ બતાવી શકું, કે આજે કમલિની શું કરે છે, હાલ ક્યાં છે ને કેમ છે ? આખાય જીવનના ઉપસંહાર સમા છુટાછેડાના કેસમાં રજૂ થયા હતા તે: બે પત્રો મારી પાસે છે,–તે તમારી સામે રજૂ કરવા સિવાય વધુ ચર્ચામાં નહીં ઊતરી શકું. છતાં એના બે પત્રો અંગે જેટલું કહેવું છે, તેટલું જરૂર કહેવાશે.

લગ્નના ચારેક દિવસ પહેલાં સુકુમારી કમલિનીને કિશોરનો એક પત્ર મળ્યો હતો, પણ પરણ્યા પહેલાંનો એ છેલ્લો જ પત્ર હતો. કિશોર તે કોણ તે હું તમને અહીં કહીશ નહિ. લગ્નના દહાડાઓ નજીક હતા, એટલે સખીઓ ચોવીસે કલાક વીંટળાયેલી રહેતી. આથી કિશોરનો પત્ર એણે બાર કલાક સુધી પોતાની છાતી પર જ જાળવી રાખેલો.

કમલિની અવકાશ શોધતી હતી. એ સ્નાનાગારમાં ગઈ, તો નિર્લજ્જ સખીઓ ત્યાં પણ આવી પહોંચી. એ થોડીવાર આરામ

લેવાને બહાને એકાંત કમરામાં ગઈ, ત્યાં પણ સખીઓએ પીછો ન છોડયો. ભણેલીગણેલી કમલિનીને કિશોરનો પત્ર આમ સખીઓ સામે વાંચવો ગમતો નહોતો !

આખરે મધરાતે એને એકાંત મળી. દિવસ ભરની ધમચકડીથી થાકેલી સખીઓ ગાઢ નિદ્રામાં પડી હતી. કમલિનીને નિદ્રા આવે તેવું નહોતું. કિશોરનો કાગળ તેના હૃદય પર પડયો પડયો મૂંગો મૂંગો ધબકારા વધારી રહ્યો હતો. તેણે ધીરેથી પત્ર બહાર કાઢયો અને દીવાને વધુ સતેજ કર્યો. અક્ષરો મોતીની પંકિત જેવા હતા, દીપશિખાએ પોતાનું તેજ પ્રસારી તેની શોભા વધારી દીધી. કમલિનીએ પત્ર વાંચવો શરૂ કર્યો.

૧

પ્રિય કમલિની

"આ પત્ર મળ્યા પછી તો ગણ્યાગાંઠયા દહાડા બાકી હશે. મને તો આપણા મિલનની એ પ્રથમ પવિત્ર ઘડી યાદ આવતાં ખરેખર રોમાંચ થાય છે.

"કમલિની, હું એ દહાડા ભૂલ્યો નથી, કે જ્યારે આપણું પ્રથમ મિલન થયું હતું ને યુગતરસી દૃષ્ટોદૃષ્ટ મળી હતી. બગીચાના એક ખૂણે ફરતી ગુલાબકળી સમી તને મેં જોઈ ત્યારથી હું બહાવરો બની ગયો સંસારના અજબ આકર્ષણોનો જ્યારે વિચાર કરું છું ત્યારે હું સ્તબ્ધ બની જાઉં છું.

"હું નહોતો માનતો, કે કોઈના કંઠમાં આટલી મીઠાશ હોય, કે સામેના માણસને ઘેન ચઢે. તું બોલે છે, ત્યારે એમ લાગે છે કે જાણે સદા બોલતી જ રહે ને હું સાંભળતો રહું. એમ લાગે છે કે જાણે રસગંગાના પ્રવાહને તું વહેવડાવતીજ રહે ને એમાં હું વહેતો રહું.

"કમલિની! સંસારમાં મેં ઘણી રૂપવતી સ્ત્રીઓ જોઈ છે. કેટલીય સૌંદર્યભરી સ્ત્રીઓના પરિચયમાં આવ્યો છું. કેટલીય કોલેજિયનો સાથે મેં પ્રવાસ ખેડેલો છે, પણ જે તારામાં છે, એ મેં તેમનામાં નથી ભાળ્યું. અહા, તું કેવી ભલી છે, શરમાળ છે, ભોળી છે! તારાં નેત્રો જોઉં છું ને મને સંસારનાં પાપ નાશ પામતાં દેખાય છે. તારો સ્વર સંભળાય છે ને વનની કોકિલા કઠોર ભાસે છે. તારી દેહલતા જોઉં છું, ને પરીઓનાં અને દેવપ્રતિમાઓનાં સ્વરૂપ ઝાંખાં પડવા લાગે છે.

"કમલિની, મારી કમલિની! મારી કહેવાનો હક પ્રથમથી જ મેળવી લઉં છું, તો ક્ષમા કરજે! મારી કમલિની, તને એમ લાગશે, કે હું કવિ બની રહ્યો છું. આ પત્ર નહિ, પણ પ્રેમકાવ્ય લખી રહ્યો છું, ખુશખબર નહિ પણ ખુશામત કરી રહ્યો છું; પણ એમ ન માનતી. તારી સ્મૃતિ મને કવિ બનાવી રહી છે. તું મારી દેવી છે, હું તારો પૂજારી છું.

"કમલિની! ચાર દિવસ પછી આપણાં લગ્ન થશે, સંસારની દૃષ્ટિએ પતિપત્ની બનીશું, બાકી આપણે તો એક બીજાનાં ક્યારનાંય બની ચૂક્યાં છીએ. સંસારની કોઈ શક્તિ આપણને અલગ નહીં પાડી શકે. સંસારનાં કોઈ દુઃખ આપણને એક બીજાની હૂંફમાંથી નહિ હટાવી શકે.

"સંસારમાં ઘણાં પરણે છે, પરણીને ઘણાં પસ્તાય છે. કેટલાક પસ્તાવા માટે જ પરણે છે. કોઈ પત્નીને ચાર દહાડા ચાહીને ભૂલી જાય છે, કોઈ પત્નીને ઘરની પૂતળી બનાવે છે. કોઈ પત્નીને પોતાના દિલનો એકાદ ખૂણો વસવા આપે છે ને સંતોષ અનુભવે છે.

"આપણાં લગ્ન તેવાં નથી, આપણે પરણીને પ્રભુતામાં જવાનાં છીએ. દ્વૈતાદ્વૈતની સાધના આપણા લગ્નજીવનનું ધ્યેય છે. એક ઘડી પણ આપણે અલગ નહીં રહીએ. એકબીજાના શબ્દો પર મરી જઈશું.

સંસારનાં તમામ ક્ષેત્રો એક સાથે ખેડશું. કેટલાક લોકો પરણીને પછી પત્નીને ઘેર મૂકી કલબોમાં જાય છે, તેઓને હું ધિક્કારું છું, કેટલાક સુધરેલાઓ બીજાની પત્નીઓને જોતા ફરે છે. હું કહું છું, કે તેઓ ઝખ મારવા પરણતા હશે. ઘણા પરણ્યા પછી પત્નીના દોષોને જોયા કરે છે, તેવાઓને હું મૂર્ખા માનું છું.

"કમલિની! આપણાં લગ્ન એટલે સ્વર્ગને પૃથ્વી પર લાવવાની ક્રિયા. આપણા હનીમૂન (મધુરજની) માટે વિચાર કરી રહ્યો છું. મિત્રો બે ચાર સ્થળ પસંદ કરે છે, પણ ત્યાં તારી કાયાને શરદી લાગવા સંભવ છે. ખેર! તારી સલાહ મુજબ તે નક્કી કરીશું.

"કમલિની! પત્ર પૂરો કરવાનું મન થતું જ નથી. એમ થાય છે, કે કમલિનીના નામથી પત્રો લખે જ જાઉં! હવે પરોઢ થતું જાય છે.

કમલિની, મારી કમલિની, વહાલી કમલિની! પ્રણામ!"

લી. થોડા વખતમાં તારોજ

**કિશોરના...**

કમલિનીને પણ પરોઢ થતું આવ્યું હતું. એણે પત્ર જાળવીને મૂકી દીધો.

૨

**મન** તો નથી થતું, કે બીજો પત્ર તમને વાંચવા આપું: પણ પ્રથમથી વચને બંધાઈ ચૂક્યો છું, એટલે લાચાર છું. ભોળીભલી, પ્રેમઘેલાની કમલિની પર આ પત્ર પછીથી ત્રણ વર્ષ બાદ દેશાવરથી આવેલો એક પત્ર અહીં રજૂ કરું છું.

**કમલિની,**

" કુશળ તો હઈશ. મનને શંકા–કુશંકાઓમાંથી બહાર રાખી આનંદિત રહીશ તો તબિયત સહેજે સારી થઈ જશે. શંકા ડાકણ છે, એ તો તું જાણેજ છે. જેને ડાકણ વળગી એનું જીવતર બરબાદ માનજે. શરદીગરમી–ઋતુઓના ફેરફાર તો ચાલ્યા કરે, એથી કંઈ આપણે ત્રાસી ન જઈએ. ' મન ચંગા: તો કથરોટમાં ગંગા ' એ કાં ભૂલી જાય છે?

" મને લખતાં દુઃખ થાય છે, કે તારો સ્વભાવ થોડા વખતથી બગડી ગયો છે.

" વાતવાતમાં તું ચર્ચા કરે છે. મારા મિત્રો સાથે તારી ભલી નજર નથી. હું બહાર જાઉં છું એ તને ગમતું નથી. તારું દિલ સદા મારી સાથે આવવા ઝંખે છે. મને ઘેર આવતાં મોડું થાય તું ચિડાઈ જાય છે, પણ તારે સમજવું જોઈએ કે પુરુષને હજાર કામકાજનાં લફરાં હોય–હજાર ઉપાધિઓ હોય, વહેલું મોડું થયા જ કરે. પણ એથી તારે તારો મિજાજ ન ખોવો જોઈએ.

" આપણે છેડાછેડી બાંધીને રોજ ન ફરી શકીએ. મારી સાથે સત્તર જાતના મિત્રો હોય. બધા સાથે ગમે તેવી ચર્ચા વેળા તને સાથે રાખવી સારી નહિ. અને ખરી વાત તો કમલિની! સ્ત્રી એ ઘરની રખેવાળ છે, પુરુષની ચોકીદાર નહિ. બહાર જવાની ઈચ્છા થાય તો બે બેનપણીને ત્યાં બેસી આવ્યાં.

" તારી રોજની એક ફરિયાદ છે. સીનેમામાં હરવખત બે ત્રણ સ્ત્રીઓ અને બે ચાર મિત્રો સાથે ને સાથે જ હોય ને તેમની સાથેજ વાતો ચાલે. પણ તારે ખ્યાલ રાખવો જોઈએ કે એ બિચારા બે કલાક માટે આવ્યા છે. પછી ક્યાં વાત કરવા આવવાનાં છે? અને આપણે બે એકલાં સીનેમા જોઇએ તેમાં રસ પણ શું આવે? કંપનીની જ મજા છે ને !

"તને કેટલીયવાર બહુ બોલવાની ઈચ્છા થાય છે. આપણે પહેલાં રોજ ગાતાં ને નાચતાં: તેમ કરવાની તને ઈચ્છા થઈ આવે છે; પણ આ તો જિંદગી છે. જિંદગીમાં અનેક જાતનાં નવ નવાં તોફાનો સામે મુકાબલો કરવાનો હોય. એ વેળા તારી સાથે વાતો કરું કે ગપ્પાં મારું એ કેમ પાલવે? તારી પાસે બેબી છે. રમાડ અને લહેર કર.

"થોડા વખતમાં હું બહાર—લાંબે પરદેશ જઈશ. કદાચ પાછા ફરવામાં લાંબો સમય થાય. તારે એકલાં રહેતાં, મન આનંદમાં રાખતાં, સૌની સાથે હળીમળીને રહેતાં શીખવું જોઈએ. બહેન સાથે તને ફાવતું નથી. અલબત્ત, હું કબુલ કરું છું કે, એ ટીકાખોર છે. બા અને તારે તો ચાર આંખો જેટલો સંબંધ નથી. જો કે તેમાં હું બાનો દોષ માનું છું. મોટા ભાઈનાં પત્ની તો તને જોઈને મોં મચકોડે છે. પણ આખા ઘરમાં તારે વહાલા થઈને રહેવું જોઈએ. વેરીને પણ વહાલ છૂટે, એવા થવામાં જ હોંશિયારી છે. સમય કાંઈ સરખો રહે છે? મારી સાથે જેટલું વહાલ રાખે છે, તેટલું તારે સહુ સાથે રાખવું ઘટે. એ સહુ મારાં હિતસ્વી જ છે, મારાં ઉપકારી છે.

"એજ. વિશેષ હાલ લખતો નથી. ડાહી થઈને શાન્તિથી રહી શરીર જાળવજે! મારી ચિન્તા કરીશ નહિ."

લિ.

કિશોરના સ્મરણ

વાચક, કમલિનીના આ બે પત્રો—ત્રણ વર્ષના ગાળાના તેના સંસારના બે પત્રો—આપણને મળી શકયા છે. લગ્ન પછીના જીવનનું તારતમ્ય એમાંથી નીકળી શકે છે.

કમલિનીના સંસારની સ્થિતિ જાણવા સહુ કોઈ આતુર હોય, પણ કોઈના ખાનગી જીવનમાં પ્રવેશવાનો આપણને શો અધિકાર? એટલું જ વિચારી લઈએ કે કેળવાયેલા સ્વતંત્ર વિચારના કિશોરને મન પરણ્યા પહેલાના પત્રમાં કમલિની દેવી હતી અને પોતે વિનમ્ર પૂજારી હતો. બીજામાં કમલિની એક હાંસલ કરેલી–ન છટકી શકે એવી–દાસી હતી, ને કિશોર માલિક હતો

## ૨૪. મા–બાપ

**સ્વર્ગના** સુંદર ઉપવનમાં એક પુરુષ અને એક સ્ત્રી રહેતાં હતાં. બંને સુડોલ હતાં, બંને સુરેખ હતાં, બંને સૌંદર્યભર્યાં હતાં. સંગેમરમરની અજબ પ્રતિમા શાં બંને નગ્ન હતાં. આનંદી ઝરણાં, કિલકિલાટ કરતાં પંખી, ગાતાં વંશવૃક્ષ ને સુવર્ણના ભારથી લચી ગયેલાં વૃક્ષોવાળા સુંદર પ્રદેશમાં એ સ્વતંત્રતાથી વિહરતાં હતાં.

સ્વર્ગમાં અનેક દેવ–દેવી વસતાં હતાં. પણ આ બે સહુથી જુદી માટીનાં બનેલાં હતાં. પુરુષને સહુ 'આદમ' કહેતા. સ્ત્રીને 'ઈવ' કહીને બોલાવતા. પડછંદ દેહવાળો ને શક્તિના પુંજ સમો આદમ ઈવ કરતાં ભવ્ય લાગતો. પુષ્પ જેવી કોમળ ને ચાંદની જેવી મધુર ઈવ આદમ કરતાં ખરેખર સુંદર હતી. આ ભવ્યતા ને સૌંદર્યનો યોગ અનુપમ હતો.

સ્વર્ગના ઉદ્યાનનાં આ સુખી વાસીઓને બધી વાતની છૂટ હતી. કેવલ એક વાતની મના હતી–સ્વર્ગના સ્વામીએ તેમને આજ્ઞા કરી હતી કે,

'બધી વેલોનાં ફૂલ વીણજો, તમામ વૃક્ષોનાં ફળ ખાજો, મળે તેટલું મધુ લેજો, માધુર્ય લૂંટજો; પણ પેલા જ્ઞાનવૃક્ષનાં ફળને ચાખશો મા!'

જ્ઞાનવૃક્ષ! અરે, કેવું સુંદર વૃક્ષ! દૂર દૂરથી શાખા ને ડાળીઓ નચાવી આમંત્રણ દેતું હોય તેવું વૃક્ષ! આખા ઉપવનમાં આંખને ગમી જાય એવું એ એક જ વૃક્ષ હતું. એનાં પાંદડાં નીલમ જેવાં સુંદર હતાં.

એનાં ફૂલ ને એની મંજરી હીરામાણેક જેવાં દેખાવડાં હતાં. એનાં ફળ સુવર્ણરંગી હતાં. એનાં બી પન્નાનાં જેવાં હતાં. અરે, આ ઉપવનની શોભા સમાન આ વૃક્ષને ન જાણે કેમ સહુએ તરછોડયું હતું!

આદમ ને ઇવ એની સામે તાકીને જોઈ રહેતાં, પણ સ્વર્ગના સ્વામીની આજ્ઞા પાળવાને તેઓ બંધાયેલાં હતાં.

૨

કોઈ એક સુંદર વસંત ખીલતી હતી. ફૂલડે ફૂલડે ભમરા મધુ પીતા હતા. ઝરણાંના કાંઠે સુવર્ણમૃગ કેસરનો ચારો ચરતા હતા. અશોકવૃક્ષની ઊંચી ડાળે બેસી સ્વર્ગકોકિલા ઉપવનને ગજવી રહી હતી.

અચાનક ઘેરી વનરાજિને વીંધીને કોઈ વિચિત્ર પ્રાણી પેટે ઘસડાતું ત્યાં આવ્યું. એને એક પણ પગ નહોતો, છતાં એની ચાલમાં તીરનો વેગ હતો. એની નાની નાની નીલમ જેવી આંખોમાં અદ્ભુત રોશની હતી. એની ચામડી સાવ સુવર્ણરંગની હતી, ને તે ઉપર સુંદર ચિતરામણ કાઢેલું હતું. એને એકને બદલે બે જીભ હતી.

કેવું વિચિત્ર પ્રાણી! ન એને પંખીની જેમ પાંખો હતી, અને ન પ્રાણીની જેમ પગ હતા. છતાંય પંખીથી ને પ્રાણીથી એ વધુ વેગવાન ભાસતો હતો. એ જળમાં તરી શકતો, પહાડ પર ચઢી શકતો, મેદાન પર દોડી શકતો.

વસંતની ઠંડી છાંયમાં ઝૂમતું ઝૂમતું એ પ્રાણી ત્યાં આવ્યું. પેલાં સ્ત્રી–પુરુષ સ્વર્ગીય ઝરણાંને કાંઠે બેઠાં બેઠાં સ્ફટિકના સુંદર ટુકડા ને છીપનાં મોતી વીણી રહ્યાં હતાં. પેલા પ્રાણીએ સુંદર ભાષામાં કહ્યું.

'તમે કોણ છો?'

'અમે આદમ અને ઈવ છીએ! આ સ્વર્ગના સ્વામીએ પ્રકાશમાંથી ફિરસ્તા બનાવ્યા, અગ્નિમાંથી જીન બનાવ્યા: પણ એ તો બધા દૂરથી નમસ્કાર કરવા જેવા. આખરે એ મહાન પ્રભુએ પોચી પોચી–નરમ નરમ–સુંવાળી માટીમાંથી અમને પેદા કર્યાં.'

'વાહ, વાહ! ત્યારે તો તમે સ્વર્ગના સ્વામીનાં માનીતાં. તમે તો આ ઉપવનમાં લહેર કરતાં હશો. વારુ, ત્યારે તો તમે પેલા વૃક્ષનાં ફળ ચાખ્યાં હશે ખરાં!'

'ના.'

'વાહવાહ, ત્યારે તમને ઠીક છેતર્યાં. ત્યારે મારે કબૂલ કરવું રહ્યું, કે તમે જીવન વિષે જાણવાનું કંઈ નથી જાણ્યું. એ તો જ્ઞાનવૃક્ષ છે. તમારે અમર થવું છે? તમને સુખી રહેવાની કામના છે? તમને જીવનના રસ વિષે જાણવાની કંઈ ઈચ્છા છે? તો આવો. આ જ્ઞાનફળ ચાખો, ને અમર બનો!'

'અમને એ ખાવાની આજ્ઞા નથી.' ભક્તની નમ્રતાથી બંનેએ જવાબ દીધો.

'શા માટે આજ્ઞા નથી? એટલા માટે, કે તમને તમારા જીવન વિષે જ્ઞાન મળી જાય? અરે, એકવાર આ ફળ ચાખી જુઓ એટલે સ્વર્ગના સ્વામીની આજ્ઞા સાચી છે કે ખોટી એનું ભાન થઈ જશે. તમને સદા અજ્ઞાનમાં રાખવાની આ ઠીક યોજના લાગે છે. એકલી ભક્તિથી શું વળે? જ્ઞાન પણ જોઈએ ને!'

ભોળાં સ્ત્રી–પુરુષ ઊભાં થયાં. સ્ત્રીએ હાથ લાંબો કર્યો. પુરુષે બાહુ પ્રસાર્યા. બંનેએ જ્ઞાનફળ લઈને ચાખ્યું. અહા, અમૃત જેવું મીઠું! સુધા જેવું સ્વાદિષ્ટ! મધુ જેવું મધુર! એ તો લહેરથી ઉડાવી ગયાં છતાં ય તૃપ્તિ ન થઈ!

પેલું વિચિત્ર પ્રાણી (સાપ) ખંધાઈથી ચુપ બેઠું હતું. પણ પેલાં સ્ત્રી–પુરુષોની દુનિયા પલટાઇ રહી હતી. આજસુધી ન

જાણેલો આવેશ એમની નસેનસને ઝુલાવી રહ્યો હતો. અજાણ્યા ઉન્માદના ધડાકાઓથી શાંત મગજ ધમધમી રહ્યું હતું. પાણીની માછલીની જેમ તેમનાં નેત્રો ચકળવકળ થતાં હતાં.

પુરુષે સ્ત્રીના દેહ પર નજર નાખી. એ નજરમાં હવે કાંઈ પરિવર્તન આવ્યું હતું. મધુનું માધુર્ય, ચાંદનીની સુંદરતા, ઝરણાંનો કિલકિલાટ, અમૃતના કૂંપાઃ બધું ય જાણે સ્ત્રીના દેહમાં છલકાઈ રહ્યું હતું. એના માંસલ અવયવો ઉપર એની દ્રષ્ટિ ચોટી જવા લાગી.

સ્ત્રી પણ શુધબુધ વિસરી ચૂકી હતી. સ્વર્ગના સ્વામી, ઉપવન, મધુર ફૂલડાં, રમતિયાળ હરણાં, ગુંજતા ભ્રમરો, બધું ય વિસરીને પુરુષને અનુસરી રહી. અરે, પહેલાં જેમ ઝરણાંના જળમાં તરબોળ થઈ જવાનું દિલ થઈ જતું, મધુ પીવા હાથ લંબાઈ જતા, એમ એને પુરુષના દેહમાં લથબથ થઈ જવાનું દિલ થઈ આવ્યું.

સ્વર્ગના સ્વામીએ આ દશા નિહાળી. જે જ્ઞાનથી એ બંનેને દૂર રાખવાની એમની ઇચ્છા હતી, એ જ્ઞાન એમને મળી ગયું હતું. એ જ્ઞાન ન જાણે એમનો કેવો વિચિત્ર પંથ નિર્માણ કરશે! ગમે તેવાં પ્રિય કેમ ન હોય, પોતાના હુકમનો અનાદર કરીને હવે તેઓ સ્વર્ગના સામ્રાજ્યમાં વસી શકે તેમ નહોતાં.

સ્વર્ગમાંથી એમને રજા આપવામાં આવી. પણ આ બે જીવ હવે બેપરવા બન્યાં હતાં. એમને સ્વર્ગની તમા નહોતી રહી. બંને એક-બીજામાં રસ લેતાં હતાં, એક બીજાને જ જોતાં હતાં.

મખમલી ભૂમિવાળા સ્વર્ગમાંથી તેઓને પૃથ્વી પર પટક્યાં—કોઈને ક્યાં તો કોઈને ક્યાં? પણ તેઓ ભૂલાં ન પડયાં. એકબીજાને શોધી લીધાં, ને બંને ભેગાં મળ્યાં. બંને હસી પડયાં. પુરુષે સ્ત્રીના વાળ સમાર્યા—સ્ત્રીએ પુરુષની રજ ખંખેરી. ઊભાં થઈને ચાલવા લાગ્યાં. એક ડગ પણ ભર્યું નહીં હોય ત્યાં પૃથ્વી પરનો એક જાલીમ કાંટો સ્ત્રીની કોમળ પાનીમાં ભોંકાઈ ગયો.

સ્ત્રી ચીસ પાડી પુરુષને વળગી પડી. એ દુઃખમાંય પુરુષનો ગાઢ આશ્લેષ સુખકર લાગ્યો. લોહીથી તરબતર પગની પાની ગુલાબ-કળી સમી ભાસી, ને પુરુષના ખોળામાં દેહ નાખીને પડેલી સ્ત્રીને આ પીડામાં પણ સ્વર્ગના સુખની સ્મૃતિ જાગી. દુઃખમાં ય એ હસતાં ગયાં.

ક્યાં સ્વર્ગનો સુખદ પ્રકાશ ને ક્યાં પૃથ્વીનો ગાઢ અંધકાર? ઊની ઊની હવા, બળબળતી લૂ, દિશાઓ ભેંકાર લાગે. આંખે કશું ન સૂઝે, એમાં પણ રાત તો ગજબ વર્ષાવે. એ રાતે તેઓ માળાનાં પંખીની જેમ બંને એકબીજાની સોડમાં લપાઈ બેઠાં. દુઃખકર રાત એ રીતે પ્રિય સમાગમથી સુખકર બની.

અહીં કાંટાને ગુલાબ હતાં. અહીં મનમાન્યાં પંખી ગાતાં નહોતાં. આકાશમાંથી હિમ વરસતો. પણ આ તો કશુંય ગણકારતાં નહોતાં. ભૂખ્યાં રહેતાં, તરસ્યાં રહેતાં, પણ એક બીજાની યાદમાં મસ્ત રહેતાં. સર્જનહારે એમને સર્જ્યાં હતાં–જીવન આપ્યું હતું તો જીવવું રહ્યું હતું. ભૂલ કહો તો ભૂલ એમણે કરી હતી. એમાંથી સંસાર પેદા થયો હતો. કર્યાનો અફસોસ કાયર સિવાય કોઈ કરતું નથી. માટે જ રડવા કરતાં હસવું એમણે પ્રિય કર્યું હતું.

દિવસો વીત્યા ને દેહ પર બુઢાપાની નિશાનીઓ ઝબકવા લાગી. હીરા જેવાં નેત્રો ઝાંખા પડયાં હતાં. કાળા નાગ જેવા બાલ ભુખરા બન્યા હતા. હવે શરીરમાં ધ્રુજારીઓ આવી હતી, પણ આ બંને તો એટલાં જ આનંદી હતાં. તેઓ જરાય બબડતાં નહોતાં. પગ પર ન ચલાય તો લાકડીના ટેકે ચાલતાં. આંખે ન દેખાય તો અંધારે બેસી રહેતાં. પણ જબાન પર બુરો શબ્દ ન આણતાં.

પૃથ્વી પર આવ્યા પછી એમનો વંશવેલો વધ્યો હતો. એમનાં બાળકો કેટલીક વાર ઋતુ સામે, રોગ સામે, શોક સામે બડબડાટ કરતાં ત્યારે આ ભલાં જીવ કહેતાં:

'બચ્ચાંઓ, નકામો બકવાટ કરશો નહીં. એ પિતાનો પાડ માનજો, કે જેણે કાંટામાં પણ ગુલાબ ખીલવ્યાં છે. દુઃખમાં પણ કેટલું સુખ–કેટલી સમજ મૂકી છે!'

અને એક દહાડો આ વૃદ્ધ સ્ત્રી–પુરુષે પોતાની કબર તૈયાર કરી. બધે મીઠાઇ વહેંચી. પોતાનાં બાળકોના ગાલોને ચુમીઓથી ભરી દીધા, છાતીથી મિલાવ્યાં ને પછી હસતાં હસતાં કહ્યું.

'આ જ અમારો આનંદનો દિવસ છે. વર્ષોથી જે પ્યારા પિતાનો વિયોગ હતો, હવે એને મળીશું. એણે અમને જીવન આપ્યું–જીવનમાં દુઃખની કડવાશ નાખી, પણ અમે તો એ કડવાશની પાછળ રહેલી મીઠાશ જાણતાં હતાં. એણે દુઃખ આપ્યું. અમે સુખ માન્યું. અમે સંસારને શોભાવ્યો ને આજે ઉજળે મોંએ અમે એ પરમ પિતાને મળવા ચાલ્યાં છીએ. અમે ભૂલ કરી. ભૂલ તો માટીનાં માનવી કરે. પણ એ કરેલી ભૂલને આપભોગથી ઉજળી કરી. તમે પણ અમને અનુસરજો. દુઃખમાં હાય હાય ન કરશો. દુઃખ તો તમારી કસોટી છે. ચાલો, હવે અમે તમારી રજા લઇશું. જનાર માટે કદી શોક ન કરશો. અમને અહીં પણ આનંદ હતો, ત્યાં પણ પરમાનંદ છે.'

ભલાં સ્ત્રી–પુરુષ હસતાં હસતાં સહુથી હાથ મિલાવતાં કબરમાં સૂઇ ગયાં. એ કબર પર ગુલાબ ખીલી નીકળ્યાં. ગુલાબ પર બુલબુલ આવી પહોંચ્યાં.

દરેક નવવસંત ત્યાં બહાર જમાવવા લાગી.

# શ્રી. જયભિખ્ખુની

## અન્ય કૃતિઓ

**૧ વિક્રમાદિત્ય હેમૂ :** ૫—૦—૦

સોળમી સદીના એક મહાન ગાંડીવધન્વાની કથા. રાજા પૃથ્વીરાજ ચૌહાણુ પછી દિલ્હીની ગાદી ઉપર આવનાર એક માત્ર આર્ય વીર.

**૨ ઉપવન :** ૨—૮—૦

ઇતિહાસના ખૂણામાં છૂપાયેલી દર્દભરી નવલિકાઓ. સ્વાધ્યાયની પરમ સિદ્ધિ સમાન એક એક વાર્તા કંઇક નવું રહસ્ય કહે છે.

**૩ કામવિજેતા સ્થૂલિભદ્ર** ૩—૮—૦

સમ્રાટ ચંદ્રગુપ્તના કાળના મહામાત્ય શકટાલના પ્રતાપી પુત્ર સ્થૂલલિભદ્રની પ્રેમ–ત્યાગભરી નવલકથા. મશહૂર ગણિકા કોશાનું પ્રેમભક્તિભર્યું આલેખન

**૪ મહર્ષિ મેતારજ :** ૩—૮—૦

જૈન–આગમની જીવન સમન્વયની એક સુંદર કથા. શૂદ્રના ઘેર જન્મ પામી, મગધરાજના જમાઈ બનનાર વીરનરની કથા.

**૫ મગધરાજ :** (નવી આવૃત્તિ છપાય છે.)

ભગવાન મહાવીરના કાળના, મગધના મહાન રાજવી મહારાજ શ્રેણિક–બિંબિસારની રોમાંચક જીવનકહાણી.

**૬ બેઠો બળવો :** ૨—૮—૦

સ્ત્રીજીવનના સળગતા પ્રશ્નોને ઓજસ્વી ને અનોખી રીતે રજૂ કરતી નવલકથા.

**૭ શ્રી ચારિત્રવિજય :** ૧—૪—૦

વીસમી સદીના એક સત્યવીર સાધુની ભાવભરી જીવન કથા. સુંદર છાપકામ, કલાભર્યું વિધાન.

૮ **ભાગ્યવિધાતા :** (નવી આવૃત્તિ છપાય છે.)

મહાન અકબરના બાલ્યકાળની જ્વલંત શૌર્ય ને વીર બહેરાંમખાંના જીવનની નવલકથા.

૯ **જવાંમર્દ :** (નવી આવૃત્તિ છપાય છે,)

કુમારજીવનનાં સાહસોને રસભરી બાનીમાં રજૂ કરતી સુંદર નવલકથા. એકવાર તમને ઉષાના પ્રકાશ જેવા નિર્દોષ બાલજીવનમાં ખેંચી જાય છે.

૧૦ **દેવદાસ :** ૨—૦—૦

શરદબાબુની નવલકથાનો 'શ્રી રતિલાલ દેસાઈ' સાથે કરેલો સુંદર અનુવાદ :

૧૧ **પ્રેમભક્ત કવિ જયદેવ :** ૪—૦—૦

સંસારપ્રસિદ્ધ ભક્તિશૃંગાર કાવ્ય 'ગીતગોવિંદ'ના રચયિતા મહાકવિ જયદેવની પ્રેમશૃંગારભરી નવલકથા.

૧૨ **પારકા ઘરની લક્ષ્મી :** ૩—૮—૦

દરેક કુમારિકા—જેના જીવનની સિદ્ધિ પારકા ઘરની લક્ષ્મી બનવામાં છે, તેના વિવિધ દૃષ્ટિકોણને રસભરી કથાઓથી રજૂ કરતો ગ્રંથ

૧૩ **ભાગ્યનિર્માણ :**

ભાગ્યના મેદાનમાં આર્યાવર્તના ચક્રવર્તી પદનો નિર્ણય કરનાર મહાવીરોની કથા. વિક્રમાદિત્ય હેમૂનો બીજો ભાગ.

૧૪ **શ્રી ઋષભદેવ :** છપાય છે.

માનવજીવનના ઉષઃકાળની પ્રેમ, શૌર્ય ને ત્યાગભરી સુંદર નવલકથા.

૧૫ **ભરતેશ્વર** છપાય છે.

આર્યાવર્તના આદિસમ્રાટની નવલકથા.

૧૬ **રાજા શ્રીપાળ** ૦—૮—૦

વ્રતકથા પદ્ધતિએ આલેખાયેલ કથા.